# गुर्जर ब्राह्मण.

ॐ। भद्रंकर्णेभिः शृणुयामदेवाः। भद्रंपश्येमाक्षभिर्यजत्राः। स्थिरैरङ्गै
स्तुष्टुवा ँ सस्तनूभिः। व्यशेमदेवहितं यदायुः ॥ तदात्मनिनिरते
यउपनिषत्सुधर्मास्तेमयि सन्तुतेमयिसन्तु ॥ उपनिषत्

શબ્દાર્થઃ—હે દેવો! અમે કાનોવડે કલ્યાણને સાંભળીયે, નેત્રાવડે કલ્યાણને જોઇએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષત્માં કહેલા ધર્મો હો. તે મારામાં હો.

વર્ષ ૨, અંક ૧. [ માસિક. ] આષાઢ. સંવત્ ૧૯૬૬.

## પ્રભુ પ્રાર્થના.

સવૈયા એકત્રીસા.

આ ગુર્જર બ્રાહ્મણ માસિકનું વર્ષ બિજું ઊગ્યે આ વાર,
કર જોડી પ્રણમી પ્રભુ તમને કરિયે વિનતિ જગત્ સૃજનાર!
ધ્યાન વિષે તે ધરી કૃપા કરિ અભિવાંછિત દેવા અવિનાશ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો, વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. 1

આળસ અંગેથી ત્યાગે ને સંભાળે નિજનાં ષટકર્મ,
ભૂલેલો પથ ભાળે સત્વર ને ધારે નિજનો શુભ ધર્મ;
તેમ થવા અજ્ઞાન જવા, દેખાવા અસલ તણો સુવિકાસ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૨

નિજ સ્થિતિ કેવી થઇ છે કળિમાં કેમ અધોગતિ થઇગઇ આમ,
દેખે તે દીવા જેવું, ભાળે નિજ ભુલ વિચારી કામ;
એમ થવા સન્માર્ગે વિચરવા જોવા ઉત્કર્ષનો ઉજાસ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૩

તજે અધમતા ભજે બ્રહ્મને બ્રાહ્મણ નામ કરે નિજ સાર્થ,
સમજે તત્વસુ 'તત્ત્વમસિ' તણું પ્રેરાયે કરવા સુપરાર્થ;
હોવા એવું જોવા જેવું સજ્જનમાં હોવા સાબાશ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૪

ટળે તિમિર અજ્ઞાન તણું વિજ્ઞાન તેજ વ્યાપે ઉર માંહિ,
ભાસે ભલું થવાનું અંતર કલેશ લેશ દીસે નહિ ક્યાંહિ;
થાવા ઉન્નતિ આપ તણી ને અવનતિનો હોવા ઝટ નાશ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૫

આવિ અધમતા ખાય ખતા બહુ તોપણ સમજે નહિ અજ્ઞાન,
વહે વેઠ શૂદ્રાદિકની પણ અંતરમાં કુળનું અભિમાન;
તેવા પશુ જેવા વૃષભોનો નાત વિષેથી ટળવા ત્રાસ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૬

ખાવું એજ ખરૂં સમજે પછિ ભલે થાઓ જન અન્ય ખુવાર,
સાઠીમાં પરણે કાઠીમાં જવા સમે અતિદુષ્ટ ગુમાર;
પરણી રંડાવે પારકિ જણી એવાને કરવા જ નિરાશ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૭

હોય નિરક્ષર તોય બકે ખર છિયે અમે બ્રહ્માના બાળ,
વિત્ત વિના ઉપવીત બતાવી બ્રહ્માને ખવરાવે ગાળ;
તેવાને અતિ લાજ ઉપજવા, દેખાવા શૂદ્રોના દામ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પ્રેરો સુપ્રકાશ. ૮

આપો લેખકમાં બળ એવું જેની લેખિની જગકર્ત્તાર,
બ્રાહ્મણને સન્માર્ગ સુઝાડી દુખની ઝાડી કરાવે પાર;
અષ્ટક આ ગણપત રચિ હે પ્રભુ, માગે છે એવું તુજ પાસ,
આ ગુર્જર બ્રાહ્મણ માસિકનો વિપ્રોમાં પાડો સુપ્રકાશ. ૯

---

## સ્તવન.

જય જય માત ઇશ્વરી. (૨)
જતુની શંકરી, શાંતિ સુખકરી...જય જય.

નિજ રસ કસ પરિપોષિત સંતતિ, લક્ષ્મી યશ કરી...જય જય.
સ્મિત ચારૂ તુજ વદન પ્રકાશે, શિશુ આનંદ કરી......જય જય.
મધુર સુધાકર સમ ઊક્તિ તુજ, દુખ હરસ્નેહ ભરી...જય જય.
તુજ ભક્તિથી શ્રેય સધાયે, ભવસિંધુને તરી........જય જય.
લલિત તનુજ અતિ ઉન્નતિ પામો, શ્રાન્ ભાવ જગ ધરી...જય જય.

---

# પ્રથમ વર્ષનું દિગ્દર્શન.

પ્રિય બંધુઓ ! ગુર્જર બ્રાહ્મણનું પ્રથમ વર્ષ પુરૂં થયું છે, અને દ્વિતિય વર્ષનો આરંભ થયો છે. એક વર્ષની ટુંક મુદતમાં અજ્ઞાન અને વિસ્તૃત સમાજમાં સંગીન કામ શી રીતે થઈ શકે. તો પણ આ નહાના બે ફરમાના બાલ માસિકે એક વર્ષના ટુંક સમયમાં જે સેવાં બજાવી છે તેનું આપણે દિગ્દર્શન કરીએ.

પ્રથમ તો ગુજરાતના બ્રાહ્મણ સમાજને ગાઢ તમસમાંથી જગાડી તેમનામાં સામાજીક કલ્યાણની લાગણી અને સામાજીક ઐક્યની જરૂરીઆતનું ભાન કરાવવાના આ અમારા માસિક દ્વારાના પ્રયાસમાં અમારા મિત્ર વર્ગ તરફથી અમને જે સહાય મળી છે, તેમનો અમારે ઉપકાર માનવો જોઇએ. અલબત્ત દરેક સત્પ્રવૃત્તિમાં ઈશ્વરનો જ હાથ હોય છે, અને તેની પ્રેરણાથી જ આવાં કામ બને છે. મનુષ્ય શું કરી શકે એમ છે એ ભાવના આપણાં આર્ય હૃદયમાં હમેશાં રમ્યા કરે છે. આપણું કર્તવ્ય કરવાનું કામ છે; ફલસિદ્ધિ ઈશ્વરના પ્રસાદ ઉપર જ છે. તો તે પ્રમાણે કોનો ઉપકાર માનવો અને કોણ ઉપકાર માને? કર્તા અન્ય અને યંત્ર પ્રમાણે કાર્ય કરનારા આવો આભાસ થાય છે. પરંતુ વ્યાવહારિક દૃષ્ટિ આથી જુદી જ હોય છે. તો તે દૃષ્ટિ અનુસાર અમારા સહાયકોનો અમારે ઉપકાર માનવો એ અમે અમારો ધર્મ માનીએ છીએ.

માસિક કાઢવાની શરૂઆતની વખતે પત્ર દ્વારાએ જાણીતા બ્રાહ્મણ સદ્ગૃહસ્થોનાં નામ મુંબાઈથી અમારા મિત્ર રા. સા. પ્રાણગોવિંદ લાલભાઇએ મોકલ્યાં હતાં. તેમજ ભરૂચથી રા. રા. મોહનલાલ જગજીવન, રા. રા. ડૉ. બાપાલાલ કરૂણાશંકર દ્વારા. આમોદથી રા. રા. ડૉ. ચુનીલાલ પરશુરામ વ્યાસ, વીરમગામથી ઔદિચ્ય મિત્રના તંત્રી, કચ્છ ભુજથી રા. રા. ધનજી રત્નેશ્વર ભટ્ટ, દેત્રોજથી રા. રા. હરિલાલ અંબાશંકર ત્રિપાઠી, રા. રા. મોઢ બ્રાહ્મણના તંત્રી જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી, અહમદનગરથી રા. રા. શોભારામ હીંમતરામ વકીલ. સુરતથી રા. રા. શાસ્ત્રી મણીશંકર હરિકૃષ્ણ તથા અન્ય સદ્ગૃહસ્થોએ પણ ગ્રાહકોનાં નામ મોકલી અમને સહાય આપી હતી. કાઠીયાવાડના સારા સારા બ્રાહ્મણોના નામનું લીસ્ટ અમને જામનગરથી સુપ્રસિદ્ધ વિદ્વાન શાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકરે મોકલી આપ્યું હતું. આ પ્રમાણે અમને ગ્રાહકોના નામનું એક સારૂં લીસ્ટ મળી શક્યું હતું. શરૂઆત ૧૦૦૦ ગ્રાહકોથી કરી હતી પરંતુ બ્રાહ્મણોમાં વાંચનના શોખનો અભાવ હોતાં તેમજ તેમનામાં સામાજીક કલ્યાણની લાગણી પ્રદિપ્ત થઈ નહોતાં વર્ષને આખરે ફક્ત ૫૦૦ ગ્રાહકો રહ્યાં હતાં. આ પછી બીજો ઉપકાર અમારે અમારા લેખકોનો માનવાનો છે. માસિકનો આધાર તેના વિચાર બળ ઉપર છે. અને આ વિચારો ઉત્તમ વિદ્યાથી, વિશાળ જ્ઞાનથી અને હૃદયની લાગણીથી સારી ભાષામાં લખનાર લેખકો જો કે અમને પુરતા પ્રમાણમાં મળ્યા નથી, તોપણ અમારી ખાત્રી છે કે અમે એક વર્ષના ટુંક સમયમાં લાગણીવાળા વિદ્વાન લેખકોની સહાય મેળવી શક્યા છીએ. લેખો ઉપરાંત અમને અમારા વિદ્વાન સુપ્રસિદ્ધ મિત્ર કવિ શ્રી ગણપતરામ રાજારામ ભટ્ટ, રા. રા. માસ્તર પુરૂષોત્તમ હરિકૃષ્ણ પુરાણી બી. એ. તથા જાણીતા લેખક અને સમાલોચક જેવા એક ગુજરાતી સાહિત્યના ઉત્તમ ત્રિમાસિકના તંત્રી રા. રા.

મણીલાલ છબારામ ભટ્ટ તથા રા. રા. મહાનંદ ભટ તરફથી વારંવાર ઉત્તમ સલાહો તથા સહાયો મળી છે માટે તેમનો પણ અમે અત્રે ઉપકાર માનીએ છીએ. આ પછી અમારી સાથે પત્ર વ્યવહાર કરી કેટલીક સલાહો આપી તથા ચર્ચાઓ કરી અમને કાર્યમાં ઉત્સાહ આપ્યો છે એવા બંધુ, રા. રા. ડૉ. શિવનાથ રામનાથ વ્યાસ એલ. એમ. એન્ડ એસ. રા. રા. વકીલ ઇશ્વરલાલ દેવશંકર રા. રા. ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ, રા. રા. રવિશંકર મણીશંકર ભટ્ટ બી. એ. ર. રા. જયશંકર પીતાંબર ત્રિવેદી એલ. સી. ઈ. રા. રા. ભોગીલાલ જય-શંકર ઓઝા. રા. સા. શાસ્ત્રીજી ગણપતરામ ગૌરીશંકર રા. રા. છોટાલાલ નરભેરામ તથા અન્ય બંધુઓનો અમે અમારા અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ. તેમજ અમને અમારા માસિક બદલ જે બન્ધુઓ તેમની સત્પ્રવૃત્તિની જાણ થવા તેમનાં માસિકો મોકલે છે તેમનો પણ અમે ઉપકાર માનીએ છીએ. છેવટે અમારા સરખેજના જ્ઞાતિ અભ્યુદય ઇચ્છનાર અને તેમાં મહાન આનંદ લેનાર અમારા બંધુ રા. રા લક્ષ્મીરામ ઇશ્વર તથા અમારા વ્યવસ્થાપકને તેના વ્યવસાઈ જીવનમાં માસિકો બીડવામાં તથા સરનામાં વગેરે કરવામાં સહાય કરનાર સરખેજના યુવકો તથા અમારાં ધર્મપત્નિ તથા પુત્રવધૂઓનો પણ અમે ઉપકાર માનીએ છીએ.

ઉપર પ્રમાણે અમારા સહાયકોનો ઉપકાર માન્યા પછી હવે માસિકની પ્રથમ વર્ષમાં આર્થિક સ્થિતિ કેવી છે તે જોઇએ. અમે માસિકના પ્રથમ અંકના પ્રષ્ટ ઉપર આપેલી વિજ્ઞાપનામાં જ જણાવેલું હતું કે "માસિક વણિક વૃત્તિથી લાભ હાનીના વિચારથી કાઢ-વામાં આવ્યું નથી. કંઈ પણ કાર્ય થવાનીજ વૃત્તિથી હાલમાં ધનનો ભોગ આપવો પડેતો આપવામાં આવશે અને જો માસિકનાં ગ્રાહક વધશે અને જો માસિકની આથિક સ્થિતિ સારી હશે તો દ્રવ્યનો વિનિમય સમાજનાં અભ્યુદય અર્થેજ કરવામાં આવશે." પ્રથમ વર્ષમાં આર્થિક સ્થિતિ કોઈ પણ રીતે સારી છે એમ તો નજ કહી શકાય કારણ કે સમાજ ઘણોજ વિસ્તૃત છે પરંતુ અમે સમાજની સ્થિતિનો વિચાર કરીને જ "ધનનો ભોગ આપવો પડે તો આપવામાં આવશે" એમ લખેલું હતું. પરંતુ અમને એક રીતે સંતોષ થાય છે કે અમે ધાર્યો હતો તેટલો બધો ભોગ આપવો પડે એવો વખત આવ્યો નહિ. દરેક માસમાં લવાજમની પહોંચ આપવામાં આવી છે. તે પ્રમાણે તેનો એકંદર સરવાળો કરતાં તથા તેમાં આમાસમાં આવેલા રૂપૈયા તથા વી. પી ના ટપાલ કમીશનના રૂ. ૧૪-૭-૦ ઉમેરતાં આવક કુલ રૂ. ૪૨૪-૧૩-૦ થઈ હતી. ખર્ચ રૂ. ૨૦૫-૦-૦ તેર અંકના કાગળ તથા છપામણી સુદ્ધાંત પ્રેસને આપવા પડ્યા છે. રૂ૧-૮-૦ ટાઇટલનુ બીબુ કરામણ. રૂ.૧-૦-૦ ઓફીસના બોર્ડ કરાવવામાં રંગની ડબીનો રૂ.૧૮૫-૩-૬ માસિકો બીડવામાં તથા. પત્ર વ્યવહાર કરવામાં વી. પી. મળી ટીકીટોના થયા હતા, રૂ.૬-૦-૦ અમદાવાદ તથા સરખેજમાં માસિકો વહેંચનારને આપવામાં આવ્યા હતા અને રૂ.૬-૧૪-૬ ઑફીસમાં કાર્ડ, કવર વગેરે ખર્ચમાં વપરાયા હતા ઉપર પ્રમાણે એકંદર ખર્ચ રૂ. ૪૭૫-૯-૦ થયું છે. આવક અને જાવકના આંકડા સરખાવતાં રૂ. ૫૦-૧૨-૦ ખુટે છે. અમદાવાદ તથા સરખેજના સ્થાનિક ગ્રાહકોની ઉઘરાણી રૂ. ૬૧-૦-૦ની બાકી છે જેમાંથી કેટલા વસુલ થશે તે કહી શકાય નહિ. આ પ્રમાણે પ્રથમ વર્ષની માસિકની આર્થિક સ્થિતિ છે. આપણા દેશમાં ઘણાં ખરાં માસિકો ખોટથીજ કામ કરે છે. કારણ કે દેશમાં નિર્ધનના ઘણી છે અને સામાજીક લાગણી કેળવણીના

અભાવને લીધે ખરેખર ખીલી શકી નથી. તેથી માસિક આદિ દ્વારા વિચાર ફેલાવનારા બન્ધુઓ કર્તવ્ય ભાવથી આત્મભોગ આપીનેજ આવાં કામ કરે છે. પાશ્ચાત્ય દેશોની પેઠે આપણા દેશમાં પણ જ્યારે માસિકો પ્રેમથી ઉદ્યોગનું સ્થાન થઈ પડશે ત્યારેજ કાંઈ સંગીન કામ થઈ શકશે.

ઉપર પ્રમાણે આર્થિક સ્થિતિનું દિગ્દર્શન કર્યા પછી આપણા માસિકથી શું કાર્ય થયું તે જોઇએ. અમે અમારા માસિકના પ્રથમ અંકમાં હેતુના મથાળા તળે લખાયલા લેખમાં જણાવ્યું છે કે:—"માટે આપણે આર્યાવર્તના એક ભાગમાં વસેલા તથા એકજ ગુર્જર માતૃ ભાષા બોલતો સર્વ બ્રાહ્મણ બંધુઓમાં સામાજીક ઐક્ય તથા બંધુ ભાવ ઉત્પન્ન થાય, અને તે થયા પછી પૂર્વકાળમાં જેમ બ્રાહ્મણો અન્ય સર્વ વર્ણનું કલ્યાણ કરવા પોતે જ્ઞાન મેળવી ધર્મ પંથે ચાલી આત્મભોગ આપતા તેજ પ્રમાણે હાલમાં પણ સ્વાશ્રય તથા સ્વાર્પણથી ગુજરાતના બ્રાહ્મણો ઐક્ય સાધી એક થઈ આખા ગુજરાતમાં વસતા અન્ય સર્વ બન્ધુઓનું કલ્યાણ કરવા પ્રયાસ કરે એવી શક્તિવાળા તથા તેજવાળા કેમ થાય એજ અમારો હેતુ આ માસિક કાઢવાનો છે." આવો મહાન હેતુ એક માસિકદ્વારા એક વર્ષમાં સિદ્ધ થાય એ બનવું અશક્યજ લાગે કારણ કે સમાજની વસ્તુસ્થિતિ જોતાં આ કામ મહાભારત જેવું લાગે છે પરંતુ આગ્રહી સાધક અને યોગ્ય સમય પછી એ કામ સિદ્ધ થાય એવું અમને લાગે છે. એક બન્ધુએ અમને એક પત્રમાં લખ્યું હતું કે આપ સમસ્ત બ્રાહ્મણોમાં ભોજન વ્યવહાર અને કન્યાવ્યવહારની છુટ કરવા માગો છો પરંતુ જ્યાં કુળા કુળ, તડેતડ તથા વ્યક્તિએ વ્યક્તિમાં ઐક્ય સંધાતું નથી તો આ કેમ થઈ શકશે? આવા આવા વિચારો ઘણાના મનમાં આવે છે. પણ આનો ઉત્તર 'હેતુ' નો પારાગ્રાફ વાંચનારને સ્પષ્ટ સમજાશે. લગ્ન અને ભોજન શિવાય ઐક્ય થાયજ નહિ એમ અમે માનતા નથી. સામાજીક ઐક્યને માટે હૃદયની લાગણીજ જોઇએ છીએ. તે ઉત્પન્ન થયા પછી અને તે સમાજમાં બલવત્તર થયા પછી સમાજને ભોજન વ્યવહાર તથા લગ્ન વ્યવહાર ઐક્યને પુષ્ટિ આપનારાં સાધન જણાય તો આગળ ઉપર તેમ ભલે કરે એમાં કાંઈ જાતનો વાંધો નથી. પણ અત્યારે અમારા કાર્યક્રમમાં એ વિષય પ્રધાનતા નથી ભોગવતો એતો એનો એક ગૌણ વિષય છે. ત્યારે હવે આપણે જોઇએ કે આ માસિકે ઉપરના હેતુનો કેટલો અંશ આ એક વર્ષમાં સિદ્ધ કર્યો છે. આ પ્રથમ વર્ષમાં સમાજમાં જે લોકોને સામાજીક કલ્યાણની લાગણી થઈ છે અને જેમને પોતાની સ્થિતિનું ભાન થયું છે એવા બન્ધુઓનું સામાન્ય ઐક્ય આ માસિક કરી શક્યું છે. એક વર્ષની મુદતમાં આ કામ કંઈ થોડું છે એમ અમે માનતા નથી. આ શિવાય જે પેટા જ્ઞાતિઓના કાર્યવાહકો છે તેમના મનમાં પણ માસિકદ્વારા અમે એમ ઠસાવી શક્યા છીએ કે સંગીન કામ કરવાને વિશાળ ક્ષેત્રની જરૂર છે અને તેવો પ્રયાસ થાય તો તે લોકો આ પ્રવાહમાં ભળવા તૈયાર છે. બ્રાહ્મણોમાં બન્ધુતા અને કર્તવ્યનું ભાન જાગૃત કરવું એ મહા મુશ્કેલ છે કારણ કે વિદ્યા વિના બુદ્ધિ ખીલતી નથી અને બુદ્ધિ વિના સ્થિતિનું ભાન થતું નથી અને વિવેક પૂર્વક કર્તવ્યની દિશા સુઝતી પણ નથી. આ વિદ્યા પ્રાપ્ત કરવામાં જોઇતા પ્રયાસો કરવા પણ બ્રાહ્મણોને સુઝતા નથી, કારણ કે ઘણા કાળથી પરાવલંબી થઈ ગયા હોવાથી સ્વાત્માવલંબી થઈ અથાગ ઉદ્યોગ કરવાની ઉત્સુકતા તેમનોમાં આવતી નથી અને બ્રાહ્મણ શરિરો અસત્ પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલાં દ્રવ્યના વિનિમ-

પથી અનાર્ય તથા આસુરી તત્વો ભરેલાં અન્નાદિકથી પોષાયલાં તથા વૃદ્ધિગત થયેલાં હોવાથી ઉન્નત સત્પ્રવૃત્તિ તરફ પ્રયાણ કરવાને અયોગ્ય થઈ ગયાં છે. જેમ યોગાભ્યાસ કરનાર તથા મનનો નિગ્રહ કરનાર મનુષ્યને સાત્વિક તત્વોથી પોતાનું શરીર પોષવાનું ગુરૂદ્વારા કહેવામાં આવે છે તેમજ બ્રાહ્મણોને બ્રહ્મત્વ પ્રાપ્ત કરવું હોય તો તેમાં પણ અમુક વસ્તુઓ જે અત્યારે તેમના જીવનના આધારરૂપ થઈ પડી છે તે ત્યાજ્ય કરવાની છે અને કેટલીક નવિન પ્રવૃત્તિઓ ગ્રાહ્ય કરવાની છે. આ જો કરવામાં નહિ આવે તો જેમ નકામું થયેલું જીર્ણ શરીર કાળના બળથી નવું બનવાને વિચ્છિન્ન થઈ જાય છે મૃત્યુને વશ બની જાય છે તેમજ પ્રજાની સેવા બજાવવાને જો બ્રાહ્મણ સમાજ યોગ્ય નહિં રહે અને રહેલી સત્તા તે પ્રાપ્ત કરવાના પ્રયાસમાં નહિ વાપરવામાં આવે તો તે બ્રાહ્મણ વર્ગનો નાશ થશે અને પ્રજાનું બ્રાહ્મણપણું કરવાને અન્ય નવિન બળવાળો તથા નવિન લોહીવાળો વર્ગ તૈયાર થશે. આથી વિશેષ કામ આ વર્ષમાં થઇ શક્યું નથી. માસિક પ્રજા સમક્ષ વિચારો રજુ કરી શકે પરંતુ આ વિચારોને આચારમાં મુકવા એ પ્રજાનું, સમાજનું જ કર્તવ્ય છે. સામાજીક સુધારાના, ધર્મજીવન ગાળવાના વિવિધ વિચારો તથા તે આચારમાં કેમ મુકવા આવા આવા ઘણા ઉચ્ચ વિચારો સમાજ સમક્ષ માસિકદ્વારા મુકવામાં આવ્યા છે, પરંતુ તેમાંના એકે વિચાર આચારમાં યથાસ્થિત મુકવામાં આવ્યા નથી. આ વિચારો પ્રમાણે જ્યાં સુધી આચાર ન થાય ત્યાં સુધી સમાજનો સંગીન ઉત્કર્ષ કોઈ પણ રીતે થઈ શકે એમ નથી. આદ્વિતિય વર્ષમાં કોઈ આવા કાર્યનો આરંભ થાય એ જોવા અમે ઇચ્છીએ છીએ. આત્મભોગ આપનારા જ્ઞાનવાન બ્રાહ્મણ સહાયકો જોઇએ છીએ. આ મેળવાનો પ્રયાસ ચાલે છે. તેવા સહાયકો મળ્યા પછી કોઈ સંગીન પ્રયાસ આરંભવાની અમારી અભિલાષા છે. આ બધા પ્રયાસ કરવામાં માસિકને સંગીન બનાવવું એ ખાસ જરૂરનું છે. માસિકનું કદ વધારવાનો આધાર આર્થિક સ્થિતિ ઉપર છે. પરંતુ તેનો વિચાર ન કરતાં ઘણાક બંધુઓની માગણી જણાતાં લવાજમમાં કાંઈ પણ વધારો કર્યા શિવાય માસીકના કદમાં એક ફર્માનો વધારો કરી ત્રણ ફર્માનું કર્યું છે, કારણ કે ઘણા સારા લેખો પડી રહેતા હતા માટે જો આ વર્ષ દરેક ગ્રાહક એકેક ગ્રાહક વધારે જે સહેલથી થઈ શકે એમ છે તો આ વર્ષમાં ખોટ ન આવતાં બીજાં કામ પણ માસિક દૃઢ થયા પછી આરંભી શકીએ. આ બધા કામમાં અમારા બંધુઓ સહાય કરશે અને તે દ્વારા ઈશ્વર આપણા સમાજનો ઉત્કર્ષ કરવામાં આપણને સહાયભૂત થશેજએવી દૃઢ શ્રદ્ધા રાખી અમે આ દિગ્દર્શન પુરૂં કરીએ છીએ

[गुर्जर ब्राह्मण ऑफिस.]

---

## બ્રાહ્મણ.

(અનુસન્ધાન પ્રષ્ટ ૧૮૪ ગયા વર્ષના.)

આગળ ઉપર જણાવી ગયા તે પ્રમાણે બ્રાહ્મણે સ્વકર્મ કરી સ્વધર્મ પરાયણ થઈ પોતાની ઉન્નતિ કરવાનો પ્રયાસ કરવો તથા તે સાથે પોતાની જ્ઞાતિનો પણ અભ્યુદય સિદ્ધ થાય તેવા ઉપાયો શોધી કાઢવા. હવે આ ઉદ્દેશ સાધવાને શાંશાં સાધનો ગ્રહણ કરવાં

તેનો સહજે વિચાર કરીએ. મનુષ્ય વ્યક્તિની ખીલવણી એટલે કે તેહેનામાં જે જે શક્તિ છે તેનો આવિર્ભાવ કરવો તેજ ઉન્નતિનો અર્થ તથા નિશાન છે.

મનુષ્ય વ્યક્તિમાં ત્રણ વસ્તુ માલૂમ પડે છે. ૧ દેહપીંડ (પંચ કર્મેન્દ્રિય તથા પંચ જ્ઞાનેન્દ્રિય સહિત) ૨ મન ૩ આત્મા.

અજ્ઞાનના આવરણથી જેહેનું સ્વરૂપ તિરોહિત થયેલું છે એવા આત્માનો અવિર્ભાવ કરવો એજ ઉન્નતિનો ઉદ્દેશ છે અને જેમ જેમ તેનો અવિર્ભાવ થાય તેમ તેમ ઉન્નતિના માર્ગમાં આગળ વધતા ગણાઇએ. સર્વાત્મભાવની પ્રાપ્તિ થવી, જગતકર્તા તેજ આપણો આત્મા છે એ સાક્ષાત્કાર થવો, એજ ઉન્નતિની પરાકાષ્ટા છે.

આ ઉદ્દેશ સાધવાનાં મુખ્ય સાધન દેહ તથા મન છે. માટે તેની સંપૂર્ણ રીતે ખીલવણી કરવી જોઇએ. દેહની ખીલવણીનાં સાધન કસરત, બ્રહ્મચર્ય, સ્વચ્છ સાદો પૌષ્ટિક ખોરાક મિતાહાર, અને શારીરિક પવિત્રતા તથા સુઘડતા છે. દેહની મજબુતાઇનો કેટલોક આધાર માતા પિતા ઉપર પણ છે, ચિંતા, શરીર રક્ષણમાં પ્રમાદ વિગેરે જે બાબતો દેહને નુકશાન કરે છે એવી બાબતોથી દૂર રહેવું.

મન સંકલ્પ વિકલ્પનું સ્થાન છે, જ્ઞાનેન્દ્રિયોએ મેળવેલું જ્ઞાન સંઘરી રાખવાનું ઠેકાણું છે, સારી તથા માઠી લાગણીઓ સમજવાનું તથા તેવીજ લાગણીઓ અન્ય તરફ દોરવાનું સ્થળ છે, વિચાર, એકાગ્રતા, પ્રબળ ઇચ્છા શક્તિ, સમજ અને નિશ્ચયાત્મ બુદ્ધિનું મથક છે. મનમાં અગાધ શક્તિ છે તેનો વેગ અકલિત છે. જેનું મન તેના કબજામાં આવ્યું છે તે સર્વ પ્રાપ્ત કરી શકે છે. માટે મનની ખીલવણી ઉપર જેટલું ધ્યાન આપીએ એટલું ઓછું છે. તેને યોગ્ય રીતે કેળવવું જોઇએ. અને તેની શક્તિમાં વધારો કરવો જોઇએ. તેને ઉપયોગી જ્ઞાનથી ભરપૂર કરવું જોઇએ; તેની શુદ્ધતા, સ્થિરતા અને એકાગ્રતા સંપાદન કરવી, દુષ્ટ સંકલ્પો તરફ જતાં તેને અટકાવવું. ખરાબ લાગણીઓને વશ થવા દેવું નહિ. સારી લાગણીઓનું પ્રાધાન્ય કરવું. દૈવી ગુણો પ્રાપ્ત કરવા કારણ કે દૈવી ગુણો ઉંચે ચઢાવનારા છે અને આસુરી ગુણો અધોગતિમાં લઈ જનાર છે. શાસ્ત્રાભ્યાસ, આત્મનિરીક્ષણ, અવલોકન તથા સત્સંગ ખરેખરૂં જ્ઞાન પ્રાપ્ત કરવાનાં, પ્રબળ માનસિક શક્તિ ખિલવવાનાં તથા નિશ્ચયાત્મક બુદ્ધિ પેદા કરી સત્યનું દર્શન કરાવી આત્યંતિક પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનાં સાધન છે.

ઉપલાં સાધનોથી જ્યારે મન આડું અવળું વ્હેવું બંધ થાય છે અને તેમાં શુદ્ધ સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી શાંત હોય છે ત્યારે આત્માની જ્યોતિ સ્ફુરે છે. આત્માની ઝાંખી થતાં સર્વ દુઃખ નાશ પામે છે. પોતાની અગાધશક્તિ પ્રતીત થાય છે.

મનુષ્યે આત્માવલંબન કરી, મન દૃઢ રાખી, પોતાના દેહ ઉપર કાબુ રાખી નિઃસ્પૃહ રીતે કર્તવ્ય કર્મ કરી આત્મોન્નતિના માર્ગમાં આગળ વધવું.

મનની શુદ્ધતા તથા નિશ્ચયને વળગી રહેવાની દૃઢતા તેજ અભ્યુદયની કુંચી છે. દૃઢ મન શરીરને પણ કાબુમાં રાખી ખીલવી શકે છે. દેહ તથા મન બેઉ કાબુમાં આવતાં તથા સંપૂર્ણ રીતે ખીલતાં સઘળા ઐહિક પદાર્થોની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાન સ્ફુરે છે. રિદ્ધિ સિદ્ધિ પગ આગળ આવી ખડી થાય છે. પણ તે ધીર પુરૂષ આથી આકર્ષાતો નથી પણ આગળ વધી જ્ઞાનાવસ્થામાં સ્થિત થઈ આત્યંતિક સુખ મેળવવા પ્રયાસ કરે છે. પરો-

પકારમાં પ્રવૃત્ત થાય છે. કર્મ કરવાં જોઇએ માટે કરે છે. સદ્દગુણો તેના અલંકાર રૂપ થઈ રહે છે. જીવતાંજ મોક્ષની દશા ભોગવે છે. લોકોને સર્વ રૂપ થાય છે મનુષ્યોને પોતાની વચમાં ઈશ્વરની હાજરી માલૂમ પડે છે. અને દરેક પુરૂષ તેને માનસહિત પૂજે છે

આવી રીતે દરેક માણસ ઉન્નતિને પામે તો ભારત વર્ષ ઈશ્વરી માણસોથી ભરપૂર થાય. પરમાત્મા આપણી વચ્ચે આવી નિવાસ કરે. શાંતિ, સુખ તથા આનંદની સીમા રહે નહિ.

સઘળાં મનુષ્યને લાગુ પડે એવા ઉન્નતિના માર્ગનુ ઉપર સ્હેજ દર્શન કરી બ્રાહ્મણોને માટે મહર્ષિઓએ સ્પષ્ટ રીતે દર્શાવેલા ઉન્નતિના માર્ગનુ ક્રમશઃ અવલોકન કરીશું.

જન્મ અને સંસ્કારઃ—

સર્વ મનુષ્યો સરખી રીતે પેદા થાય છે. પિતાના શુક્ર અને માતાના રજનો સંયોગ થતાં બાળક માતાના ઉદરમા ઉત્પન્ન થાય છે અને યોગ્ય વખતે આ દુનિયામાં જન્મ ધરે છે. આર્ય, અનાર્ય કે મ્લેચ્છ સઘળા એક રીતે જન્મ પામે છે માટે માત્ર જન્મને લીધેજ એકને બ્રાહ્મણ કહેવો અને બીજાને શુદ્ર કહેવો, એકને આર્ય કહેવો અને બીજાને અનાર્ય કહેવો એ શબ્દનો મિથ્યા ઉપયોગ કરવા જેવું છે.

जन्मना ज्जायते शूद्रः संस्काश द्विज उच्यते ।

આ રીતે ખરૂં જોઈએ તો માણુસ જન્મથી તો શુદ્ર જન્મે છે પણ સંસ્કારથી દ્વિજ થાય છે. સંસ્કારથી જ માણસ પોતાના યોગ્ય દરજ્જાને પ્રાપ્ત કરે છે.

આપણા મહર્ષિઓએ સંસ્કારની એટલી બધી અગત્યતા ગણી છે કે ગર્ભાધાનથીજ સંસ્કારોની આજ્ઞા કરી છે. ગર્ભાધાનથી પરિણયન પર્યંત સોળ સંસ્કારો કરવાની આવશ્યકતા તેઓએ જૂદે જૂદે સ્થળે દર્શાવી છે. તે સંસ્કારોમાના કેટલાક તો દ્વિજત્વના પાયારૂપ છે. આ બધા સંસ્કારો મનુષ્યને ખરૂ મનુષ્યત્વ આપે છે. સંસ્કાર શિવાયનો મનુષ્ય માત્ર પશુતુલ્ય છે. સંસ્કાર માણસને અધમમાંથી ઉત્તમ બનાવે છે અને તેને ઈશ્વર તરફ લઈ જાય છે. જે વ્યક્તિઓ પોતાના દુર્ભાગ્યે આ સંસ્કારોને યથા યોગ્ય પ્રાપ્ત ન થઈ હોય તેઓ દ્વિજ નથી.

આ સંસ્કારો તેમનું રહસ્ય સમજી કરવા જોઈએ. માત્ર ફારસ તરીકે કે ખોટા આડંબર કે ઢોંગ તરીકે તે ન કરવા. તેમ તદ્દન ન કરવાથી તો અત્યંત નુકશાન થાય છે. સંસ્કાર વગરનો મનુષ્ય કોઇ પણ કર્મ કરવાને લાયક ગણાતો નથી. ઉત્તમ જ્ઞાતિમાં જન્મેલા માબાપોના બાલકો જરૂરના સંસ્કારના અભાવે અત્યંત પતિત તથા ક્ષુદ્ર થઇ જવાનો સંભવ છે. હિંદુ શિવાયના બીજા લોકોને પણ કેટલાક સંસ્કારોમાંથી પસાર થવું પડે છે. બેપ્ટીઝમની ક્રિયા થયા વગર ક્રિસ્તિ માબાપનું બાલક ક્રિશ્ચિયન ગણાતું નથી. મુસલમાનોને સુન્નત કરાવવી પડે છે. પારસીઓને કસ્તી અને સદરો ધારણ કરવાં પડે છે. અફસોસ છે કે આર્યાવર્તના બાલકોમાંનાં ઘણાખરાઓને બીલકુલ ઉપનયન સંસ્કાર કરવામાં આવતો નથી અને તેમ છતાં પણ તેમને ઉંચી કોમના હિંદુ—આર્ય—અથવા દ્વિજ કહેવામાં આવે છે. આ દેશના દુર્દૈવે જે વખતે ઉપનયન સંસ્કાર થવો જોઈએ તે પહેલા તો લગ્ન

નો ફાંસો ભજવવામાં આવે છે અને ઉછરતા આશા ભરેલા છોકરાઓ અને કોમળ નિર્દોષ બાળકીઓને દુઃખના ખાડામાં ઉઘાડીઆંખે ફેંકી દેવામાં આવે છે.

સંસ્કારની બાબતપર સમજુ પુરૂષોએ ખાસ ધ્યાન આપવું જોઈએ. સંસ્કારોનું રહસ્ય તથા તેમનીઅગત્યતા બરોબર સમજવી જોઈએ. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિ દ્વિજ કહેવાય છે. તેઓમાં યોગ્ય કાલે યોગ્ય સંસ્કાર યથાવિધિ થવા જોઇએ. બ્રહ્મ બંધુઓના ખરા અભ્યુદયનું મૂલ સંસ્કારમાં જ છે. હે બ્રહ્મબંધુઓ યોગ્ય સંસ્કાર કરી તમારા ઉપર ચઢેલી લાંબા વખતની મલીનતા દૂર કરી તમારૂં ખરૂં તેજ પ્રાપ્ત કરો.

(અપૂર્ણ.)

પુરષોત્તમ હરિકૃષ્ણ પુરાણી.

---

# ધર્મ શું ? અને તે ક્યાં છે ?

આપણા લોકો સાધારણ રીતે એમ સમજે છે કે, ' આપણા જેવો ધર્મ કોઈ પાળતું અને માનતું નથી. ' અલબત્ત અંધપરંપરાનું જ્ઞાન જ્યાં સુધી લોકના મોટા ભાગમાં પ્રવર્તે છે ત્યાં સુધી તો તેમનું આ માનવું વાસ્તવિક કહેવાય, પરંતુ જેમને સારી કેળવણી મળી છે તેવા માણુસો પણ જ્યારે ધર્મનું ખરું સ્વરુપ પ્રાચીન સાહિત્યમાં શું છે તે સમજવાનો કે સમજાવવાનો યત્ન ન કરતાં ગાડરીઆ પ્રવાહે ચાલ્યા જાય ત્યારે એ દિલગીર થવા જેવુંજ કહેવાય. ધર્મમાં કોઇ એવી મોટી મોહિની અને શ્રદ્ધા રહેલી છે કે, સામાન્ય લોકમંડળ અમુક માણુસ ધર્મી છે એમ જાણતાં જ તેનાં વખાણુ કરવા વળગી જાય છે, તેને ભજે છે અને તેને ઇશ્વરની પણ ઉપરનું પદ આપી દે છે. અલબત્ત ધર્મીને ઇશ્વરના કરતાં પણ મોટું પદ ઘટે છે અને શ્રી ભગવાને પોતે બ્રાહ્મણોને પોતાના કરતાં પણ વધારે મોટા ગણ્યા અને ગણાવ્યા છે તે આ કારણુને લીધે જ પરંતુ ' ધર્મી ' યથાર્થ ધર્મનો પાલક છે કે ઢોંગી છે તેની તપાસ કરવી અને સત્યનું શોધન કરવું એ દરેક માણુસનું પહેલું કર્તવ્ય છે. કોઇએ ' સોનું ' કહ્યું એટલે તેને સોનું જ માની બેશી રહેવું એ મનુષ્યને માટે યોગ્ય નથી તેમ એ મનુષ્યનો ધર્મ પણ નથી. સદસદ્‌વિવેકબુદ્ધિવાળી તેમજ યથાર્થ પરીક્ષાવાળી દૃષ્ટિએ વસ્તુની કસોટી કરી પછી તેને તે વસ્તુ તરીકે માન્ય રાખવી એ પણ મનુષ્યને અપાયલી બુદ્ધિનું સાર્થક અને એક બહુ જ અગત્યનું કર્તવ્ય પણ કહેવાય છે. અમુક પ્રકારનું વર્તન માત્ર જ કંઈ ધર્મ નથી. ધર્મ બહુ બહોળો અર્થ પોતામાં સમાવે છે અને વિદ્વાનોએ તેને ઘણે ઘણે ઠેકાણે આપણુને સમજાવ્યો. મનુસ્મૃતિમાં બીજાં ધર્મશાસ્ત્રોમાં અને વિજ્ઞાનનાં પુસ્તકોમાં તેની બહુ બારીક વ્યાખ્યાઓ કરેલી છે તથા તેની ઉપર મોટાં મોટાં વિવેચનો પણ થયેલાં છે અર્થાત્ ધર્મ કોને કહેવો એ સમજાવવાનું વિદ્વાનોએ બાકી રાખેલું નથી માત્ર એટલું જ કે આપણે તેને જાણુતા નથી અથવા જાણુવાની તજવીજ કરતા નથી અને જેમને માથે આપણુને ધર્મ સમજાવવાની ફરજ નંખાયલી છે તેઓ આપણી—અરે—આપણી સ્થિતિના કરતાં પણ વધારે અંધતમ સ્થિતિમાં સબડે છે અને આપણે થોડુંક દેખતા થવા છતાં પણ એમના અજ્ઞાનને આંખ મીચામણીમાં ચલાવ્યે જઈએ છીએ. જો આવું જ ' અંધેરી હાર ' ના જેવું ચાલશે તો આપણે કદી પણ આ અંધમ સ્થિતિમાંથી ઉપર આવવા પામીશું નહિ અને ધર્મ એ શું તથા તે ક્યાં રહેલો છે તે પણ જાણી શકીશું નહિ

માટે આપણી ફરજ છે કે આપણે પોતે ધર્મને સમજવાનો યત્ન કરવો અને જેમને માથે આપણને સમજાવવાની ફરજ છે તેમને તેનો બરોબર અભ્યાસ કરી આવવા આપણે ફરજ પાડવી કે જેથી આપણી પછી થનારી પ્રજાને ધર્મનું યથાર્થ સ્વરૂપ તેઓ સમજાવી શકે. 'બ્રાહ્મણોએ દેશને ડુબાવ્યો' એમ લોકો સામાન્ય રીતે કહે છે તે ખોટું નથી. આપણે બ્રાહ્મણોએ આપણી ઉપરનો આ દોષારોપ દૂર કરવાને તત્પર થવું જ ઘટે છે. જ્યાં ધર્મ નથી ત્યાં ઉન્નતિ નથી અને જ્યાં વિદ્વાન બ્રાહ્મણ નથી ત્યાં ધર્મ પણ નથી. પ્રાણીઓથી વિશેષ જો કંઈ પણ હોય તો તે મનુષ્યોમાં માત્ર એક ધર્મ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણો અગ્રણી છે તો તેમણે યથાર્થ ધર્મ જાણવોજ જોઈએ.

જેના અનુષ્ઠાનથી ઈચ્છિત ફળની પ્રાપ્તિ થાય, દુઃખનો નાશ થાય, અને જેને સારા કહેવાતા માણસો પાળતા અને અનુસરતા હોય તે ધર્મ કહેવાય છે. જેણે કરી જીવનનું ધારણ થાય, જેણે કરીને દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ થાય અને જેણે કરીને સમાજની સ્થિતિ સુખરૂપ ચાલતાં સર્વને યથાધિકાર કર્તવ્ય પ્રાપ્ત થાય એવી જે વ્યવસ્થા તે ધર્મ કહેવાય. ધર્મનું આવું સ્વરૂપ ધ્યાનમાં લઈ આપણા ઋષિમુનિઓએ મનુષ્યના જીવનને ચાર આશ્રમમાં વહેંચી નાંખી ધર્મનાં જુદાં જુદાં કર્તવ્યોને તેમાં ગોઠવ્યાં છે. એક દિવસમાં, એકાદ ગ્રંથના અભ્યાસમાં, એકાદ વ્યવહારના જાણવામાં કે અમુક અનુભવ મેળવવામાં કિંવા ઈશ્વિર સંબંધી અમુક વિચાર બાંધવામાં અથવા અમુક આચારે આચરવામાંજ કંઈ ધર્મ આવી જતો નથી, તે બહુ વિશાળ અને દરેક કાર્યમાં રહેલો છે અને તેને વળી દેશ કાળ અને વસ્તુ સ્થિતિને અનુસારે સ્થિતિસ્થાપક બતાવવો પડે છે. બુદ્ધિ તથા જ્ઞાન વૃદ્ધોની અનુભવી કુચીઓથી તેનો માર્ગ સામાન્ય માણસોને માટે હમ્મેશ ખુલ્લો થતો રહે છે. ધર્મ જેનો આવો મોટો અને બહોળો અર્થ તેમજ ઉપયોગ છે અને જેના વગર મનુષ્યને ચાલી શકતું નથી તેનું શિક્ષણ અને તેનો ઉપદેશ જ્ઞાનીઓએ વિસારી દીધેલો નથી. મનુષ્યોને ધર્મની ખુંચો રોજને રોજ બતાવવા માટે તેમણે "બ્રાહ્મણોની અર્થાત્ વર્ણની વ્યવસ્થા કરેલી છે, અને તેથી કરીને આપણો ધર્મ' વર્ણ અને આશ્રમમાં વહેચાઇ આખા જીવનમાં અને જીવનની દરેક હિલચાલોમાં ઓતપ્રોત સઘળેજ રહેલો છે. જ્યારે દરેક કામ કાજમાં અને હિલચાલમાં ધર્મ રહેલો છે ત્યારે તે ઈશ્વિરને લગતીજ એકલી એકદેશી વાત છે એમ કહેવાય નહિ. આપણે જેને અનુસરતા હોઇએ તેજ ધર્મ અને તેનું અનુષ્ટાન કરનારનેજ ઈશ્વિરનું ધામ સુલભ એમ કહી શકાય નહિ અને એમ કહેલું પણ નથી. જે અલૌકિક બુદ્ધિના ઋષિ મુનિઓ આપણામાં થઈ ગયાંછે અને જેમણે આખાં જીવનનાં જીવન મનુષ્ય માત્રના નિઃશ્રેયસમાં ગાળ્યાં છે તેમણે ધર્મનો લગારે સંકુચિત અર્થ કર્યો નથી. બહુ મોટા સ્વરૂપમાં તેમણે એને માન્યો છે અને મનુષ્ય માત્રને જ્ઞાન અને આચરણને અનુસરતાં તેનાં અધિકારી જણાવ્યાં છે. પ્રવૃત્તિ અથવા કર્મ વગર માણસ રહી શકતું નથી અને સર્વે મનુષ્યો એકજ દિશાએ પ્રવૃત્તિ કરી પણ શકતાં નથી તેથી વર્ણ વ્યવસ્થા કરી મનુષ્યોને જુદી જુદી જાતની પ્રવૃત્તિ સોંપાઈ છે. આપણી વર્ણ વ્યવસ્થામાં પણ ત્રણ વર્ણોને ઘણી પ્રવૃત્તિ સોંપાયલી છે જ્યારે તેમની ધર્મને લગતી પ્રવૃત્તિના નેતા બ્રાહ્મણોને બનાવ્યા છે.

ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્રના ધર્માચાર માટે બ્રાહ્મણો જોખમદાર છે. આ ફરજ બ્રાહ્મણોએ બજાવી નહિ અને જે પ્રવૃત્તિ તેમને માટે અધર્મ તરીકે ગણાય તેમાં તેમણે પ્રવૃત્તિ

કરવા માંડી તેથી તેમનો પોતાનો અને તેમને આશ્રયે રહેલા ત્રિવર્ણનો અધઃપાત થયો. આ વાત જનમંડળમાંની સ્થિતિ ઉપરથી અને ઇતિહાસથી એની મેળેજ પુરવાર થાય છે. હિંદની હાલની હાલત જેને હિંદુઓ ધર્મવાળી માને છે તે બીલકુલ ધર્મવાળી નથી માત્ર અમુક જાતના આચારો જેને તેઓ અંધ પરંપરાથી ધર્મ તરીકે માની બેઠા છે તેના આચરણ જેટલોજ ધર્મ તેમનામાં છે. आचार प्रथमो धर्मः એ વાત ખરી પરંતુ તે આચાર કયો કે જેને ધર્મ એવું મોટું નામ આપી શકાય. દેશકાળ અને વસ્તુસ્થિતિ ઉપર બુદ્ધિ પુરઃસર વિચાર કરી તથા ઘણાઓના અભિપ્રાય અને અનુભવ મેળવી સમયને જોઈ મહાપુરૂષોએ નક્કી કરેલો અમુક આચાર તે તેવી જાતનાં દેશકાળ અને પરિસ્થિતિ હોય ત્યાં સુધીજ ધર્મ ગણાય પછી નહિ. વસ્તુસ્થિતિ ફરી ગયા પછી અમુક આચાર જે ધર્મ ગણાતો હોય તે અધર્મ થઇ જાય છે માટેજ ધર્મનું યથાયથા કાળે સ્વરુપ બતાવવાને બ્રાહ્મણોની યોજના કરાયલી છે, અમુક બાબતમાં 'આને ધર્મ કહેવો' એવું સૂત્ર હમ્મેશને માટે હોતું નથી અને હોઈ શકે પણ નહિ, જે વાત બાળકને માટે ધર્મ્ય હોય તે મોટાને માટે ધર્મ્ય ન હોય, જે બ્રાહ્મણને માટે ધર્મ્ય હોય તે ક્ષત્રિય વૈશ્યને માટે ધર્મ ન હોય, જે વાત અમુક કાળને માટે ધર્મ્ય હોય તે વાત બીજે કાળે ધર્મ્ય ન હોય, આવી સ્થિતિ જીવનમાંની અનેકાનેક વસ્તુઓમાં અને વાતોમાં રહેલી છે એટલે વારંવાર ધર્મનું સ્વરૂપ નક્કી કરવું પડે છે અને એવી ગુંચવણ સ્વાભાવિક રીતેજ સંસારીઓને વારંવાર આવવાનો સંભવ હોવાથી ઋષિ મુનિઓએ તેનો નિર્ણય કરવાને તથા લોકમંડળને યથાર્થ માર્ગ બતાવવાને બ્રાહ્મણ વર્ણની યોજના કરેલી છે.

આપણે બ્રાહ્મણો અત્યારે ધર્મ શું ? તે બરોબર સમજતા નથી અને આપણી અસમજને લીધે લોકો પણ ધર્મ એ શું તે સમજતા નથી એટલે અમુક આચારો જે એકકાળે ધર્મ્ય હતા પરંતુ હાલ નથી તેમ છતાં પણ તેનું અનુવર્તન એ ધર્મ મનાય છે અને એવો અધર્મ્ય ધર્મ મનાતો અને પળાતો રહેવાથી આપણે આપણા શિષ્ય વર્ગની સાથે નીચે અને નીચે પડતા જઇએ છીએ. સર્વ શાસ્ત્રકારો અને વિચારશીલ વિદ્વાનો કહે છે અને કહેતા આવ્યા છે કે દેશકાળ અને પરિસ્થિતિને યોગ્ય ધર્મ વખતો વખત ઘડાવો જોઇએ. ધર્મનું આવું સ્વરુપ ઘડવાને બુદ્ધિશાળી અને વિદ્વાન બ્રાહ્મણોની જરૂર છે. જ્યાં સુધી આપણે બ્રાહ્મણો બીજી બધી પ્રવૃત્તિઓને દૂર ફેંકી દઈ અભ્યાસથી આપણાં મનને ઉન્નત બનાવી ધર્મનો વિચાર કરીશું નહિ ત્યાં સુધી ધર્મ સુધરવાનો નથી અને ધર્મ સુધરશે નહિ ત્યાં સુધી જનમંડળ પણ સુધરશે નહિ. નઠારો કાયદો હોય ત્યાં નઠારાં આચરણ ચાલે અને લોકમંડળ તેમાંને તેમાં સબડયા કરે એમાં શી નવાઈ? લોકમંડળને સુધારવાને માટે પ્રથમ કાયદાને સુધારવો જોઇએ તેમજ સામાન્ય લોકમંડળને સુધારવાને માટે આપણા ધર્મને સંસ્કાર આપવો જોઇએ અને અમે બેધડક રીતે કહીશું કે ધર્મને સંસ્કાર આપવાનો કાળ હવે આવી પહોંચેલો છે. સુધરેલાં, અર્ધ સુધરેલાં અને જંગલી તમામ માણસોમાં ધર્મ આત્મામાંથી સ્ફુરે છે. જેમ અંગારો પોતાનું તેજ સ્ફુરાવ્યા કરે તેમ મનુષ્યમાં રહેલો આત્મા ચૈતન્ય હમ્મેશાં ધર્મનું સ્ફુરણ કર્યાજ કરે છે. પશ્ચિમ તરફના વિદ્વાનો જેમણે પશુઓમાંથી મનુષ્યનું વિકસન પુરવાર કરવાને મોટી મોટી શોધો કરેલી છે તેઓ પણ કહે છે કે 'ધર્મ છે એજ મનુષ્યપણું છે' આપણા શાસ્ત્રકારો પણ કહે છે કે, धर्मो विशेषोहि नास्य राजन् ધર્મ છે એજ પશુઓ કરતાં વિશેષ લક્ષણ મનુષ્યનું છે. જેને આપણે ખરો ધર્મ કહીએ તે અત્યારે આપણે સમજતા નથી અને એવો ખરો ધર્મ અત્યારે આચારમાં પણ

નથી અને જ્યારે ખરો ધર્મ નથી ત્યારે અધર્મ્ય ધર્મમાં પ્રવૃત્ત રહ્યા કરવું એ માત્ર શ્રદ્ધા જડતા જ કહેવાય. ધર્મ ઉઠાડી મૂકવો કિંવા મિથ્યા નાસ્તિકતાનો ઉપદેશ કરવો એ આમાં તાત્પર્ય નથી પરંતુ ધર્મ જેને ખરી રીતે ધર્મ કહી શકાય તેની આવશ્યકતા સોળેસોળ આના સ્વીકારી તેનું અનુવર્તન અને પાલન પ્રજામાં હોવુંજ જોઇએ એમ દર્શાવવાનો ઉદ્દેશ છે. વર્ણ પ્રમાણે, કામ પ્રમાણે, વય પ્રમાણે, દેશ પ્રમાણે અને આસપાસના સંજોગો પ્રમાણે ધર્મ યથા ન્યાય જેવો પ્રાપ્ત થતો હોય તે મનુષ્યોએ પોતાના અને પરના કલ્યાણને માટે અવશ્ય પાળવોજ જોઇએ. જો પ્રાપ્ત અને યોગ્ય ધર્મ મનુષ્યો ન પાળે તો સામાજીક, ધાર્મિક, કે રાજકીય કોઈ સ્થિતિમાં તેઓ પોતાના મનુષ્યત્વનો નિર્વાહ કરી શકે નહિ. ધર્મ શું તેની આપણે વારંવાર જણાવ્યું તેમ સપુર્ણ સમજ નથી અને જેને સમજવાળો યથાર્થ ધર્મ કહીએ તે આપણામાં રહેલો નથી તેથીજ આપણે પડેલા છીએ. ધર્મને સંસ્કાર આપી પોતાનો અને પોતાની સાથે આર્ય પ્રજાનો ઉદ્ધાર કરવો એ બ્રાહ્મણોનું પહેલું અને અતિ અગત્યનું કર્તવ્ય છે જે તરફ ઇશ્વર બ્રાહ્મણોની બુદ્ધિને પ્રેરે અને તેમની વર્તમાન જાગ્રતિ ધર્મને સુધારી તેમની અને લોકની વૃત્તિને સુધારે એજ અભીષ્ટ છે.

મણીલાલ છબારામ.

---

# આદ્ય શંકરાચાર્ય જયંતિ મહોત્સવ સમારંભ. (સુરત.)

મણીશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીના પ્રયાસથી સ્થાપન થયેલી 'શ્રીશંકર સમાજ' આજ ૭ વર્ષથી સુરતમા શ્રીશંકરાચાર્ય જયંતિ ઉજવે છે. તેમાં આ ૧૯૬૬ ના વૈશાખ શુક્લ પંચમીની જયંતિ એક નમુનારૂપ નિવડી છે. આ જયંતિને આવું મોટું સ્વરૂપ લાવનાર અત્રે મળેલી વૈષ્ણવ પરિષદ છે. વૈષ્ણવ પરિષદે શું કાર્ય કર્યુ છે, તેનો હેવાલ કેટલાક પેપરોમાં આવી ગયો છે. તેણે માત્ર શંકરાચાર્ય અને તેના અનુયાયીઓની નિંદા કરવા શિવાય અન્ય કાર્ય કર્યુ નથી, એ સર્વને સુવિદિતજ છે. વૈષ્ણવોના આવા અસ્થાનીય જલ્પનથી શંકરાચાર્યે શ્રીમન્માધવતીર્થ તથા તેમના અનુયાયીઓ કદિ પણ ડરે એમ નથી. કારણ કે જ્યાં સુધી આ બ્રહ્માંડ રહેશે ત્યા સુધી શ્રીશંકર સિદ્ધાંતને લેશ પણ ફેરવી શકે એવો કોઇ સપુત ઉત્પન્ન થયો પણ નથી અને કદિ થવાનો પણ નથી.

આ છઠ્ઠો જયંતિ સમારંભ અત્રેના બાવાજીના મંદીરમાં ઉજવાયો હતો, મંદિરના ભવ્ય સ્થાનને ધ્વજા પતાકા તોરણો વિગેરેથી શણગારવામાં આવ્યુ હતું, અને આદ્યશંકરાચાર્યની ચાર શિષ્યો સાથની છબીને હાર તોરાથી અલંકૃત કરી હતી. પ્રાતઃકાળે વિધિપૂર્વક શિવપૂજન સાથે લઘુરૂદ્રાનુષ્ઠાન તથા શ્રીબાલાજી માહારાજનું પૂજન કરવામાં આવ્યું હતું. સાંજના બરાબર પાંચ વાગે સભાનુ કામ શરૂ થતાં પહેલા શ્રોતાઓથી સભાસ્થાન ચીકાર થઈ ગયું હતું. સ્ત્રીઓનેમાટેની બેઠક જુદી એલાયદી રાખવામાં આવી હતી, શ્રોતાઓની સંખ્યા આસરે પંદરસોથી બે હજારની જણાતી હતી. જયંતિનો પ્રોગ્રામ ત્રણ દીવસનો રાખ્યો હતો, છતાં વક્તાઓના વ્યાખ્યાન નહિ પૂરાં થવાથી બે દિવસ વધારવા પડ્યા હતા એટલે એકંદરે પાંચ દિવસનો સમારંભ થયો હતો. આ જયંતિ મહોત્સવમાં ભાગ લેવા અમદાવાદ,

વડોદરા, ભરૂચ, પેટલાદ અને મુંબઇના ગૃહસ્થો પધાર્યા હતા. તેમાં અમદાવાદ મેલ ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ રા. બા. કમળાશંકર પ્રાણશંકર, વડોદરાવાળા જ્ઞાનમઠાધીશ પંડિત છોટુમહારાજ, વ્યાખ્યાકોવિદ-શાસ્ત્રી નારાયણ ગીરધર, તથા વિદ્વાન વક્તા હિરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ, અને ડભોઇવાળા પંડિત હિમ્મતલાલ પ્રાણજીવન મુખ્ય હતા. આ વિદ્વાનોએ ખાસ જયંતિને માટે સુરત પધારી સુરતની પ્રજાને જે લાભ આપ્યો છે, તે કદિ પણ વિસ્મૃરણ થાય એમ નથી. એમણે સુરતની પ્રજામાં જે શુભ સંસ્કારો નાંખ્યા છે, તે યાવદ્ જીંદગી ખસે એમ નથી.

૧ લો દિવસ—સભાનું કાર્ય આરંભ થતાં અત્રેના વનિતા વિશ્રામની બાળાઓએ શિવમાનસિક પૂજાના શ્લોકોથી મંગલાચરણ કર્યું હતું તેમની એક શિવભક્તે શંકરના કેટલાંક ભજન ગાયાં હતાં. બાદ અત્રેના સુપ્રસિદ્ધ નાગરીક સદ્ધર્મ ભાસ્કર ચંદ્રશંકર ભીમાનંદની દરખાસ્તથી પ્રમુખસ્થાન રા. બા. કમળાશંકરને આપવામાં આવ્યું હતું.

પ્રમુખે પહેલો ઠરાવ સાતમા એડવર્ડના મરણ માટે શોક દર્શાવનારો કરીને સભાના કામનો આરંભ કરતાં જણાવ્યું કે, આપણે આજે જે કાર્યને માટે મળ્યા છીએ તે કાર્ય એવી રીતે પાર પાડવું કે કોઈ પણ વ્યક્તીને કંઇ પણ બોલવાનું અગર આપણા કાર્યમાટે આક્ષેપ કરવાનું રહે નહિ. આપણે કોઇના કાર્યને ખંડન મંડન કરવા મળ્યા નથી. તેમ આપણે તે કરવું પણ નથી. ખંડનવાળાનું ખંડન અને મંડનવાળાનું મંડન સ્વતઃસિદ્ધ છે, તો પછી ફોકટ વક્રપ્રલાપથી શું? આવી રીતનો પ્રથમ ઠરાવ થયા પછી શંકર સમાજના પ્રમુખ-શાસ્ત્રી મણીશંકર હરિકૃષ્ણે સમાજ સંબંધી જાણવાજોગ હેવાલ કહી બતાવી, શ્રીશંકરાચાર્યના જન્મનો શું હેતુ હતો, કેવા કટાકટીના સમયમાં એમણે જન્મ લીધો હતો, અને જગતપર એમણે કેટલો ઉપકાર કર્યો છે? એ વિષે ટુંક વ્યાખ્યાન કર્યું હતું.

પછી કાઠીઆવાડના માજી એજ્યુકેશન ઈન્સ્પેક્ટર રા. બા. ગણપતરામ અનુપરામે આવી જયંતિની ખાસ જરૂર વિષે કેટલુંક બોલી આ શ્રીશંકરાચાર્યની જયંતિ આજ ૭ વર્ષથી ઉજવવા માટે સુરત શંકરસમાજને ધન્યવાદ આપ્યો હતો.

ત્યારબાદ રા. રા. અતિસુખશંકર કમળાશંકર એમ. એ. એલ.એલ બી. એમણે [1]ષડ્દર્શનનો અસરકારક નિબંધ વાંચ્યો હતો, અને તેમાં શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંત સબંધી અદ્વૈત દર્શનપર ઘણુંજ ઉત્તમ વિવેચન કર્યું હતું.

પછી મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ.એલ. બી. એમણે શંકરાચાર્યના '[2]માયાવાદ' વિષે નિબંધ વાંચ્યો હતો. તેમાં અન્ય સંપ્રદાય વાળાઓએ માયાવાદનો જે અયોગ્ય અર્થ કર્યો હતો, તેનું નિરાકરણ કરી શંકરાચાર્યનો માયાવાદજ શ્રેષ્ટ છે, અને વિદ્વાનોને તેજ ગ્રાહ્ય છે એમ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કરી આપ્યું હતું.

ત્યારપછી રા. રા. વસનજી દયાળજી ગણાત્રાએ શંકરાચાર્યના સમયનું ચિત્ર એવી રીતે વર્ણવી બતાવ્યું કે જાણે અત્યારે શંકરાચાર્યનો સમય નજર આગળ તરતો જણાતો હતો, અને શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંતને એવી તો સરળ ભાષામાં વર્ણવ્યો હતો કે શ્રોતાઓને

---

૧ જુઓ બુદ્ધિપ્રકાશ જુલાઇ ૧૦. ૨ જુવો વસન્ત વર્ષ ૯ અંક ૩.

તલ્લીન કરી સર્વના હૃદયપર અપૂર્વ છાપ બેસાડી હતી. બાદ વાદ્ય સાથે શંકરસ્તવન અને મંત્રપુષ્પાંજલી થયા પછી પ્રથમ દિવસનુ કાર્ય સમાપ્ત થયું હતું

૨ જો દિવસ—બીજા દિવસે પણ પ્રમુખસ્થાન ગ. રા. કમળાશંકરને આપવામા આવ્યુ હતું આરંભમા શંકરના ભજન થયા બાદ રા. રા. કમળાશંકરે પોતાનુ વ્યાખ્યાન શરૂ કર્યું હતું તે લગભગ બે કલાક સુધી ચાલ્યુ હતુ એમના વ્યાખ્યાનમા પડ્દર્શનની સંપૂર્ણ હકીકત જણાવી હતી તેમજ શંકરના 'માયાવાદ' નું યથાર્થ સ્વરૂપ સમજાવ્યુ હતું. વ્યાસજીના બ્રહ્મસૂત્રો અને શંકરાચાર્યનું શારીરક ભાષ્ય આપણને શુ શિખવે છે? અને તે જાણવાની આપણે કેટલી જરૂર છે? તેનુ ઉત્તમોત્તમ વિવેચન કરી શંકરાચાર્યનાજ સિદ્ધાંતો ઉત્તમાધિકારીઓને ગ્રાહ્ય છે એમ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કરી આપ્યુ હતુ

ત્યાર બાદ અત્રેના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ રા બા. મણીલાલ અજીતરાયે શંકરાચાર્યની જયંતિની અગત્યતા વિષે કેટલુક વિવેચન કરી હાલના વર્ણાશ્રમ ધર્મમા જ ન્યૂનતા છે તે દર્શાવી હાલના બ્રહ્મત્વથી ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણો અને આશ્રમધર્મ નહિ જાણનાર સન્યાસીઓની કઢંગી સ્થિતિ ઉપર ઘણુજ અસરકારક વિવેચન કર્યું હતું બાદ શંકરસ્તવન તથા મંત્ર પુષ્પાંજલી થયા પછી બીજા દિવસનું કાર્ય સમાપ્ત થયુ હતું

૩ જો દિવસ—ત્રીજા દિવસે વડોદરાવાળા જ્ઞાનમહાધીશ વે. શા. સ. પંડિત છોટુ મહારાજને પ્રમુખસ્થાન આપ્યુ હતું એમણે પ્રમુખસ્થાન લેતા શંકરાચાર્યની સ્તુતિ કરી, પ્રખર શબ્દોમા શંકરાચાર્યના સિદ્ધાંત પૂર્વક આચાર્યનું ચરિત્ર ટુંકમા કહી સંભળાવ્યુ હતું

પછી નૌસારીવાળા પંડિત બાનકૃષ્ણ રઘેનાભાઇએ 'ઇશ્વરસિદ્ધિ' વિષે વ્યાખ્યાન આપ્યું હતું, જે એવા શબ્દોમાં ગોઠવ્યુ હતું કે ગમે એવો નાસ્તિક હોય તો તે પણ આસ્તિક બને !

ત્યાર પછી ડભોઇવાળા સુપ્રસિદ્ધ વ્યાખ્યાકોવિદ વે શા સ. પંડિત હિમ્મતલાલ પ્રાણજીવને પોતાનુ વ્યાખ્યાન શરૂ કરતા જણાવ્યું કે સુખને મેળવવા અને દુઃખને દૂર કરવા દરેક પ્રાણી માત્ર પ્રયાસ કરે છે, પણ સુખ મળતું નથી અને દુઃખ દૂર થતુ નથી. જગતના યાવદ્ વિષયો જો સુખ આપતાં હોય તો તે માત્ર ભ્રાંતિજ છે વસ્તુત વિષયોમા સુખ જનકત્વ છેજ નહિ માટે સુખ પ્રાપ્તિ અને દુઃખ નિવૃત્તિ દુઃસંપાદ્ય હોવાથી હાલનો ઘણો ખરો જનસમૂહ કેવળ દુઃખનોજ અનુભવ કરે છે આ દુઃખનું ખરૂ કારણ એજ છે કે અજ્ઞાનને લીધે લોકો જગતને અને તદ્ગત વિષયોને સત્યમાને છે આ જગત્ સત્યત્વની ભ્રાંતિ શંકરાચાર્યના સિદ્ધાંત સેવનથીજ મટે છે, કારણ કે એ ભ્રાંતિ નિવારણ કરવાને સંસાર રોગ નિવર્તક ભિષક્વર્ય પરમ કારુણીક વેદ વ્યાસે 'બ્રહ્મસૂત્રો' રચ્યા, કે જે ઉત્તર મિમાંસાના નામથી પ્રસિદ્ધ છે આ બ્રહ્મસૂત્રો અતિ સંક્ષિપ્ત અને ગંભીરાર્થ હોવાથી તેને સુલભતાથી સમજવાને શ્રીમત્ શંકરાચાર્ય 'શારીરક' નામનું ભાષ્ય રચ્યુ અને એ ભાષ્યના ઉપર 'ભામતિ' 'પરિમળ' 'રત્નપ્રભા' વિગેરે અનેક ટીકાઓ થઈ છે આ ભાષ્યકારની પરંપરાએ જે નિબંધો લખ્યા છે, અને ભાષ્યકારે પોતે પોતાની ૩૨ વર્ષની વયમા જે કાર્ય કર્યું છે, તેવુ કાર્ય આ ભારતભૂમિમા કોઇએ કર્યુ પણ નથી, અને કોઈ કરશે પણ નહિ, એજ ભાષ્યકારની આજે આપણે જયંતિ ઉજવીએ છીએ એમ કહી ભાષ્યકા

રના ભાષ્યની સમજ આપી હતી, તથા સર્વ દર્શનકારોના જુદા જુદા મતમતાંતરો કહી છેવટે સર્વનો અદ્વૈતમાં સમુચ્ચય કર્યો હતો. એકંદરે રા. હિમ્મતલાલનું વ્યાખ્યાન ઘણુંજ સરળ અને સુબોધક હતું. ત્યાર પછી પ્રમુખસ્થાનાપન્ન છોટુ મહારાજે શંકરાચાર્યના કેટલાક સિદ્ધાંતો સમજાવ્યા હતા. બાદ શંકરસ્તવન થયા પછી ૩ જા દિવસનું કાર્ય સમાપ્ત થયું હતું.

૪ થે દિવસ—ચોથા દિવસે પ્રમુખસ્થાન વે. શા. સં. પંડિત છોટુ મહારાજને આપ્યું હતું. આરંભમાં શંકરસ્તવન થયા પછી શાસ્ત્રી મણીશંકર હરિકૃષ્ણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું તેમાં તેમણે સિદ્ધ કર્યું હતું કે આચાર્યત્વ અને જગદ્‌ગુરૂત્વ શંકરાચાર્ય અને તેની પરંપરામાંજ પૂર્ણપણે રહ્યાં છે. જો જગદ્‌ગુરૂત્વનો દાવો બીજા કોઈ સ્વયંમન્ય આચાર્યો કરતાં હોય તો તે આકાશકુસુમવત્ વ્યર્થ છે. જેમ બ્રીટીશ સામ્રાજ્યની પદવી બીજા કોઈ ખંડીઆ રાજાઓ ઈચ્છે તો તે પદવીને તેમને કોઈ કાળે પણ મળે એમ નથી, તેમ જગદ્‌ગુરૂની પદવી કદિ કોઈ અન્ય મતાવલંબી પુરૂષો ઈચ્છે તો તે કદાપિ મળી શકે એમ નથી, ચક્રવર્તી રાજ્યની સર્વ રાજાઓ ઇચ્છા કરે છે, પણ ચક્રવર્તીત્વ એકને છોડી બીજાને મળતું નથી, જો બધાજ ચક્રવર્તી થાય તો પછી ચક્રવર્તી કહેવાય કોણ? માટે ચક્રવર્તી તુલ્ય જગદ્‌ગુરૂત્વ અને આચાર્યત્વ શ્રી શંકરાચાર્ય અને તેની પરંપરાને છોડી અન્ય વ્યક્તિમાં કદાપિ સંભવતીત થયા પણ નથી, અને થશે પણ નહિ.

ત્યાર પછી યોગવાસિષ્ઠ રામાયણ, પંચદશી અને આત્મપુરાણ એ ગ્રંથો વૈષ્ણવ સંપ્રદાયના નથી, એમ ચોથી વૈષ્ણવ પરિષદે જાહેર કરેલું હોવાથી, તેનો યથાર્થ ઉત્તર આપતાં પંચદશીના કર્તા વિદ્યારણ્યસ્વામીનું જીવનચરિત્ર અને વિદ્યારણ્યસ્વામીકૃત અનેક ગ્રંથોનું વિવેચન કરી બતાવ્યું હતું. તેમજ યોગવાસિષ્ઠ, પંચદશી, અને આત્મપુરાણની કેટલી યોગ્યતા છે, અને શિષ્ટ પુરૂષો આ ગ્રંથોને કેટલી બધી માનની નજરથી જુએ છે, તે વિષેનું ઉત્તમ વિવેચન કરી, નામના વૈષ્ણવો આવા ગ્રંથોને વખોડે એમાં કંઈ નવાઈ નથી, એમ કેટલાક કારણો બતાવી સાબીત કર્યું હતું; આ પ્રમાણે મણીશંકર શાસ્ત્રીનું ભાષણ સમાપ્ત વ્યાખ્યાકોવિદ વે. શા. સ. નારાયણ ગીરધર શાસ્ત્રીએ 'શંકરાચાર્ય થયા પછી વડોદરાવાળા અને તેની પરંપરા' વિષે એક અસરકારક નિબંધ વાંચ્યો હતો.

ત્યાર પછી ગુર્જરભૂમીના એક હિરારૂપ સુપ્રસિદ્ધ વિદ્વાન્ વક્તા રા. રા. હિરાલાલ વ્રજભૂખણદાસે શ્રોફ વ્યાખ્યાન કરવા ઉભા થતાં તેમને હરહર મહાદેવની પ્રચંડ. ગર્જનાથી વધાવી લીધા હતા. તેમણે શંકરાચાર્યનો માયાવાદ, બ્રહ્મસૂત્ર, અને શારીરક ભાષ્ય એ શી વસ્તુ છે અને તે જાણવાની આપણે કેટલી આવશ્યકતા છે, તથા તે જાણવાથી આપણું ઐહિક આમુષ્મિક કેવી રીતે સુધરે છે, તે વિષે સરળ અને સુબોધક ભાષામાં ઘણુંજ અસરકારક વિવેચન કર્યું હતું. તેમજ વૈષ્ણવ પરિષદે કરેલા આક્ષેપોનું શાસ્ત્રીય પ્રમાણથી નિરાકરણ કર્યું હતું,

ત્યાર પછી અત્રેના સુપ્રસિદ્ધ વકીલ રા. રા. ગુલાબદાર ભાઈદાસે ચાલુ સાલની જયંતિનો સર્વ ખર્ચ આપવાની માંગણી કરી હતી, પ્રમુખ તરફથી તેનો સ્વીકાર કરતાં જણાવવામાં આવ્યું હતું કે, આવી ધાર્મિક જયંતિ હમ્મેશાને માટે નિભે તે સારૂં એક ફંડ કરવા અત્રેના ગૃહસ્થોને વિનંતિ કરી હતી. અને ઈશ્વર પાસે યાચના કરી હતી કે આવા જયંતિ જેવા શુભકાર્યો દેશમાં સર્વત્ર પ્રસરો. બાદ શંકર સ્તવન થયા પછી ચોથા દિવસનું કાર્ય સમાપ્ત થયું હતું.

૫ મો દિવસ—પાંચમાં દિવસે પ્રમુખસ્થાન છોટુ મહારાજને આપવામાં આવ્યું હતું. આરંભમાં શંકરના ભજન થયા બાદ અત્રેના સુપ્રસિદ્ધ નાગરીક સદ્ગત ભાસ્કર ચંદ્રશંકર ભીમાનંદે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું. જેમાં તેમણે ઉપનિષદોના પ્રમાણથી ભસ્મ રૂદ્રાક્ષની યોગ્યતા અને તેની ખાસ જરૂર વિષે ઉત્તમ વિવેચન કર્યું હતું. તેમજ બ્રાહ્મણોને ભસ્મ રૂદ્રાક્ષ શિવાય કોઇ પણ શ્રોત સ્માર્ત કર્મનો અધિકાર નથી એ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કર્યું હતું. તેમજ સુરતના વૈષ્ણવો તે કોરા વૈષ્ણવ નથી, પણ શંકરાચાર્યના સિદ્ધાંતને માનનારા છે, અને કામ પડે ત્યારે શંકરાચાર્યના શાસ્ત્રાર્થનેજ સ્વીકારે છે એમ કહી વૈષ્ણવ પરિષદના દરેક ઠરાવના યોગ્ય ઉત્તરો આપ્યા હતા.

ઉપલા વ્યાખ્યાન ઉપર વિવેચન કરતાં ડભોઇવાળા પંડિત હિમ્મતલાલ પ્રાણજીવને ભસ્મ રૂદ્રાક્ષની યોગ્યતા વિષે શાસ્ત્રીય પ્રમાણોથી ઠરાવ્યું હતું કે, વૈષ્ણવો વલ્લભાચાર્યોને અગ્નીનો અવતાર માને છે, તો પછી અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મને નિંદે તો તેમને વૈષ્ણવ કોણ કહે? પોતાના ગુરૂતત્વરૂપ ભસ્મને નિંદનારમાં વૈષ્ણવતા ક્યાંથી સંભવે? એમ કહી વૈષ્ણવોને પણ ભસ્મ ગ્રહણ કરવીજોઈએ એમ શાસ્ત્રીય પ્રમાણથી સાબીત કીધું હતું.

ત્યાર પછી પંડિતવર્ય મહાત્મા શ્રી છોટુમહારાજે શંકરાચાર્યના સિદ્ધાંત, કર્મ, ઉપાસના અને જ્ઞાન વિષે ઉત્તમ વ્યાખ્યાન આપી ઉત્સવની સમાપ્તિ કરી હતી.

બાદ રા. ગ. ચંદ્રશંકર ભીમાનંદે આ ઉત્સવને માટે બહાર ગામથી આવેલા શ્રી છોટુ મહારાજ, હિરાલાલ શ્રોફ, પંડિત હિમ્મતલાલ નારાયણ શાસ્ત્રી, તથા રા. બા. કમળાશંકર વિગેરેએ પાંચ દિવસ સુધી શ્રમ લઈ પોતાના ઉત્તમ વ્યાખ્યાનો શ્રવણ કરાવ્યાં તેને માટે શંકર સમાજ તરફથી ઉપકાર માન્યો હતો.

છેવટે લોકમાન્ય વસનજી દયાળજી ગણાત્રાએ આ ઉત્સવને માટે ખાસ રચેલી કવિતાઓ ગાઈ સંભળાવી હતી, જેથી શ્રોતાઓને ઘણોજ આનંદ થયો હતો.

સુરતમાં થયેલા આ શંકરાચાર્ય જયંતિના પંચમ વર્ષની સંક્ષિપ્ત હકીકત વાંચકો સમક્ષ મુકી છે. આ જયંતિનો અક્ષરશઃ હેવાલ મુંબઈ સમાચાર વિગેરે પત્રોમાં આવી ગયો છે. મુંબઈના ગુજરાતી પેપરમાં પણ હેવાલ આવે છે, જેમને અક્ષરશઃ જાણવાની ઇચ્છા હોય તેમણે ઉપલા પેપરો વાંચી લેવા. પ્રેક્ષક.

---

# ઉનેવાળ બ્રાહ્મણોની બીજી કોનફરન્સ.

## ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની ઉત્પત્તિ.

સૌરાષ્ટ્રમાં વસતા ૬૦૦૦૦ (સાઠ હજાર) રૂષિમુનિઓએ શંકરનું ઉગ્ર તપ કરી શંકર પાસે સ્વર્ગ પદની માગણી કરી ત્યારે શંકરે સ્વર્ગ પદ કરતાં મૃત્યુ લોકમાં રહેવું એ જ યોગ્ય છે, એમ સમજાવ્યું—"તમે જ્ઞાની થઇને સ્વર્ગને કેમ ઉત્તમ માનો છો? સ્વર્ગમાંથી તો પુણ્ય ક્ષિણ થતાં પાછું મૃત્યુ લોકમાં પડાય છે. આવું દુઃખ પરાયણ સ્વર્ગ હોવાથી ડાહ્યા માણસો તેને ઇચ્છતા નથી. હે રૂષિઓ તમે મૃત્યુ લોકમાંજ રહો તમને એક રમણીય શહેર આપું તેમાં વાસ કરી રહો. તે શહેરમાં તમે દેવતાઓનું, પિતૃઓનું, અતિથિઓનું પૂજન કરો, અને વેદના અધ્યયનમાં નિમગ્ન રહો."

આ આજ્ઞાને અનુસરીને રૂષિ મુનિઓએ મૃત્યુ લોકમાં રહેવા વિચાર કર્યો, અને શંકર પાસે પોતાને રહેવા સારૂ એક નગર આપવાની, અને શંકરે પોતાનો વાસ તે શહેરમાં કરવો એવી માગણી કરી. શંકરે રૂષિ મુનિઓને રહેવા સારૂ વિશ્વકર્મા પાસે ઉન્નત શહેર વસાવ્યું અને તેનું રક્ષણ કરવાનું વરદાન આપ્યું.[1]

આ પ્રમાણે શંકરની સ્તુતિથી ઉન્નતિપુર પ્રાપ્ત કર્યું. ઉન્નતિપુરના અપભ્રંશ શબ્દ ઉના ઉપરથી તે બ્રાહ્મણો પછી ઉનેવાળ કહેવાયા.[2]

સોલંકી રાજાઓના વખતમાં આ પ્રદેશમાં વસતા બ્રાહ્મણોને ઉના અને દેલવાડાના બે મહાલ દાનમાં મળ્યા હતા.[3]

## હાલમાં જથો, વસ્તી વગેરે.

ઉનેવાળ જ્ઞાતિ હાલમાં ગુજરાત અને કાઠિઆવાડના સૌરાષ્ટ્ર પ્રદેશમાં બે જથે अ ઉનેવાળ અને व ઉનેવાળ એ પ્રમાણે વહેંચાયલી છે.

ગુજરાતમાં ઉનેવાળ જ્ઞાતિ નવ [4]ચોરામાં છે. નવ ચોરાનાં નામ ૧ ભાલ, ૨ ચરોતર (ચારૂતર) ૩ દંટાય ૪ સુરત ૫ સિદ્ધપુર ૬ શુકલતીર્થ ૭ વાંતરસા ૮ ઉતરાજ ૯ સોખડા. સૌરાષ્ટ્રમાં આઠ ચોરા છે. ૧ કોડિનાર, ૨ છારા, ૩ સરખડી, ૪ દેલવાડા, ૫ આખા, ૬ લોઢવા, ૭ શીંબર, ૮ ઝોલાપરી કાંઠો. આ પ્રમણે ઉનેવાળ જ્ઞાતિ ગુજરાત અને કાઠિઆવાડમાં થઇને ૧૭ ચોરામાં વહેંચાયલી છે. ગુજરાતમાં ઉનેવાળ જ્ઞાતિની વસ્તી ૧૩૦૦ માણસની અને સૌરાષ્ટ્રમાં ૨૨૦૦ માણસની છે. આ આંકડા આશરા પડતા છે, પણ ઝાઝો તફાવત નથી. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વસતા ઉનેવાળ બ્રાહ્મણો જુદી જ્ઞાતિના પ્રમાણે જુદા જેવા છે કન્યા વ્યવહાર એક બીજા કરતા નથી.

## વિદ્યા તથા દ્રવ્ય સ્થિતિ.

આ જ્ઞાતિ વિદ્યામાં ઘણી જ પછાત છે. એકાદ ગ્રેજ્યુએટ, દશેક મેટ્રિક અને વીસેક મહેતાજીઓ છે. આ સિવાય દશેક માણસો તલાટી, અને બીજા પચીશેક માણસો રેલવે લાઇનમાં જોડાયલા છે. સિદ્ધપુર, શુકલતીર્થ, કોડિનાર અને દેલવાડામાં કેટલાક સંસ્કૃત ભાષામાં પ્રવીણ માણસો છે દ્રવ્ય સ્થિતિ સુરત, સિદ્ધપુર, શુકલતીર્થ, કોડિનાર, ખંભાત વગેરે સ્થળે વસતા ઉનેવાળ બ્રાહ્મણોની સારી છે. ભાલ, ચરોતર વગેરેમાં સામાન્ય સ્થિતિ છે, અને કેટલાક ચોરા બહુ જ દીનાવસ્થામાં છે. ઉનેવાળ જ્ઞાતિની પ્રથમ [5]કોન્ફરન્સ જમાનાને ઓ-

---

૧ પ્રથમની હકીકત જ્યોતિર્વિદ હરિકૃષ્ણ વેંકટરામના બનાવેલા બ્રાહ્મણોત્પત્તિ માર્તંડાધ્યાયમાંથી લીધી છે. (પદ્મ પુરાણમાં પણ આ હકીકત છે.)

૨ રાજ્ય પ્રાપ્ત થયાની બીજી હકીકત સોરઠના ઇતિહાસમાં છે.

૩ આ બ્રાહ્મણો પંચદ્રવિડની શાખા છે.

૪ અમુક પ્રદેશમાં વસતા જ્યાને ચોરો ગણે છે. * ધોળકાથી ધંધુકા સુધીનો પ્રદેશ શુકલતીર્થ, વાંતરસા, ઉતરાજ અને સોખડા આ ચાર ચોરા કાનમમાં છે. કાનમ ભરૂચ જીલ્લાની પૂર્વ તરફનો પ્રદેશ.

૫ કોન્ફરન્સનો જન્મ આપનાર સાત મદદનીશ ૧ મણિશંકર શિવશંકર પંડયા ૨ અમ્રતલાલ નાથજી ઠાકર ૩ મોતીલાલ ધનેશ્વર જોષી ૪ મગનલાલ નારાયણજી જોષી ૫ મહાશંકર આદિતરામ ભટ ૬ મોતીલાલ કરૂણાશંકર ભટ ૭ બહેચર ગોવિંદરામ પંડયા.

૫ મો દિવસ—પાંચમાં દિવસે પ્રમુખસ્થાન છોટુ મહારાજને આપવામાં આવ્યું હતું. આરંભમાં શંકરના ભજન થયા બાદ અત્રેના સુપ્રસિદ્ધ નાગરીક સદ્ગત ભાસ્કર ચંદ્રશંકર ભીમાનંદે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું. જેમાં તેમણે ઉપનિષદોના પ્રમાણથી ભસ્મ રૂદ્રાક્ષની યોગ્યતા અને તેની ખાસ જરૂર વિષે ઉત્તમ વિવેચન કર્યું હતું. તેમજ બ્રાહ્મણોને ભસ્મ રૂદ્રાક્ષ શિવાય કોઇ પણ શ્રોત સ્માર્ત કર્મનો અધિકાર નથી એ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કર્યું હતુ. તેમજ સુરતના વૈષ્ણવો તે કોરા વૈષ્ણવ નથી, પણ શંકરાચાર્યના સિદ્ધાંતને માનનારા છે, અને કામ પડે ત્યારે શંકરાચાર્યના શાસ્ત્રાર્થનેજ સ્વીકારે છે એમ કહી વૈષ્ણવ પરિષદ્ના દરેક ઠરાવના યોગ્ય ઉત્તરો આપ્યા હતા.

ઉપલા વ્યાખ્યાન ઉપર વિવેચન કરતાં ડભોઈવાળા પંડિત હિમ્મતલાલ પ્રાણજીવને ભસ્મ રૂદ્રાક્ષની યોગ્યતા વિષે શાસ્ત્રીય પ્રમાણોથી ઠરાવ્યું હતું કે, વૈષ્ણવો વલ્લભાચાર્યોને અગ્નીનો અવતાર માને છે, તો પછી અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મને નિંદે તો તેમને વૈષ્ણવ કોણ કહે? પોતાના ગુરૂતત્વરૂપ ભસ્મને નિંદનાગમાં વૈષ્ણવતા ક્યાંથી સંભવે? એમ કહી વૈષ્ણવોને પણ ભસ્મ ગ્રહણ કરવી જોઈએ એમ શાસ્ત્રીય પ્રમાણથી સાબીત કીધું હતું.

ત્યાર પછી પંડિતવર્ય મહાત્મા શ્રી છોટુમહારાજે શંકરાચાર્યના સિદ્ધાંત, કર્મ, ઉપાસના અને જ્ઞાન વિષે ઉત્તમ વ્યાખ્યાત આપી ઉત્સવની સમાપ્તિ કરી હતી.

બાદ રા. ગ. ચંદ્રશંકર ભીમાનંદે આ ઉત્સવને માટે બહાર ગામથી આવેલા શ્રી છોટુ મહારાજ, હિરાલાલ શ્રોફ, પંડિત હિમ્મતલાલ નારાયણ શાસ્ત્રી, તથા રા. બા. કમળાશંકર વિગેરેએ પાંચ દિવસ સુધી શ્રમ લઈ પોતાના ઉત્તમ વ્યાખ્યાનો શ્રવણ કરાવ્યાં તેને માટે શંકર સમાજ તરફથી ઉપકાર માન્યો હતો.

છેવટે લોકમાન્ય વસનજી દયાળજી ગણાત્રાએ આ ઉત્સવને માટે ખાસ રચેલી કવિતાઓ ગાઈ સંભળાવી હતી, જેથી શ્રોતાઓને ઘણોજ આનંદ થયો હતો.

સુરતમાં થયેલા આ શંકરાચાર્ય જયંતિના પક્ષમ વર્ષની સંક્ષિપ્ત હકીકત વાંચકો સમક્ષ મુકી છે. આ જયંતિનો અક્ષરશઃ હેવાલ મુંબઈ સમાચાર વિગેરે પત્રોમાં આવી ગયો છે. મુંબઈના ગુજરાતી પેપરમાં પણ હેવાલ આવે છે, જેમને અક્ષરશઃ જાણવાની ઈચ્છા હોય તેમણે ઉપલા પેપરો વાંચી લેવા. પ્રેક્ષક.

---

# ઉનેવાળ બ્રાહ્મણોની બીજી કોનફરન્સ.

## ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની ઉત્પત્તિ.

સૌરાષ્ટ્રમાં વસતા ૬૦૦૦૦ ( સાઠ હજાર ) ૠષિમુનિઓએ શંકરનું ઉગ્ર તપ કરી શંકર પાસે સ્વર્ગ પદની માગણી કરી ત્યારે શંકરે સ્વર્ગ પદ કરતાં મૃત્યુ લોકમાં રહેવું એ જ યોગ્ય છે, એમ સમજાવ્યું —" તમે જ્ઞાની થઈને સ્વર્ગને કેમ ઉત્તમ માનો છો? સ્વર્ગમાંથી તો પુણ્ય ક્ષિણ થતાં પાછું મૃત્યુ લોકમાં પડાય છે. આવું દુઃખ પરાયણ સ્વર્ગ હોવાથી ડાહ્યા માણસો તેને ઈચ્છતા નથી. હે ૠષિઓ તમે મૃત્યુ લોકમાં જ હું તમને એક રમણીય શહેર આપું તેમાં વાસ કરી રહો. તે શહેરમાં તમે દેવતાઓનું, પિતૃઓનું, અતિથિઓનું પૂજન કરો, અને વેદના અધ્યયનમાં નિમગ્ન રહો. "

આ આજ્ઞાને અનુસરીને રૂષિ મુનિઓએ મૃત્યુ લોકમાં રહેવા વિચાર કર્યો, અને શંકર પાસે પોતાને રહેવા સારૂ એક નગર આપવાની, અને શંકરે પોતાનો વાસ તે શહેરમાં કરવો એવી માગણી કરી. શંકરે રૂષિ મુનિઓને રહેવા સારૂ વિશ્વકર્મા પાસે ઉન્નત શહેર વસાવ્યું અને તેનું રક્ષણ કરવાનું વરદાન આપ્યું.[૧]

આ પ્રમાણે શંકરની સ્તુતિથી ઉન્નતિપુર પ્રાપ્ત કર્યું. ઉન્નતિપુરના અપભ્રંશ શબ્દ ઉના ઉપરથી તે બ્રાહ્મણો પછી ઉનેવાળ કહેવાયા.[૨]

સોલંકી રાજાઓના વખતમાં આ પ્રદેશમાં વસતા બ્રાહ્મણોને ઉના અને દેલવાડાના બે મહાલ દાનમાં મળ્યા હતા.[૩]

## હાલમાં જથ્થા, વસ્તી વગેરે.

ઉનેવાળ જ્ઞાતિ હાલમાં ગુજરાત અને કાઠિઆવાડના સૌરાષ્ટ્ર પ્રદેશમાં બે જથ્થે अ ઉનેવાળ અને च ઉનેવાળ એ પ્રમાણે વહેંચાયલી છે.

ગુજરાતમાં ઉનેવાળ જ્ઞાતિ નવ [૪]ચોરામાં છે. નવ ચોરાનાં નામ ૧ *ભાલ, ૨ ચરોતર (ચારૂતર) ૩ દંટાય ૪ સુરત ૫ સિદ્ધપુર ૬ શુકલતીર્થ ૭ વાંતરસા ૮ ઉતરાજ ૯ સોખડા. સૌરાષ્ટ્રમાં આઠ ચોરા છે. ૧ કોડિનાર, ૨ છારા, ૩ સરખડી, ૪ દેલવાડા, ૫ આખા, ૬ લોઢવા, ૭ શીંખર, ૮ ઝોલાપરી કાંઠો. આ પ્રમણે ઉનેવાળ જ્ઞાતિ ગુજરાત અને કાઠિઆવાડમાં થઇને ૧૭ ચોરામાં વહેંચાયલી છે. ગુજરાતમાં ઉનેવાળ જ્ઞાતિની વસ્તી ૧૩૦૦ માણસની અને સૌરાષ્ટ્રમાં ૨૨૦૦ માણસની છે. આ આંકડા આશરા પડતા છે, પણ ઝાઝો તફાવત નથી. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વસતા ઉનેવાળ બ્રાહ્મણો જુદી જ્ઞાતિના પ્રમાણે જુદા જેવા છે કન્યા વ્યવહાર એક બીજા કરતા નથી.

## વિદ્યા તથા દ્રવ્ય સ્થિતિ.

આ જ્ઞાતિ વિદ્યામાં ઘણી જ પછાત છે. એકાદ ગ્રેજ્યુએટ, દશેક મેટ્રિક અને વીસેક મહેતાજીઓ છે. આ સિવાય દશેક માણસો તલાટી, અને બીજા પચીશેક માણસો રેલવે લાઇનમાં જોડાયલા છે. સિદ્ધપુર, શુકલતીર્થ, કોડિનાર અને દેલવાડામાં કેટલાક સંસ્કૃત ભાષામાં પ્રવીણ માણસો છે દ્રવ્ય સ્થિતિ સુરત, સિદ્ધપુર, શુકલતીર્થ, કોડિનાર, ખંભાત વગેરે સ્થળે વસતા ઉનેવાળ બ્રાહ્મણોની સારી છે. ભાલ, ચરોતર વગેરેમાં સામાન્ય સ્થિતિ છે, અને કેટલાક ચોરા બહુ જ દીનાવસ્થામાં છે. ઉનેવાળ જ્ઞાતિની પ્રથમ [૫]કોન્ફરન્સ જમાનાને ઓ-

---

૧ પ્રથમની હકીકત જ્યોતિર્વિદ હરિકૃષ્ણ વેંકટરામના બનાવેલા બ્રાહ્મણોત્પત્તિ માર્તંડાધ્યાયમાંથી લીધી છે. (પદ્મ પુરાણમાં પણ આ હકીકત છે.)

૨ રાજ્ય પ્રાપ્ત થયાની બીજી હકીકત સોરઠના ઇતિહાસમાં છે.

૩ આ બ્રાહ્મણો પંચદ્રવિડની શાખા છે.

૪ અમુક પ્રદેશમાં વસતા જથ્થાને ચોરા ગણે છે. * ધોળકાથી ધંધુકા સુધીનો પ્રદેશ શુકલતીર્થ, વાંતરસા, ઉતરાજ અને સોખડા, આ ચાર ચોરા કાનમમાં છે. કાનમ ભરૂચ જીલ્લાની પૂર્વ તરફનો પ્રદેશ.

૫ કોન્ફરન્સનો જન્મ આપનાર સાત મદદનીશ ૧ મણિશંકર શિવશંકર પંડયા ૨ અમ્રતલાલ નાથજી ઠાકર ૩ મોતીલાલ ધનેશ્વર જોષી ૪ મગનલાલ નારાયણજી જોષી ૫ મહાશંકર આદિતરામ ભટ્ટ ૬ મોતીલાલ કરૂણાશંકર ભટ્ટ ૭ બહેચર ગોવિંદરામ પંડયા.

લખી ગયેલા સાતેક માણસોના ઉત્સાહથી અમદાવાદ સ્થળે પ્રસિદ્ધ શેઠ લાલભાઇના બંગલામાં ( મિરજાપુરની ચોકી સામે ) ભરવામાં આવી હતી.

માસિકની ઉત્પત્તિ પણ ત્યારથીજ થઈ હતી. માસિક ચલાવવામાં મણિશંકર શિવશંકર પંડયા, અમ્રતલાલ નાથજી ઠાકર, અને મોતીલાલ ધનેશ્વર જોષીનો અથાક શ્રમ હતો. માસિકના તંત્રી તરીકે મોહનલાલ લલ્લુભાઇ જોષીનું નામ પ્રસિદ્ધ કર્યું હતું. પહેલી કોન્ફરન્સમાં વિદ્યા સંબંધી હકીકત બધા બંધુઓએ લક્ષમાં લંઈ વિદ્યાને માટે દ્રવ્ય એકઠું કરવાનો પ્રયાસ કેમ કરવો, તેનો વિચાર કર્યો હતો. અને છેવટે દરેક ચોરાવાર દ્રવ્ય એકઠું કરી પછી જનરલ ફંડ કરવું, એ ઠરાવ પાસ કર્યો હતો, ૨ દરેક ચોરામાં શુભ અને અશુભ પ્રસંગે શક્તિ પ્રમાણે ફંડમાં વધારો થાય તે સારૂ અમુક રકમ લેવી, ( આં પ્રમાણે માગણી કરનારની એક કમિટિ નીમી હતી. ) આવો બીજો ઠરાવ પાસ કર્યો હતો. આ બેજ ઠરાવ પ્રથમ કોન્ફરન્સમાં થયા હતા. આ બે ઠરાવ પ્રમાણે આજ સુધીમાં નાના પ્રમાણમાં દરેક ચોરાવાર ફંડ ઉત્પન્ન થયાં છે અને તે ફંડમાં દરેક જ્ઞાતિના દરેક ગૃહસ્થને ઘેર શુભાશુભ પ્રસગે મરજી અને શક્તિને અનુસરી યાચના કરી ફંડમાં વધારો કરવામાં આવ્યો છે.

માસિકમાં પ્રથમ વરસે ૧૫૦ ગ્રાહક થયાં હતા બીજે વર્ષે માસિકનું કામ ઉત્સાહ ધરાવતા મુંબઈ નિવાસી લલ્લુભાઈ શંકરભાઈ ભટ્ટ અને પ્રહલાદજી દલસુખરામ ભટ્ટે માથે લીધું છે. આ સમયે ગ્રાહકો ૪૦૦ થી ૫૦૦ થવા સંભવ છે.

## ગાંગડમાં મળેલી બીજી કોનફરન્સની વિગત.

વૈશાખ સુદિ પ્રથમ તેરશને રોજ આવનાર ડેલીગેટોને લઈ જવા સારૂ બેસવાનાં સાધન ( બળદની ગાડીઓ ) રાખ્યાં હતાં, અને રાત્રિનો છેલો ટાઈમ જોયા પછી આવનાર ડેલીગેટોને ભોજન કરાવી રાત્રિના બાર વાગે ગાંગડ તરફ બેસવાના સાધનો રવાના કર્યાં હતાં. સવારમાં ગાંગડ મુકામે પહોંચ્યા પછી તેઓને સન્માન સાથે ઠાકોર સાહેબના બંગલામાં લઈ જવામાં આવ્યા હતા. આ બંગલો ધ્વજા પતાકાથી શણગારેલો હતો સભાસ્થાને ગયા પછી પ્રથમ સ્વાગત કમિટિના પ્રમુખે નીચેના શબ્દોમાં ભાષણ કર્યું હતું.

સ્વાગત કમિટીના પ્રમુખે જણાવ્યું હતું કે—મને આ કામ મારા બંધુઓએ સોંપ્યું છે, તેથી હું તેમનો ઘણો જ ઉપકાર માનું છું. મારે ચર્ચવાના વિષયનાં હું કેટલાંક પેટાં પાડીને તે દરેકને આપની આગળ યથાશક્તિ કહીશ.

૧ જ્ઞાતિ હિતના કાર્યમાં પ્રગટેલી અભિલાષા ૨ આપણે શું કરી શક્યા છીએ ? ૩ દરેક મનુષ્યમાં ત્રણ પ્રકારની લાગણી ( ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ) આ લાગણી ધરાવતા મનુષ્યોએ નીચેની બે બાબતો લક્ષમાં રાખવી ૧ કર્મ એ જ મનુષ્યનો ઉદ્દેશ હોવો જોઇએ વિચાર નહિ. ૨ આરંભેલા કાર્યમાં ગમે તેટલી મુશીબતો આવે તો પણ તે કાર્ય કર્યા જ કરવું. ૪ દરેક કોમનો સામાન્ય વિચાર ૫ ઉત્સાહ અને ખંત ૬ " કાલ કરીશું " નો સામાન્ય દોષ ૭ ત્રણ અવસ્થા ( બાલ્યા, મધ્યા અને વૃદ્ધા ) ૮ ઉનેવાળ જ્ઞાતિની ચાલતી સ્થિતિનો ટૂંક હેવાલ ૯ બાલના ઉમંગમાં મંદતા ૧૦ સમયના વખતમાં સમયનું કાર્ય કરવું ૧૧ જ્ઞાતિ સેવા એ જ ઉત્તમ છે. ૧૨ બાલનું ગૌરવ આ દરેક બાગની હકીકત સંપૂર્ણ સમજાવી. હતી, અને છેવટે નીચેના શબ્દોમાં સમાપ્તિ કરી હતી.

આપ બંધુઓને આ આવકાર તે મારી જાતિ તરફથી નથી, પણ મારી બાલ ભૂમિના બંધુઓ તરફથી છે, તેથી હું સમસ્ત બાલ ભૂમિના ઉનેવાળ બ્રાહ્મણો તરફથી અંતઃકરણ પૂર્વક આવકાર આપી કહું છું કે આપના આ કાર્યમાં આપ ફતેહ પામો અને આપના હાથે જ ઉનેવાળ પ્રજા દશે દિશામાં ગાજી રહો.

આ પ્રમાણે સ્વાગત કમિટિના પ્રમુખનું ભાષણ પુરૂં થયા પછી પ્રમુખ પદવી રા. રા. મણિશંકર શિવશંકર પંડ્યાને આપવામાં આવી હતી. તેઓએ પ્રમુખ પદવી લીધા પછી સઘળી સભાનો ઉપકાર માન્યો હતો, અને સર્વેએ ખંતથી મને મદદ કરવી એમ જણાવ્યું હતું. આ કાર્ય પછી તરત જ વિચાર કરનારી કમિટિ નીમાઈ હતી. આ વિચાર કરનાર કમિટિની રજાથી વિષયો બોલવામાં નીચેના માણસોએ ભાગ લીધો હતોઃ—

૧ વિદ્યા અમ્રતલાલ નાથજી ઠાકર ૨ બાળલગ્ન મોતીલાલ કરૂણાશંકર ભટ્ટ ૩ સંપ મગનલાલ નારાયણજી જોષી, મોતીલાલ ધનેશ્વર જોષી અને લલ્લુભાઈ શંકરભાઈ ભટ્ટ ૪ કન્યાવિક્રય બાલુભાઈ રતનચંદ, અને બાળાશંકર ગૌરીશંકર ભટ્ટ ૫ બ્રાહ્મણની ફરજ બાળાશંકર ગૌરીશંકર ભટ્ટ આ દરેક માણસોએ પોતાનો પાઠ સારી રીતે ભજવી બજાવ્યો હતો, પણ તેમાં અમ્રતલાલ નાથજી ઠાકર લલ્લુભાઈ શંકરભાઈ ભટ્ટ બાલાશંકર ગૌરીશંકર ભટ્ટ અને બાલુભાઈ રતનચંદે શ્રોતાઓ ઉપર ઘણી જ અસર કરી હતી.

છેવટે પ્રમુખે સર્વેના સાર રૂપે ભાષણ આપ્યું હતું.

આ કોન્ફરન્સમાં નીચે પ્રમાણે ઠરાવો થયા છે.

૧ વિદ્યા ફંડમાં જેમ બને તેમ વધારે ઉત્સાહ રાખવો.

૨ બાળલગ્ન અટકાવવાં—કન્યાની ઉમ્મર બાર વારસની અને પુત્રની ઉમ્મર સોળ વરસની રાખવી.

૩ કન્યાવિક્રય બંધ કરવો (વરોઠી નિમિત્ત દ્રવ્ય લેવું પણ તે ખર્ચ જેટલું જ.)

૪ અન્ય બ્રાહ્મણ જ્ઞાતિ સાથે મળી જવાનો અને અન્ય બ્રાહ્મણ જ્ઞાતિને મળી જવાનો બોધ કરવો.

૫ શુભાશુભ પ્રસંગે જેમ બને તેમ ખર્ચ ઓછાં કરવાં.

૬ વીસ વરસની ઉમ્મર સુધીના સ્ત્રી અને પુરૂષના મરણ પાછળ ફક્ત ક્રિયા કરવામાં જ ખર્ચ કરવું જ્ઞાતિ ભોજન કરવું નહિ શ્રીમંત વગેરે શાસ્ત્ર બાધક વરા બંધ કરવા.

૭ બાર વરસની ઉમ્મર થાય તે પછી દરેક છોકરાઓને સંધ્યાવંદન કરવાની ફરજ પાડવી.

૮ જ્ઞાતિભોજન ન આપે તે બદલ કોઈ પણ જ્ઞાતિજનને જ્ઞાતિ બહાર મુકવો નહિ.

૯ દીકરીઓને ભણાવવાની કાળજી રાખવી.

આ પ્રમાણે ઠરાવો પસાર કર્યા હતા, અને તે ઠરાવો જોર જુલમથી નહિ પળાવતાં આગેવાનોએ સમજાવીને પળાવવા યત્ન કરવો એ બાબતનું પ્રમુખે સારી રીતે સ્પષ્ટીકરણ કર્યું હતું છેવટે ઇશ્વરની સ્તુતિ કોન્ફરન્સનું કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થયું તેથી કરી કાર્યની સમાપ્તિ કરી હતી.

પ્રમુખને પ્રમુખ પદવી આપ્યા પછી નામદાર શહેનશાહના મરણની દીલગીરીનો તાર મુકવાનો પ્રથમ ઠરાવ થયો હતો. અમૃતલાલ નાથજી. ઠાકર.

# બ્રાહ્મણોમાં થતી હિલચાલો.

**ઉનેવાળ કોન્ફરન્સ.**

ગાંગડમાં ઉનેવાળ બ્રાહ્મણોની બીજી કોન્ફરન્સ ગયા વૈશાક માસમાં ભરાઈ હતી. કોનફરન્સની વિગત અને તેમની ઉત્પત્તિ, વસ્તી, વિદ્યા તથા હાલતને લગતી હકીકત આગળ આપવામાં આવેલી છે તે જોવી. ગુજરાતમાં સો ઉપરાંત જાતિના બ્રાહ્મણો વસે છે. ઘણીક ન્યાતો એક બીજાની સાથે જમે છે પરંતુ કોઈ ઠેકાણે સંપ, વિદ્યા કે ધન નથી. કેટલીક જ્ઞાતિઓએ પોતપોતાની જ્ઞાતિની ઉન્નતિ માટે ચોપાનીયાં કાઢયાં છે અને કોનફરન્સો વગેરે ભરવાની હિલચાલો ચલાવી છે. બ્રાહ્મણો, બધી વર્ણોમાં અગ્રેસર જાતિ છે તેમ છતાં હમણાં તેઓ સઉની પાછળ પડી ગયેલા છે જે અત્યંત દિલગીરી ભર્યું છે; છતાં જોઇને આનંદ થાય છે કે, હમણાં હમણાંમાં બ્રાહ્મણો પણ કંઇક દેશકાળને ઓળખતા થવા માંડયા છે અને આવી તેવી હિલચાલો કરવા લાગ્યા છે. આવાં કોન્ફરન્સોમાં જ્ઞાતિમાં ઐક્ય કરવાનો ઠરાવ કરવામાં આવે છે પરતુ તેનો કેવો અને કેટલો અમલ થાય છે તે જાણવામાં આવતું નથી. અસ્તુ, ઐક્યનો ઠરાવ કરવામાં આવે છે એટલું પણ શરૂઆતને માટે ઓછું નથી. કોનફરન્સોએ હવે બીજું એક પગલું આગળ ભરી એવો પણ ઠરાવ કરવો ઘટે છે કે, જે જ્ઞાતિઓની સાથે ભોજન વ્યવહાર હોય તે જ્ઞાતિઓ સાથે પણ આપણે ઐક્ય અને બંધુત્વ વધારવુ જોઇએ. ઉનેવાળોની આ કોનફરન્સે ભોજનવ્યવહારવાળી જ્ઞાતિઓ સાથે પણ ઐક્ય કરવાનો વિચાર અને ઠરાવ પોતાના મંડળમાં રજુ કરી એક દાખલો આપ્યો છે જેને માટે અમે કોનફરન્સના નેતાઓને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ. ઠરાવનો અમલ થાય કે ન થાય તો પણ એટલો ઉદ્ગાર, ન્યાતીય અભિમાનમાં રચીપચી ગયેલાના કાનપર પાડવાની જરૂર છે એમ ઉનેવાળ કોનફરન્સે બીજી જ્ઞાતિઓને બતાવી આપ્યું છે. વાત સંભળાયા પછી લોકો સ્વાભાવિક રીતે જ તેનો અમલ કરવો કે ન કરવો તેનો વિચાર કરશે, માટે હાલ તુરત ફળ દેખાય કે ન દેખાય તો પણ દરેક જ્ઞાતિવાળાઓએ પોતાપોતાની કોન્ફરન્સોમાં ઉનેવાળોની માફક આવો એક ઠરાવ રજુ કરવો એ હવે બહુ અગત્યની બાબત છે એમ અમારે ભાર દઇને જણાવવું જ જોઇએ છીએ.

**સરખેજ સંધ્યા કલાસને મદદ.**

સરખેજમાં અમારા તરફથી ઉઘાડવામાં આવેલા સંધ્યા ક્લાસને રા. રા. મોહનલાલ જગજીવન ત્રિપાઠી તરફથી આન્હિકની પાંચ નકલ આપવામાં આવી છે તેનો સ્વિકાર કરતાં અમને આનંદ થાય છે. અમે ગયા વર્ષના વૈશાખના અંકમાં મહેમદાવાદથી રા. ઉમયાશંકર તરફથી મળેલી રૂ. ૨) ની મદદની પહોંચ આપી હતી. આ રૂપૈયામાંથી છોકરાઓને સંધ્યા શીખવવા માટે પંચપાત્ર, તરભાણી, આચમની, લોટો તથા અર્ધિયું લેવામાં આવ્યું છે. અને તેનો ઉપયોગ સંધ્યા કલાસમાંજ કરવામાં આવે છે. દેવગઢબારીઆથી સંધ્યા કલાસ તથા માસિક સંબંધમાં કેટલીક અમુલ્ય સૂચનાઓ. રા. રા. નારણજી નંદલાલ પો. સુ. તરફથી કરવામાં આવી છે તે માટે અમે તે બંધુનો ઉપકાર માનીએ છીએ. આ બંધુએ ચાલાક વિદ્યાર્થિઓને સુર્યના નમસ્કાર શીખવા જવા

માટે ભાડું પણ આપવાનું લખ્યું હતું જે માટે અમે તેમનો અધિક ઉપકાર માનીએ છીએ. સૂર્ય નમસ્કારના સંબંધમાં તેઓ લખે છે કે " સવિનય લખવાનું કે અંક ૧૨ વાંચતાં સરખેજમાં વેદશાળા કાઢી તેમાં સૂર્ય નમસ્કારાત્મક ઉપાસના દાખલ કર્યાનું જાણી અતિવઉલ્હાસ પ્રકટ થયો છે. દૃષ્ટ અને અદૃષ્ટ ઉભય ફળ એ ઉપાસનામાં હોવાથી અન્ય ઉપાસના કરતાં આ સમયમાં આ ઉપાસના ખાસ શ્રેષ્ઠત્વ ભોગવે છે અને ભોગવશે. મેં જેટલા સૂર્ય નમસ્કાર નિત્ય નાંખવાવાળા દક્ષણી વગેરે જોયા છે તેમનાં શરીર પુષ્ટ, અવયવો સુંદર, સ્નાયુ મજબુત અને વપુ કાંતિવંત હતાં. જોતાંવેંત ભારવક્ષરેં પાડવામાં શરીરની કાંતિ મુખ્ય ભાગ લે છે. પંજાબી, શીખ, પુરવીઓ કિંવા એવોજ એકાદ દેદિપ્યમાન કોઈ જગ્યાએ ધક્કા ખાતો નથી. રેલવેમાં બેઠેલા પેસેન્જરો સ્વાભાવિક અન્યને પ્રવેશ કરતાં ઉપેક્ષા કરે છે, પરંતુ ઉક્તજનોને આદર આપી તેમને હાથે પોતાનું ક્વચિત અપમાન ભોગવી બેસે છે. આનું નામ દૃષ્ટ ફળ. બીજું દૃષ્ટ ફળ સૂર્ય નમસ્કાર કરનારને વ્યાધિ વળગતા નથી आरोग्यं भास्करात् इच्छेत्. ત્રીજું દૃષ્ટ ફળ વિદ્વાન નરમાં એજ પુરૂષ અગ્ર ગણ્ય સાબિત થાય છે. આવાં આવાં અનેક દૃષ્ટ ફળો જેમાં સમાએલાં છે તે ઉપાસનાનો આરંભ વાંચી હું આપને અને અન્ય ઉત્પાદકોને અભિનંદન કરૂં છું." આ ઉપરાંત માસિકના સંબંધમાં પણ કેટલીક ઉત્તમ સુચનાઓ તેમણે કરી છે. જે સ્થળ સંકોચને લીધે અત્રે અમે જણાવતા નથી. આવા લાગણીવાળા બ્રાહ્મણો એકત્ર થઈ કોઈ પણ કાર્યનો આરંભ કરે તો નક્કી ફલ સિદ્ધિ સત્વર થાય.

**સર્ખેજમાં ડાંગરો-(ભાટ.)**

સરખેજમાં હાલ મોઢ બ્રાહ્મણના ભાટ કૃષ્ણારામ જે ડાંગરાના ઉપનામથી ઓળખાય છે તેમની પધરામણી થઈ છે. ગુજરાતના કેટલાક બ્રાહ્મણોમાં તેમનો ઈતિહાસ સાચવવાને ભાટ રાખવાનો જુનો રિવાજ હજુ પણ ચાલુ છે. કાળના પ્રવાહ સામે આ રિવાજ ક્યાં સુધી ટકી શકશે એ કહી શકાતું નથી. પરંતુ આ ભાટ લોકો પણ જો કાળ પ્રમાણે પોતે પણ સારી કેળવણી લઈ યોગ્ય થઈ જાય તો જન સમાજ તેમની ઉપયોગિતા જોઈ ચાલુ પરંપરા કાયમ રાખે. સરખેજના બંધુઓ બારોટનો લાભ લઈ પોતાના પૂર્વજોનો ઈતિહાસ જાણી કાંઈક તેવા થવાને સંગીન પ્રયાસઆરંભશે તોજ અમે તો બારોટના આવાગમનને ફલિત થયું સમજીશું.

**કોડીનારથી રા. રા. દુર્લભરામ જયરામ પાઠકનો પત્ર.**

માસિકના કાર્યની શરૂઆતથી આજ દિન સુધીમાં જુદા જુદા સ્થળોના જુદા જુદા લેખકોના લેખો અને ચર્ચા પત્રોદ્વારા જણાય છે, કે દરેક બાબતમાં આપણે પડતી સ્થિતિમાં છીએ. આ સત્યને વધારે પૂરાવાની જરૂર નથી. આવી સ્થિતિમાં હોવાનાં ઘણાં કારણો છે, પણ તે પૈકી મોટામાં મોટું અને સર્વનાં મૂળ રૂપ એવું એક કારણ આપણા રિત રિવાજો છે. આ માન્યતામાં બે મત હોય એમ લાગતું નથી; ઉલટું, તેના પૂરાવામાં એક્કે અવાજે સર્વત્ર સંભળાય છે કે, " બાળલગ્નોએ બાળી મૂક્યા, કન્યા વિક્રયે તો કુટુંબોને જડ મૂળથી ઉખેડી નાખ્યાં, ન્યાત વરાઓએ પાયમાલ કરી નાખ્યા અને મરણ પછીના મિથ્યાલ્હેએ આસુરી તત્વો રગે રગમાં રેડી ધર્મનો લોપ કરી બ્રહ્મત્વને દૂર-વિદૂર કરી નાખ્યું

છે.” આ પ્રમાણે આપણા અનિષ્ટનું મૂળ આપણા રીત રિવાજો છે, અને તેમાં સમયાનુસાર ઘટતો સુધારો કરવો ,એ ઘણુંજ જરૂરનુ છે. એવું આપે સમજીને, સર્વત્ર ગુર્જર બ્રાહ્મણોનું હિત ઇચ્છતા, આપે ગયા આષાઢ માસથી “ ગુર્જર બ્રાહ્મણ ” નામનું માસિક પ્રગટ કરવાનું શરૂ કીધું છે. મારા વાંચવામાં બધાજ અંકો આવ્યા છે. સંખ્યાબંધ ગુર્જર બન્ધુઓ ગ્રાહક થઈ તેનો લાભ લે છે. એ ઘણું સંતોષકારક છે; પણ સૌરાષ્ટ્રસ્થમાં વસતા આપણા ગુર્જર બન્ધુઓ તેનો જોઇએ તેટલો લાભ લેતા નથી, એ ઘણુંજ ખેદજનક છે. સર્વત્ર ગુર્જર બ્રાહ્મણની જ્ઞાતિની ઉન્નતિ માટે આપ પ્રયાસ કરો છો, પણ મારા અનુમાન પ્રમાણે સૌરાષ્ટ્રસ્થના આપણા દશ પંદરેક જ્ઞાતિ બન્ધુઓ આ માસિકનો લાભ લેતા હશે. તો તેઓ બન્ધુઓને વિનંતી કરવાની કે ભાઇઓ! આપણી બ્રાહ્મણ જ્ઞાતિ બીજી જ્ઞાતિઓ કરતાં ઘણું ઉચ્ચસ્થાન ધરાવે છે, છતાં, બીજી જ્ઞાતિઓ કરતાં આપણી જ્ઞાતિમાં કેટલાક ખરાબ રીવાજો દાખલ થએલા છે, તે રીવાજો મોટું કલંક લગાડનારા છે. તો તેવા રિવાજો દૂર કરી સમસ્ત ગુર્જર બ્રાહ્મણ હિતાર્થે પૈસા વાપરવાથી તેનો ઘટતો ઉપયોગ કર્યો એમ સમજાશે. છેવટ એટલીજ પ્રાર્થના છે કે માસિકનું કદ કાંઇક મોટું કરી, ( અને લવાજમમાં પણ રૂપીઆ એકની જગ્યાએ દોઢ રૂપીઓ કરવો ઉચિત લાગે તો તે પણ કરી ) વિશેષ લખાણ સમાય એમ ગોઠવણ કરો તો વિશેષ લાભ થશે.

પ્રભુ! સર્વત્ર ગુર્જર બ્રાહ્મણોની ઉન્નતિ કરો! એજ પ્રાર્થના સાથે હાલનો આટલેથી બંધ કરૂં છું

**શ્રીઔદીચ્ય મિત્ર-મંડળનો નવમો વાર્ષિક મહોત્સવ.**

આ નામના અમદાવાદના મંડળનો નવમો વાર્ષિક મહોત્સવ ભારે ઉમંગ તથા ધામધુમથી અમદાવાદમાં દોલતખાનામાં આવેલી ઔદિચ્યોની વાડીમાં ઉજવવામાં આવ્યો હતો. આ મંડળનો મહોત્સવ મંડળના એક જીવનરૂપ બંધુ રા. રા. અંબાલાલ બાપાલાલ મહેતા બી. એ. યુરોપથી આવવાના હોવાથી મુકરર તારીખ કરતા મોડો ઉજવવામા આવ્યો હતો આ મેળાવડામાં બે કાર્ય સાથે કરવાનાં હતાં. એક તો મંડળની વાર્ષિક તિથિની ધામધુમ કરવાની હતી અને બીજું વ્યાપાર અર્થે મંડળના એક ગયેલા બંધુ ને સ્વદેશમાં આવતા પ્રસંગે આવકાર આપવાનો હતો. આવાં આવાં મંડળો જ્ઞાતિબંધુઓ તરફથી સહાયના અભાવે જોઇએ તેવાં સંગીન કામો નથી કરી શકતા એ ખરૂં છે તો પણ તેઓની ઉપયોગીતા અને તેમની જરૂર કેટલી બધી છે તે તેવાં મંડળના કાર્યના રીપોર્ટ વાંચનાર તથા સાંભળનારને જણાયા વિના રહેજ નહિં આ પ્રમાણે નવ વર્ષથી આ મંડળ એક શ્રદ્ધાથી શ્રી કૃષ્ણ પરમાત્માના ઉપદેશ कर्मण्ये वाधिकारेषु । मा फलेषु कदाचन ॥ અનુસાર કાર્ય કર્યા કરે છે એ ખરેખર તેમને ધન્યવાદ આપવા જેવું છે. અને જો કે તેમને જ્ઞાતિના આગેવાનો તરફથી જોઈએ તેવી સહાય મળતી નથી તો પણ તેઓ ઉત્સાહ મુકતા નથી તેમજ જ્ઞાતિમાં કલેશ ઉત્પન્ન કરવાના પ્રયાસો કરતા નથી પણ શાંતપણે પોતાના હેતુ પુરસ્સર કાર્ય કર્યા જાય છે તેને માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. બ્રાહ્મણોમાં આવાં અનેક મંડળો થાય એ ઇચ્છવા યોગ્ય છે. માત્ર તેઓ એક બીજામાં ભેદ ન ઉત્પન્ન કરતાં ઐક્ય ઉત્પન્ન કરે તેજ ધ્યાનમાં રાખવુ જોઈએ. રા. અંબાલાલ યુરોપમાં જઇ જગતના વ્યાપારનો અનુભવ લઇ જ્ઞાતિ અને દેશનું કલ્યાણ કરશે એમ

અમે આશા રાખીએ છીએ. અને જ્ઞાતિમાં આદર પામ્યા છે અને તેમની ઉન્નતિમાં જ્ઞાતિ આડ ખીલી ન નાંખતાં સહાયક થઇ છે એ જોઇ અમે રા. અંબાલાલને તેમજ ઔદીચ્ય જ્ઞાતિને અભિનંદન આપીએ છીએ.

**અમારા વ્યવસ્થાપકની વીરમગામની મુલાકાત.**

વીરમગામ એ વહેપારનું મથક છે. કાઠીયાવાડ અને ગુજરાતને આ શહેર સાંધે છે અને તેમાં ઘણા ઉદ્યોગો નવા પાયા ઉપર ચાલે છે. આ શહેરમાં ઔદિચ્ય બ્રાહ્મણોની વસ્તી સારી છે અને ત્યાંથી ઔદિચ્ય મિત્ર નામનું માસિક પણ નીકળે છે. આ જ્ઞાતિમાં રા. ઇશ્વરલાલ દેવશંકર વકીલ એ એક પ્રતિષ્ઠિત સાધન સંપન્ન ગૃહસ્થ છે અને તેમનામાં સમાજની લાગણી પણ સામાન્ય કરતાં વિશેષ પ્રમાણમાં જણાય છે. અમારા વ્યવસ્થાપકની વીરમગામની મુલાકાત આ બ્રાહ્મણ બંધુને મળી તેમની સાથે કેટલીક ચર્ચા કરવાના તેમજ ઔદિચ્ય મિત્રના તંત્રીને મળી કેટલીક વિગતો જાણવાના હેતુવાળી હોતાં તે સંબંધી જે જોવામાં આવ્યું તે સર્વે બંધુઓની સમક્ષ મુકવામાં આવે છે. ઇશ્વરલાલભાઇ એક સાધન સંપન્ન તથા લાગણીવાળા ગૃહસ્થ છે. તેઓ જો પોતાની ઉત્તરાવસ્થાનો કેટલોક સમય અન્ય આત્મભોગ સાથે આપી પોતાના જેવા અન્ય બંધુઓને એકત્ર કરી કોઈ પ્રયાસ કરે તો અમારી ખાત્રી છે કે તેઓ ગુજરાતમાં બ્રાહ્મણોને માટે કાંઇક સારૂં સંગીન કાર્ય કરી શકે. ઔદિચ્ય મિત્ર માસિક એક લાગણીવાળા બંધુએ અમદાવાદના માસિકના બંધ પડયા પછી કેટલેક વર્ષે કાઢયું હતું. અને થોડાક વખત તેના કાર્યવાહકોને તેથી સંતોષ પણ ઉપજ્યો હતો. પણ થોડા વખતમાંજ બ્રાહ્મણોના સ્વાભાવિક સ્વભાવ પ્રમાણે અમદાવાદમાં ઔદિચ્યોનાં બીજાં બે માસિકો નીકળવાથી આ માસિકના કાર્યવાહકોમાં કાંઇક પોતાના કર્તવ્ય લાગણીના બળમાં વિચ્છિન્નતા માલમ પડવાથી નિરાશાની લાગણી ઉત્પન્ન થયેલી જણાય છે. આશા છે કે તેઓ પોતાના કામમાં ઉત્સાહ રાખશે અને સાત્વિકતાથી પોતાનું કામ ચલાવશે અને છેવટે તેમને ઇશ્વર જયજ આપશે બ્રાહ્મણોના પેટાવિભાગમાં પણ સામાજીક ઐક્ય થઈ શકતું નથી અને ભેદમય સૃષ્ટિ વધતી જાય છે એ જોઈ ખરેખર ખેદજ ઉત્પન્ન થાય છે!!!

આ પછી અમારા વ્યવસ્થાપકે કડવા વિજયના તંત્રીની અને કડવા વિજયની ઓફીસની મુલાકાત લીધી હતી. આ ભાઇને પોતાના કાર્યમાં ઉત્સાહથી મંડેલા જોઈ ઘણોજ આનંદ થયો હતો. અને જે સમાજમાં આવા અડગ શ્રદ્ધા તથા હીંમતવાળા માણસો સામાજીક કલ્યાણના કાર્યમાં ઉત્સાહ લે તે સમાજમાં કાર્ય ન થાય એ સંભવેજ કેમ. આપણા દેશમાં જે દેશકલ્યાણની લાગણી જન્મ પામી છે તે લાગણીએ પાટીદાર જ્ઞાતિઓમાં પ્રવેશ કર્યો છે એ જોઈ અમને ઘણોજ આનંદ થાય છે. અને જો કે આવા આવા પ્રયાસ કરનારાઓને તો શાંતિ કે સાંસારિક સુખ હોતું નથી તેમજ તેમને પોતાના કામનો પુરો સંતોષ પણ હોતો નથી પરંતુ તેમના કાર્યની અસર હમેશને માટે રહે છે અને તેજ આપણા ઉદયનું સુચિન્હ છે. બ્રાહ્મણો પોતાનો ઉત્કર્ષ કરી આવા આવા પ્રયાસોમાં અથાગ પ્રયત્ન કરતા અન્ય બંધુઓને સહાય આપી તેમનું કામ બળવત્તર કરે તો દેશનો ઉદય કેટલો ત્વરિત થાય તે સહજ જોઈ શકાય એવું છે. અમે રા. પુરૂષોત્તમ લલ્લુભાઇને તેમનાં કાર્ય માટે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેઓ તેમના કામમાં વ-

ધારે ને વધારે ઉત્સાહથીજ મંડયા રહેશે અને ઇશ્વર તેમને તેમના કામમાં ત્વરિત ગતિ અને સિદ્ધિ આપશે.!!!

**જ્ઞાતિ બંધનની અધમતા.**

અમને અમારા એક લાગણીવાળા બંધુ તરફથી ખબર મળી છે કે ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણમા પીહીજના એક ગૃહસ્થે પોતાની પુત્રીનાં લગ્ન છપ્પનના જથાના એક ગૃહસ્થના પુત્ર વેરે કર્યાં. આ ઉપરથી પીહીજના જથાના આગેવાનોએ આશાપુરામાં એકત્ર થઇ મહન્ધુ ભાઈને રૂ. ૧૦૫૧) દંડ કર્યો છે. પોતાનીજ નાતના એક જુદા જથામાં આપી પોતાની પુત્રીનો ભવ ન બાળે તેને માથે આવો દંડ આ કેવી અધમતા કહેવાય. આવાં બંધનવાળી જ્ઞાતિએ ભર્તૃહરિ કહે છે એવી અબ્નિરૂપજ કે નહિ!!! આ બ્રાહ્મણોમાં જ્ઞાનનો વાસો કયારે થશે? આવી પેટા જ્ઞાતિઓ પણ એક નહિ થાય તો પછી આખા દેશની પ્રજા એક થાય એ કેમ સંભવે? આવા દાખલા બને છે એ ખરેખર આપણી અધમ દશાજ સુચવે છે.

**સર. ચીનુભાઇ શેઠને ધન્યવાદ**

અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ શ્રી ચીનુભાઈ માધુભાઈ સી. આઈ. ઈ. ને સરકાર તરફથી સર નાઇટનો ઇલકાબ આપવામાં આવ્યો છે. આજાણી સમસ્ત ગુર્જર પ્રજા આનંદિત થશે. આને માટે અમે શ્રી શેઠજીને તેમજ ગુર્જર બ્રાહ્મણ સમાજને અભિનંદન આપીએ છીએ. અને શેઠને આવા આવા અનેક માનો મળો એમ ઇશ્વર પાસે હમેશ માગીએ છીએ.

---

## भिक्षान्नदेहि.

ગત વર્ષમા આ માસિકમા એક ચર્ચાપત્ર દ્વારા સમસ્ત બ્રાહ્મણ વિદ્યાર્થિઓ માટે અમદાવાદમા એક બોર્ડિંગ સ્થાપવાને નમ્ર વિનંતિ પત્ર મેં વાંચેલ પરંતુ તેનો કાંઈ પણ અમલ કે શરૂઆત થયેલ હોય એમ જણાતું નથી. એટલું જ નહી પણ નાતવાર નાની નાની બોર્ડિંગો પણ એક પણ ઉઘાડવામાં આવી નથી. આ સર્વ જાતિના નેતા થવાને ઉત્સુક બ્રાહ્મણોને કર્તવ્ય બુદ્ધિનું કેટલું ભાન છે તે બતાવી આપે છે. શુ હજુ ઘોર નીંદ્રામાં જ પડી રહેવું! અજગરવૃત્તિ રાખવામાં જ કર્તવ્યની સીમા આવી રહે છે. બંધુઓ! જાગો, નમ્ર યાચના ધ્યાનમાં લ્યો. આસપાસ આંખ ઉઘાડી, વૈસ્ય બોર્ડિંગ, . જૈન બોર્ડિંગ, કપોળ બોર્ડિંગ વગેરે જુવો. કાંઈક કર્તવ્ય પરાયણ થાઓ, અને ઉત્તમમાં ઉત્તમ દાન જે વિદ્યાદાન તે દાન કરવું શરૂ કરો. બ્રાહ્મણ વિદ્યાર્થિઓની સ્થિતિ જુવો. તેમની વ્હારે શીમંત બ્રાહ્મણ ભાઇઓ ધાઓ ને જુદા જુદા નાના નાના વાડા ન કરતાં સમસ્ત બ્રાહ્મણ વિદ્યાર્થિઓ માટે એક બોર્ડિંગ ખોલો એ જ નમ્ર પ્રાર્થના (યાચના) છે.

પ્રભુ તમને આ માટે પ્રેરણા કરી કર્તવ્ય પરાયણ લવાને હીમ્મત આપે. એ જ પ્રભુ પ્રાર્થના.

'વિદ્યાર્થિ.'

---

## પ્રથમ વર્ષના લવાજમની પહોંચ.

| | | |
|---|---|---|
| ગ. રા. શાસ્ત્રી પ્રેમાનંદજી કેશવલાલ. | ખરસાડ | ૧—૦—૦ |
| „ ડાહ્યાશંકર ઇશ્વર | સરખેજ. | „ |
| „ બી. જે. શાસ્ત્રી એમ. એ. | મુંબાઈ. | „ |
| „ અંબાલાલ માધવલાલ. | ગોધરા | „ |
| „ ગોવિંદલાલ પ્રાણજીવન. | રાયપુર | „ |
| „ અમૃતલાલ મહાશંકર દવે. | ભરૂચ | „ |
| „ લલ્લુભાઈ વજેરામ | સરખેજ | „ |
| „ અમૃતલાલ નાથજી ઠાકર | નીકોલ. | ૦—૬—૦ |
| „ શ્રીમન્ બાલ યોગિન્. | વસો | „ |

## ચાલુ વર્ષના લવાજમની પહોંચ.

| | | |
|---|---|---|
| ગ. રા. શ્રીમન્ બાલ યોગિન્ | વસો | ૧—૦—૦ |
| „ શ્રી ગુરૂજી ત્રબકરામ વલ્લભરામ. | જયપુર | |
| „ મગનલાલ જેઠાલાલ શુકલ | વીરમગામ | „ |
| „ ઇશ્વરલાલ દયાશંકર દવે | „ | „ |

---

# વિજ્ઞાપના.

આ માસિક ગુજરાતમાં વસતા બ્રાહ્મણોમાં ઐક્યથી જ્ઞાનનો વધારો થાય અને તે દ્વારા તેમનો તથા ચાતુર્વર્ણ્ય સમાજનો ઉત્કર્ષ થાય એ અભિલાષાથી જ કાઢવામાં આવ્યુ છે, માટે તેમાં સર્વે બ્રાહ્મણો તેમ જ ઇતર વર્ણના જ્ઞાનવાન પુરુષોને દરેક પ્રકારે સહાય આપવાની વિનતિ કરવામાં આવે છે, માસિક આ વખ ત્રણ ફારમનું કરવામાં આવ્યું છે, તેમ છતા લવાજમમાં કાંઈ પણ વધારો કરવામાં આવ્યો નથી આશા છે કે ગ્રાહકોનો વધારો થશે અને તેમાં લાગણીવાળા બંધુઓ સહાય આપશે. આ માસિકના વિચારનો જેમ બહોળો ફેલાવો થાય તેમ આપણા સમાજને ફાયદો થાય તેમ છે, માટે તે તરફ પણ વાચક વર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે માસિકમાં આખી આર્ય પ્રજાને લાગુ પડે એવા સાંસારિક તથા ધાર્મિક વિષયો સારા વિદ્વાનોને હાથે ચર્ચાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે. માટે આ માસિકના ગ્રાહક થવાથી બ્રાહ્મણ શિવાય ઇતર વર્ણના બંધુઓ પણ લાભ મેળવી શકશે

' વ્યવસ્થાપક. '

---

# જાહેર ખબર.

અમારા તરફથી 'શ્રી ભર્તૃહરિ કૃત વૈરાગ્યશતક અને બ્રહ્મજ્ઞાન' નામનું પુસ્તક છપાયું છે જેની કીંમત રૂ ૧ રાખવામાં આવી છે. ગુર્જર બ્રાહ્મણના ગ્રાહકોને તે પુસ્તક ૦-૧૨-૦ આપવામાં આવશે આ પુસ્તક વ્યવસ્થાપક અમદાવાદને પત્ર લખી મંગાવવા નમ્ર વિનંતિ છે

# નિયમો.

૧. વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખો માટે લેખક જ જવાબદાર છે

૨. માસિકમા હરકોઈ વિષયના લેખો મોકલવાની ગુજરાતી પ્રજાને છુટ છે. વ્યક્તિગત ચર્ચા લેવામા આવશે નહિ, તેમ જ લેખ માસિકમા નહિ લેવામા આવે તો તે અમે પાછો મોકલવા બધાતા નથી લેખ કાગળની એક જ બાજુએ સારા અક્ષરથી લખી મોકલવો જોઇએ સહી વગરના લેખો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ.

૩. નવા ગ્રાહક થનારે લવાજમ અગાઉથી મોકલવુ, અને ગ્રાહકોએ વર્ષ પુરૂ થતામા લવાજમ મોકલી દેવુ. મનીઓર્ડર તન્ત્રી ઉપર સરનામે મોકલવો પત્ર વ્યવહાર અમદાવાદને સરનામે કરવો. માસિકનો નમુનાનો અંક એક આનાની ટીકીટ મોકલે મોકલવામા આવશે.

૪. માસિક દરેક માસની અમાવાસ્યા સુધીમા ન મળે તો વ્યવસ્થાપકને પત્રથી જણાવવુ. સિરનામાના ફેરફારથી વ્યવસ્થાપકને વાકેફ કરવા નહિ તો માસિક ગેરવલે પડે તેને માટે અમે જોખમદાર નથી. માસિકના સરનામા ઉપરનો નબર લખવા કૃપા કરવી

૫ લવાજમ મોકલ્યા પછી એક બે મહીને માસિકમા પહોચ આવી ન હોય તો પત્રથી પુછાવવુ

# વિજ્ઞાપના.

ગુજરાતના સમસ્ત બ્રાહ્મણોમા સામાજીક ઐક્યની લાગણી પ્રદિપ્ત કરી, સમસ્ત જ્ઞાતિના પ્રયાસથી ધર્મ, સમાજ આદિમા બ્રાહ્મણો ઉન્નત થાય એવા હેતુથી જ આ માસિક છેલ્લા બે વર્ષથી કાઢવામા આવ્યુ છે, અને ઘણી અડચણો વેઠી ચલાવવામા આવે છે. આ માસિક એક વ્યક્તિનુ કે એક જ્ઞાતિનુ નથી. પણ સમસ્ત ગુજરાતના બ્રાહ્મણોનુ એટલે સમસ્ત ગુજરાતની હીંદુ પ્રજાનું છે. માટે ગુજરાતના દરેક મન તન ધર્માભિમાની ભાઈ, બહેનને અને ખાસ કરીને દરેક બ્રાહ્મણ કુટુબને આ કાર્યમાં મનથી, તનથી તથા ધનથી સહાય આપવાની વિનતિ કરવામા આવે છે. દરેક ગ્રાહકે આમાના વિષયો વાચવાની તેમ જ તેમા જણાવેના યત્ન દરેક કાર્યમા સહાય આપવાની અને તેગાંની વાતો બ્રાહ્મણોમા ફેલાની ગ્રાહક વધારવાની પોતાની ફરજ છે એમ સમજવુ જ જોઇએ

REGISTERED No. B. 891

# गुर्जर ब्राह्मण.

ॐ। भद्रंकर्णेभिः शृणुयामदेवाः। भद्रंपश्येमाक्षभिर्यजत्राः। स्थिरैरङ्गैः
स्तुष्टुवा ँ सस्तनूभिः। व्यशेमदेवहितं यदायुः॥ तदात्मनिनिरते
यउपनिषत्सुधर्मास्तेमयि सन्तु तेमयिसन्तु॥ उपनिषत्.

શબ્દાર્થઃ—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે કલ્યાણને જોઇએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદ્‌માં કહેલા ધર્મો હો, તે મારામાં હો.

વર્ષ ૩, અંક ૧. [ માસિક. ] આષાઢ. સંવત્ ૧૯૬૭.

## ઈશ્વરની સ્તુતિ.

### દોહરો.

આ માસિકનું હે પ્રભો! લાગ્યું ત્રીજું વર્ષ;
ઇચ્છા છે એમાં વિભો, લખવા દ્વિજઉત્કર્ષ. ૧

### ઉપજાતિ વૃત્ત.

ઉત્કર્ષ આ વર્ષ વિષે સુ થાવા,
લેખો રૂડા માસિકમાં લખાવા;
આપો અમોને બળ બુદ્ધિ કેરૂં,
પિતા પ્રભો મે'ર તણા સુમેરૂ. ૨

દીપાવિયો ઉદ્યમ તેં અમારો,
લેખાવિયો સજ્જનમાંહિ સારો;
તેથી જ પામી સત્કાર સારો,
થયો સુ આ માસિકનો પ્રસારો. ૩

તારી કૃપાથી વિભુ વિશ્વનાથ,
ચઢે સુચિંતામણિ રંક હાથ;
આનંદ આનંદ સદૈવ ભાસે,
કુસંપ ક્લેશાદિક દૂર નાસે. ૪

જો મે'ર હોયે જગદીશ તારી,
તો અર્થ ચારેય શકાય સારી;
સુસંપ વાધે નવ કોઇ બાધે,
કાર્યો સુકલ્પ્યાં જન સર્વ સાધે. ૫

તારે પ્રતાપે કરિ હે પ્રતાપી,
વિશ્વે રહે સૂર્ય પ્રકાશ વ્યાપી;
મનુષ્યમાં તેમ જ જ્ઞાનભાનુ
ઉદે કરે તું નથિ છેક છાનું. ૬

તેથી ખસે અંતરઅંધકાર,
ને ઉન્નતિ-માર્ગ સુઝે જ સાર;
ખોટું ખરૂં સ્પષ્ટ જણાય આંખે,
ભલું થવાનું જન તર્ત ઝાંખે. ૭

ઝાંખા થયા તોય ન વિપ્ર લાજે,
દાલા ધડાશા બહુ અત્ર ગાજે;
શુદ્રાદિની ઉન્નતિ સ્પષ્ટ દેખે,
પોતાનિ છે કેમ ન તેહ પેખે. ૮

માટે ભલું ગુર્જર બ્રાહ્મણોનું,
થવા તમારા મુખના+ ગણોનું,
હે વિષ્ણુ ! ઊર્મિ ઉર માંહિ લાવો,
ને વિપ્રમાં જ્ઞાન-રવિ ઉગાવો. ૯

ગણપતરામ રાજારામ ભટ્ટ.

---

+ બ્રાહ્મણો વિષ્ણુના મુખથી થયાં છે તે ઉપર આ કહેલું છે.

# ઈશ્વર સ્તવન.

## ગીતિ.

જય જય જય જગત્રાતા,
જય પિતુ માતા કૃપા તમે કરજો;
ગુર્જર બ્રાહ્મણ સૌનાં,
દુઃખ દયાળુ દયા કરી હરજો. ૧

પૂરણ વર્ષ થયાં બે,
ગુર્જર બ્રાહ્મણ માસિકને આજે;
ત્રીજું સુખકર વીતે,
એ કામે પ્રભુ પ્રસન્ન તું થાજે. ૨

સત્ય દયાને શાન્તી,
વિધ વિધ વિદ્યા સ્થિર કરીને સ્થાપો;
ગુર્જર બ્રાહ્મણ સૌને,
પુરુષારથ તો ચારે પ્રભુ આપો. ૩

ધાન્ય ને ધનના ઢગલા,
દીર્ઘાયુ પશુ ને પુત્રો દેજો;
ગુરૂ પદ સૌને આપી,
સંકટમાં સંભાળ પ્રભુ લેજો. ૪

બાળ લગન બળવંતા,
બંધ કરાવો બાળક દુઃખ પામે;
સોળે સુંદરી પરણે,
જગપતિ જગમાં તેના જશ જામે. ૫

વરકન્યાનો વિક્રય,
બંધ કરાવો વર પ્રભુ એ માગું;
મરણ તણાં મિષ્ટાન્નો,
કાઢી નાખો પાય પ્રભુ લાગું. ૬

જ્ઞાન વિનાની લલના,
શોકે કોમળ છાતીને બાગે;
ત્રાસ ત્રિભુવન ત્રાતા,
ટાળો વરવો વેધ ઘણો લાગે. ૭

સરકલ નાનાં બાંધી,
મમતે મરતાં ગોળ કરી ઘેલા;
સુમતિ દો પ્રભુ તેને,
આગેવાનો મનના જે મેલા. ૮

વિધવાનાં દુઃખ દેખી,
સુજ્ઞજનોનું અંતર અતિ દાઝે;
તેને ધરમે વાળો,
ત્રિભુવન પતિ હું વિનવું છું આજે. ૯

અનાચારમાં ડૂબ્યા,
ખટ કરમોમાં ધ્યાન નથી ધરતા;
તેવા યુવકો કેરાં,
અંતર નિરમળ કરજો જગકરતા. ૧૦

શાસ્ત્રી જોષી પુરાણી,
પુરોહિતોને આચાર્યા સરવે;
સત્ય બોધ દે સૌને,
એ વર દો પ્રભુ સુજને આપરવે. ૧૧

રાજનગરમાં રૂડું,
ગુર્જરબ્રાહ્મણ મહામંડલ સ્થાપો;
વિદ્યાર્થીની વીશી,
સ્થાપન કરવા પ્રભુ શુભ મતિ આપો. ૧૨

ત્રીજા વર્ષની અરજી,
હરજી ઉરમાં આનંદે ધરજો;
સૌ ગુર્જરબ્રાહ્મણમાં,
સુખ શાંતિ સન્મતિ પ્રભુ ભરજો. ૧૩

અષાડ શુદ ૧ સંવત ૧૯૬૭--સરખેજ.

---

# દ્વિતીય વર્ષનું દિગ્દર્શન.

પ્રિય બંધુઓ ! ગુર્જર બ્રાહ્મણનું દ્વિતીય વર્ષ પુરૂં થયું છે. અને ત્રીજા વર્ષનો આરંભ થાય છે. સાધકે ક્ષણે ક્ષણે આત્મનિરીક્ષણ કરવું જોઇએ અને તે જ પ્રમાણે આપણે પણ આ ક્ષણે આપણા કાર્યનું દિગ્દર્શન કરીએ; જેથી આ વર્ષમાં કેટલું કાર્ય થયું છે, કેટલું કાર્ય કરવાનું આપણે ધાર્યું હતું, અને હવે આવતે વર્ષે શું શું કામ દૃઢ કરવું અને નવું શું કાર્ય આરંભવું તેનો વિચાર કરી શકાય. વળી આ વર્ષમાં આપણે જે જે અજ્ઞાનને લીધે ભૂલો કરી હોય તે પણ દેશકાળના જ્ઞાનને લીધે સુધારી શકાય અને આપણાથી આપણાં કરેલાં કાર્યોને સુદૃઢ બનાવવામાં તેમ જ નવાં કાર્યો સારી વ્યવસ્થિત રીતે આરંભવામાં એક પગલું આગળ વધી શકાય.

અમે પ્રથમ વર્ષના દિગ્દર્શનમાં પણ જણાવ્યું હતું, અને આ વખતે પણ જણાવીએ છીએ કે આ કાર્ય જે હેતુ ફલિત કરવાને આરંભવામાં આવ્યું છે તે હેતુ એટલો મહાન્ છે, અને દેશકાળની વસ્તુસ્થિતિ જોતાં એટલો દુષ્કર છે, કે કેટલાંક વર્ષોના સાત્વિક ઉચ્ચ પ્રકારના સાધકો દ્વારા તે ફલિત કરવાનાં સાધનો મેળવવાના તથા કર્તવ્ય કરવાના પ્રયાસ પછી તે કર્તવ્યો જ્યારે ઇશ્વરકૃપા રૂપી પ્રસાદથી વિભૂષિત થાય ત્યારે જ આપણે આ હેતુનો કાંઇક અંશ ફલિત થયો દેખી શકીએ. સાધન ચતુષ્ટયથી સંપન્ન મુમુક્ષુ યોગમાર્ગે દ્વારા જીવનમુક્તિના દ્વાર સમીપ આવી પહોંચ્યો હોય તો પણ અંદર પ્રવેશ પામતા પહેલાં ઇશ્વરપ્રસાદરૂપી જલ પ્રોક્ષણ કે પુષ્પવૃષ્ટિની અપેક્ષા રહે છે, તે જ પ્રમાણે આપણો હેતુ ફલિત થવામાં પણ સાધક, સાધન, અને સાધ્યનું સામ્ય થઈ ગયા પછી પણ ઇશ્વરકૃપા રૂપી પ્રસાદની જરૂર રહે છે. માટે આપણે આપણા દરેક કાર્યમાં જેમ ઇશ્વરસહાય આપે છે, તેમ જ આપ્યા કરે એવી તે પરમ દયાળુ કૃપાનિધાન પ્રભુની પ્રાર્થના કરી આપણા લઘુ બે વર્ષના બોબડા તોતડા શબ્દ બોલી શકે એવા બાલકાર્યનું નિરીક્ષણ કરીએ.

સાહિત્ય એ શબ્દનો જો સંકુચિત ક્ષેત્રમાં અર્થ કરવામાં આવે તો તો અલબત્ત આપણા માસિકની સાથે તેને ઝાઝો સંબંધ નથી અને આપણા કાર્ય ક્ષેત્રમાં તેને પ્રાધાન્ય આપવાનું નથી; પરંતુ સાહિત્યનો જો વિશાળ અર્થ આપણે લઇએ તો તો આપણું માસિક તે ક્ષેત્રમાં પણ સ્થાન મેળવી જ શકે. પરંતુ આપણા માસિકનો આ ક્ષેત્રમાં. એટલો જ હેતુ છે કે, ગુર્જરગિરા બોલતી હીંદુ આલમમાં ધર્મ અને સમાજ જીવનના વિષયમાં આ માસિક દ્વારા આપણે એક નવીન વિચારશ્રેણી મુકી શકીએ, અને તે વિચારશ્રેણી દ્વારા આપણા એક નહાના સમાજ જીવનમાં કાંઈ ફેરફાર કરી જે આપં ઋષિ મુનિઓએ સમાજના વિભાગ પાડી તે વિભાગમાં આખા સમાજની ઉપયોગિતા માટે આપણાં જે કર્તવ્યો સમાજ સેવા માટે નિર્ણિત કર્યાં, અને જે કર્તવ્યો અને હેતુ આપણે ઘણા સમયથી સંગભંગ ત્યાજ્ય કર્યા છે, તે પુનઃ આપણે ગ્રહણ કરીએ અને આપણા સનાતન વેદ ધર્મનો પુનરુદ્ધાર કરી બ્રાહ્મણજીવન ઉન્નત બનાવી જગતનાં કલ્યાણ પંથમાં જીવન ગાળવા સમર્થ થઇએ, તો જ આપણો પ્રયત્ન ફલિત થયો ગણાય, અને તે જ આપણું 'સાહિત્ય' ક્ષેત્ર છે. આ સાહિત્ય ક્ષેત્રનું આપણું દૃષ્ટિબિંદુ પણ ઘણું જ વિસ્તીર્ણ છે. ગુજરાતમાં જન્મ પામેલા ધર્મ વિમુખ

સંસાર સુધારાના પ્રવાહને તેર વર્ષની અદ્વિતીય લેખિની દ્વારા તત્વજ્ઞાનના પ્રખર લેખો દ્વારા અભેદનો ઝુંડો ઉઠાવી ગુર્જરરાષ્ટ્રના સંસારસુધારાના પ્રવાહને ધર્મ દિશામાં વાળી ધર્મના પાયા ઉપર દૃઢ કરી જનાર પ્રથમ દૃષ્ટા અને અભેદમાર્ગ પ્રવાસી સાક્ષરની દિશામાં તેના જેવું કાંઈક આ માસિક દ્વારા આપણે કરી શકીએ, તો જ આપણે સમાજની સાહિત્યના ક્ષેત્રમાં સેવા બજાવી કહેવાય. અને આ હેતુ ફલિત કરવા પ્રયાસ કરવો એ જ આપણું સાહિત્ય ક્ષેત્રમાં કર્તવ્ય છે. પ્રથમ વર્ષ કરતાં આ માસિક દ્વિતીય વર્ષમાં ઉચ્ચ શ્રેણીના લેખો મેળવી શક્યું છે, અને તે પ્રકારની સેવા માસિક પ્રથમ વર્ષ કરતાં ઉચ્ચ પ્રકારે બજાવી શક્યું છે. માસિક દ્વારા આ વર્ષમાં બે કાર્યનાં બીજ રોપાયાં છે. જેમાંથી આ ત્રીજા વર્ષમાં વખંતે સંગીન કાર્ય થઈ શકશે એવી આશા રાખવામાં આવે છે. પ્રથમ " ગુર્જર બ્રહ્મ મંડળ " ની રાજનગરમાં સ્થાપના અને બીજું ગુર્જર બ્રાહ્મણ બોર્ડીંગ હાઉસ ફંડની શરૂઆત. લેખો ઉપરાંત ફંડની શરૂઆત પણ કરવામાં આવી હતી, પરંતુ એ તરફ સમાજનું જોઇએ તેટલા પ્રમાણમાં હજુ લક્ષ ન હોવાથી, અને નહાના નહાના વર્તુલમાં વિશાળ ક્ષેત્ર કરતાં મમત્વ વધારે હોવાથી તેવા એક વિશાળ બોર્ડીંગ હાઉસની ઉચ્ચ ઉપયોગિતા આપણામાંના ઘણા સમજી શક્યા નથી; પરંતુ આ કાર્યમાં પણ આનંદની વાત છે કે નહાના નહાના વર્તુલમાં આ વિચારો દ્વારા બળ આવ્યું છે. અને તે વર્તુલોમાં આ દિશા તરફ પ્રયાસો થાય છે અને કાર્ય આરંભાય છે. નહાના નહાના વર્તુલો સુદૃઢ થયા પછી એકીકરણ કરતાં વિલંબ નહિ લાગે એમ અમારૂં ધારવું છે. એટલે કોઇક એવી પળ આવશે ત્યારે આ નહાના નહાના વર્તુલોના પ્રયાસો ઘણા જ ઉપયોગી થઈ પડશે, ગુર્જર બ્રહ્મ મંડળ પ્રથમ હતું તેનાથી કાંઇક ફેરફાર સાથે પુનઃ સ્થાપિત થયું છે, અને તેને વિસ્તીર્ણ તથા સુદૃઢ કરવા માટે આ વર્ષમાં પ્રયત્ન થશે એવી આશા રાખવામાં આવે છે.

આ પછી માસિકની આર્થિક સ્થિતિ તરફ આપણે આપણી દૃષ્ટિ ફેરવીએ. આર્થિક સ્થિતિ વિષે વિચાર કરવાની બ્રાહ્મણોને પહેલાં વિશેષ જરૂર રહેતી નહિ; પરંતુ હાલમાં તો આર્થિક યુગ જ ચાલે છે, અને આપણે પણ આ બાબતમાં પરાવલંબી થવાથી ઘણું ખોયું છે, માટે હવે સ્વાશ્રયી થવાને માટે આપણે આપણા જીવનમાંથી અર્થને કાઢી નાંખવો કે ગૌણ ગણવો એ ઉચિત નથી. આ વર્ષે પણ પ્રથમ વર્ષ પ્રમાણે માસિકની આર્થિક સ્થિતિ જોઇએ તેવી નથી. ગયા વર્ષના પ્રથમ અંકમાં અમે ગ્રાહકોને એકેક ગ્રાહક વધારવાની વિનતિ કરી હતી, પરંતુ અમારા ગ્રાહક બંધુઓને એ બાબત પુરતા ધ્યાનમાં આવી નહિ હોય જેથી તે તરફ તેમણે પ્રયાસ કર્યો જ જણાતો નથી. આ વર્ષે પણ તેમને વિનતિ કરવામાં આવે છે, કે જો દરેક ગ્રાહક એકેક ગ્રાહક વધારવાનો પ્રયાસ કરે તો વર્ષને અંતે સારી ગ્રાહકની સંખ્યા થાય અને કાંઈક બીજા કાર્યની શરૂઆત કરી શકાય. માસિકના ખર્ચ આવકનો હિસાબ માસિકના છેલ્લા પૃષ્ઠ પર આપવામાં આવ્યો છે. ત્રણ વર્ષ સુધી અમે ખોટ જોડવાને બંધાયલા છીએ માટે આ વર્ષ પણ તે પ્રમાણે કરવામાં આવશે. પ્રથમ વર્ષને અંતે ખોટ આવવા છતાં પણ બીજે વર્ષે માસિકનો એક ફરમો વધારવામાં આવ્યો હતો. આ વર્ષે માસિક કેટલીક લાઇબ્રેરીઓ, જુદાં જુદાં જ્ઞાતિ મંડળો તથા યુવક મંડળો, અને વેદશાળા તથા પાઠશાળામાં મોકલવાની યોજના કરવામાં આવશે. માટે જે બંધુઓ નામ મોકલશે તેનો યોગ્ય સત્કાર કરવામાં આવશે. અંતમાં અમે અમારા જુદી જુદી જ્ઞાતિના

બ્રાહ્મણ બન્ધુઓને વિનંતિ કરીએ છીએ કે તેઓ પોતપોતાની જ્ઞાતિના મેમ્બરો, સુશિક્ષિત બ્રાહ્મણો તથા સદ્‌ગૃહસ્થોનાં નામ તથા સરનામાંનાં લીસ્ટ કરી મોકલશે તો તેમનો ઉપકાર માનવામાં આવશે.

અંતમાં પ્રભુ અમારી આ કાર્યમાં જે અપૂર્ણતાઓ છે તે દૂર કરી આ કાર્યને આગળ વધવામાં વેગ આપો એ પ્રાર્થના કરવામાં આવે છે, અને આ કાર્યમાં અમારા જેટલો જ ઉત્સાહ બતાવનાર અને તેટલીજ સહાય આપનાર અમારા મિત્રવર્ય કવિ શ્રી ગણપતરામ રાજારામ ભટ્ટ અને સાક્ષર શ્રીયુત મણીલાલ છબારામ ભટ્ટનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માની આ દિગ્દર્શન અમે પુરૂં કરીએ છીએ. શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

---

# ધર્મ.

મનુષ્ય માત્ર ઐહિકામુષ્મિક સુખની પ્રાપ્તિને અર્થે પોતાની સમજ અનુસાર યાવજ્જીવ સતત પ્રયત્ન કરે જાય છે. પણ તે પ્રયત્ન સન્માર્ગારૂઢ સુનીતિ વગર ફલીભૂત થતા નથી. તેમજ લાલસાદીક દુર્વાસનાઓ મનને કુનીતિએ દોરવા એવી તો બળવત્તર થઈ પડે છે, કે જનમંડળ તથા રાજ્યસભાના ઉપાયો સુનીતિએ જાળવવા અશક્ત થઈ પડે છે ત્યારે ધાર્મિક બોધ કેટલેક અંશે અસરકારક જોવામાં આવે છે.

હાલ જગતમાં જે જે ધર્મો પ્રવર્તે છે તેઓમાં સર્વથી જુનો સુનીતિના અનુપમ સૂત્ર પરીપૂર્ણ આર્ય ધર્મ છે. અને તે ધર્મ નષ્ટ કરવા પરધર્મી ધર્માંધોના ઝનુની અને ક્રૂર પ્રયત્નો સેંકડો વર્ષો સુધી જારી રહ્યા છતાં આર્ય ધર્મ તેના મૂળ સ્વરૂપના સિદ્ધાંતોમાં વિકાર પામ્યા વગર હાલના આકારમાં પ્રવર્તે છે. અને અગર જો સદરહુ પ્રયત્નોને લીધે કેટલાએક ઉમદા સિદ્ધાંતો ભ્રષ્ટાચ્છાદિત થવાથી પાશ્ચિમાત્ય વિદ્યા અને બોધના યોગે આર્ય-ધર્મ પ્રત્યે અનાસ્થા હાલ જન્મ પામવા લાગી છે તથાપી હાલના પાશ્ચિમાત્ય સુજ્ઞ પંડીતોને પણ આર્ય ધર્મની મહત્તા અને શ્રેષ્ઠતાનાં વખાણ કર્યા વગર ચાલતું નથી.

આવા આર્ય ધર્મ ઉપર આર્ય પ્રજાએ સંપૂર્ણ અને અનન્ય આસ્થા રાખવી અવશ્યની છે એટલું જ નહીં પણ અર્વાચીન વિદ્યાજનિત અનાસ્થા દૂર રાખવાના પ્રયત્ન કરવા એ તેમનું ભૂષણ રૂપ કર્તવ્ય છે.

આ હેતુ પ્રશંસનીય છે. તથા સઘળા ધાર્મિક શ્રદ્ધાળુ આર્યોએ તેને પુષ્ટિ તથા સહાનુમતિ આપવી જોઇએ. આપણે બધાને ખબર છે કે આર્ય ધર્મ ઉપર આફતો આવી છે. અને નાણાની તથા સહાનુમતિની ખામીને લીધે તેની સત્તા કમી થતી જાય છે, તેટલા માટે આપણા રાજપુત્રો તથા સુખીઆં આર્યોએ નિસ્વાર્થ કાર્ય કરનારને ધાર્મીક કામમાં પોતાનો વરદહસ્ત પસારીને ઉત્તેજન આપવું અપ્રતિમ ઇચ્છિત છે. એ એક સાધારણ અનુભવની વાત છે કે અગર જો જે પંથો આજ સુધી અલ્પાયુષિ સાબીત થયા છે તેવા અનેક પંથો સ્થાપીને આર્ય ધર્મ દાબી દેવાના અનેક પ્રયત્નો કરવામાં આવ્યા છે, તથાપી તે બધા પંથોનો લય થયા છતાં આર્ય ધર્મ કાયમ રહ્યો છે અને જો કે દરેક ધર્મની માફક કોઇ

કોઇ વાર કેટલાક ઉમદા સિદ્ધાંતો નષ્ટ થયા છે અને તેને ઠામે ભ્રષ્ટતાએ પ્રવેશ કર્યો છે તો પણ સર્વ આદિ વિચાર કરતાં આર્ય ધર્મની અંદર એટલી બધી કલ્યાણકારી સત્તા સમાએલી છે કે તે ધર્મને આધીન દરેક જણ રહેલો સાબીત થાય છે તેને અનુસાર સિદ્ધાંત શાસ્ત્રોના નિયમોમાં આત્મયજ્ઞ, તન, મન, અને ધન અથવા યજ્ઞ કરવાની આજ્ઞા છે, તે સનાતન ધર્મ તરફ સર્વ આર્ય પ્રજાએ લક્ષ આપવું જોઇએ. જડ પદાર્થો પણ પોતાના સનાતન ધર્મ પ્રમાણે ચાલે છે. તે વિષે નીચેના છપ્પાથી સમજાશે.

## ધર્મ વિષે છપ્પા.

ધર્મ વિષે છે મર્મ, કર્મ પણ ધર્મ વિષે છે;
ધર્મ વિષે છે શર્મ, ભર્મ પણ ધર્મ વિષે છે;
ધર્મ લાભ છે ધર્મ, મર્મનો મારગ મોટો;
ધર્મી ધર્મ થાય, અધમ આવે ટોટો;
છે ધર્મરાજ આ જગતમાં જોતા જડ ચૈતન વિષે:
તે વિચારીને જુઓ તમે એમા સ્વાભાવિક દીસે ૧

ધરા ધરે છે ભાર, ફરે આકાશે આપે;
ધાણી કેરો બેલ, જેમ કુંડાળું માપે,
દૈનિક ગતિ તે કરે, કરે ગતિ વાર્ષિક સાથે;
ચકર ચકર તે ફરે, નહિ અટકે કો વાતે;
એ શબ્દ સ્પર્શ રસ રૂપને, ગંધ ધર્મ ધરે ખરો;
તે સકળ જનો વિચારીને અંતરમા નિશ્ચય કરો. ૨

ચઢે અધર આકાશ, વળી અવનીમા આવે,
ધરે વાયુનું રૂપ વળી જડ જાતે ચાવે;
પ્રવાહી જળમાં થાય, જાય અવની તળ માંહિ;
ધગ ધગ ધરણી ધખે, કરે શીતળ જઈ ત્યાં એ,
એ શબ્દ સ્પર્શ રસ રૂપનો ધર્મ ધરી વિચરે સદા;
પણ પાણી જુઓ ચળે નહિ સ્વધર્મથી તે તો કદા. ૩

જુઓ સવિતા દેવ, શ્રેષ્ઠ તેજસ્વી આપે,
તિમિર ટાળીને તેહ, કષ્ટ સૃષ્ટિનાં કાપે,
ફરે સદા આકાશ, નહિ શ્રમ ઉરમાં આણે;
શીતળતા ટાળીને, ઉષ્ણતા દે તે ટાણે;
છે શબ્દ સ્પર્શ ને રૂપનો ધર્મ રવિમાં રાજતો;
વદુ વાત બધી એ વિચારીને તે ધર્મ ભ્રષ્ટ કદિ ના થતો. ૪

ઢાંકણુ ધરણી તણું, થઈ ફરતો ચોપાસે,
પવન દેવ છે નામ રૂપ તેનું નવ ભાસે;
શ્વાસ ઉશ્વાસે સદા, પ્રાણીમાં પસરે તે તો,

વનસ્પતિમાં વસે, સૂક્ષ્મ રૂપે થઇ એતો,
વળી શબ્દ સ્પર્શનો ધર્મ પણ વાયુમાં વાસો વસે;
કદિ પોતા તણા સ્વધર્મથી વાયુદેવ પણ નવ ખસે. ૫

ગંભીર ગુણ ગાય, નામ આકાશ કહાવે,
કોટી કોટી બ્રહ્માંડ સમાઇ જેમાં જાવે,
કો નવ પામે પાર, અનંત મહંત ગણાવે;
નહીં રૂપ કે રંગ, લક્ષમા કિંચિત આવે,
છે શબ્દ ધર્મ તેમાં ખરો, અડગ રહ્યો અંતર વશી;
એ ધર્મ ધરે આકાશ તે, જાય ન મર્મ થકી. ૬

---

# વિદ્વાન બ્રાહ્મણ બંધુઓને એક ખુલ્લો પત્ર.

## નવી સુધરેલી નાત ઉભી કરો.

પ્રિય બ્રાહ્મણ બધુઓ,

આપણે બધા બ્રાહ્મણો, જે ખુલ્લી રીતે એક બીજાની સાથે જમીએ છીએ તે, આપણી જુદી જુદી–ઔદીચ્ય, મોઢ, મેવાડા, શ્રીમાળી–વગેરે નાતોમાં શા માટે બંધાઈ રહ્યા છીએ, એવો દરેક માણસે પોતાને પ્રશ્ન પૂછવો જોઇએ. સંસારના ચારિત્રના સામાન્ય આચાર વિચાર અને વ્યવહારના સુવર્તન માટે આપણા બાપદાદાઓએ નાતો રૂપી બંધન બાંધ્યાં હતાં. આજથી પચાસ વર્ષ પહેલાં સુધી, એ મંડળાત્મક બંધનો તેના હેતુ પુરઃસર ચાલતાં હતાં; અર્થાત્ દરેક નાત, પોતામાંના કોઇને, સંસારના, ચારિત્રના, આચારવિચારના કે વ્યવહારના અસદ્વર્તન માટે પૂછતી અને જરૂર હોય તો શાસન પણ કરી શકતી હતી. હાલ નાતોની એ સત્તા રહી નથી, એટલે, જો ખરૂં કહીએ તો નાતના મેમ્બરોના શાસન માટે બંધાએલું નાત રૂપી મંડળ, તેની શાસન સત્તા જતી રહેતાં નિરર્થક થઈ પડ્યું છે. કોઈ પણ નાત, હાલ પોતામાંના કોઈ અસદ્વર્તનવાળા મેમ્બરને પૂછી શકતી નથી અને શાસન પણ કરી શકતી નથી. જો તમે એમ કહેતા હો કે, નાત હજી સત્તા ચલાવે છે તો હું તમને પૂછીશ કે દરેક નાતોમાં હાલ જે કામીસો, ચોર, લુચ્ચા ચારિત્ર ભ્રષ્ટ અને સ્રીઓ ઉપર જુલમ કરનારા

કસાઇઓ છે તેમને કયી નાતે શું શાશન કર્યું તે બતાવો ? દરેક નાતમાં હજારો આમદ્‌-વર્તનવાળા માણસો છે, અનેક અજ્ઞાની જુલમી અને જેનામાં બ્રાહ્મણ શીલનો અંશ ન હોય એવા માણસો ખુલ્લી રીતે વહેવારમાં ચાલુ રહેલા છે અને નાતો તેમને કંઇ પણ કરી શકતી નથી. નાતોથી જ્યારે આવા માણસોને શાશન થતું નથી ત્યારે તેનું શું પ્રયોજન છે? ગાંડું માણસ પણ જેનાથી કંઇ ફાયદો ન હોય તેવી વસ્તુ રાખતું નથી તો પછી આપણે નાતોને જે અનેક જાતના ક્લેશનું, અદેખાઇનું અને ટીકાનું ધામ થઈ રહેલીઓ તે તેને શા માટે નીભાવ્યા કરવી, એ સમજવું મુશકેલ છે. અલબત્ત, નાત રૂપી બંધન જ્યારે બંધાયાં ત્યારે સર્વના લાભ માટે જ બંધાયાં હતાં. અત્યારે તેને તોડીને નાત વગરના થઈ જવાનો આ ઉપદેશ નથી પરંતુ વખતના ફરવા સાથે વખતને અનુકૂળ નવું મંડળ ઉભું કરી સર્વનો લાભ અને શ્રેય સાધી લેવાનો આ ઉપદેશ છે.

આપણામાંનો કોઇ પણ માણસ પોતાની નાતના સારાપણા માટે ગાજીને બોલે એમ નથી. બધી નાતોમાં અનેક જાતની બદીઓંએ ઘર ઘાલ્યાં છે ને આપણે તેને માટે કંઈ કરી શકતા નથી, બધું જ મુંગે મોઢે સહન કર્યા કરીએ છીએ. આપણે ભણ્યું ન ભણ્યું કરીએ છીએ, જ્ઞાની થઈ નાતની આગળ અજ્ઞાની બનીએ છીએ અને દેશની ઉન્નતિની તથા સુધારાની વાતો કરતા હોવા છતાં દેશને પ્રતિ દિવસ અવનતિ તરફ ખેચી જઇએ છીએ. વળી સુધારાને બદલે ઉલટો કુધારો કરીએ છીએ. જેઓ સમજતા ન હતા તેઓ આમ ચાલતા નહિ, જ્યારે સમજવા છતાં નાતના બંધનને વળગી રહેવા જતાં ઉઘાડી આંખે અને ધોળે દિવસે આપણે કુવામાં પડીએ છીએ. આપણી આ વર્તણુંક તો અણસમજુઓની વર્તણુંક કરતાં બહુ જ વધારે ઠપકાને પાત્ર અને આપણને નીચું જોવરાવનારી છે.

હાલની નાતના બંધનને આ પ્રમાણે વળગી રહેવાથી આપણે આપણને, નાતના બીજા બંધુઓને કે કોઇને સુધારી શકવાના નથી. આમ થવાનું કારણ એ છે કે, દરેક નાતોમાં અણસમજુ અભણ ને જુના વિચારના માણસોની સંખ્યા બહુ મોટી છે. એકાદ નાતમાંથી બે ચાર જણ સારૂ શિક્ષણ પામીને સુધર્યા પણ તેઓને રાત દિવસ રહેવાનું વર્તવાનું અને કામ કરવાનું કોની સાથે હોય છે. તે જુઓ એ સુશિક્ષિતોની મા, બાપ, ભાઈ, બેન, ભાભી, માસી, વહુ, કુટુંબી અને નાત, તેનાથી તદ્દન જુદી જાતનાં હોય છે. પેલા સુશિક્ષિતના વિચારોને એકે બાજુથી ટેકો મળતો નથી પણ સામું તેના વિચારોને ધિક્કારી કાઢવામાં આવે છે અને એમ કરતાં કરતાં તે સુશિક્ષિત પાછો જંગલી જેવો જંગલીજ બની જાય છે. આમ થાય એ સ્વાભાવીક છે. જંગલીની સાથે જો તે જંગલી ન થાય તો તેનાથી નીભાયજ નહિ. આમ થતું રહેવાથી જ હાલ સુશિક્ષણ મળતું હોવા છતાં પણ આપણાં મંડળો જંગલી રહ્યાં છે ને એકનું જોઈ બીજો અને બીજાનું જોઈ ત્રીજો એના એ જુના ગરીડામાં વહ્યે જાય છે. આમ થાય છે અને થાય એ આગળ જણાવ્યું તેમ સ્વાભાવિક છે.

ઉદાહરણ માટે આપણે એકાદ દાખલો લઈએ. ધારો કે અમદાવાદ અથવા અમદાવા-

દની આસપાસનો બ્રાહ્મણ કુટુંબનો એક વિદ્યાર્થી તેના ભાવિ બળે સારૂ શિક્ષણ લેવા પામ્યો. અમદાવાદમાંનું શિક્ષણ પુરૂ થયું એટલે મુંબઇ કે પુને જઈ રહ્યો. જુદી જુદી નાત જાતના વિદ્યાર્થીઓમાં વસતાં અને ઉંચા પ્રકારની કેળવણી લેતાં તેને ઉંચી જાતના સંસ્કાર થયા. અભ્યાસ પુરો થયો અને બીજા આશ્રમની શરૂઆત થઈ. (ઘણે ભાગે તો તે મેટ્રીક થયો ન હોય ત્યારથી જ સંસાર શરૂ થઈ ગએલો હોય છે.) આ પુરુષ ઉચ્ચ શિક્ષણ પામેલો અને તેની સ્ત્રી કાળા અક્ષરને કૂટી મારે એવી. વળી મા, બેન, ભાઇ, ભોજાઇ અને બધું મંડળ જેની સાથે તેને નિરંતર રહેવાનું અને વ્યવહાર કરવાનો તે પણ તેનાથી જુદું. પેલો એકલો પેલાને કંઇક સુધારે તે પહેલાં તો તેમનો ઘણાંનો સહવાસ તેને વધારે બગાડે એ સ્વાભાવિક છે. પ્રાણી માત્ર જેવી સોબતમાં રહે તેવું થાય. સાકરનો કાંકરો કરીઆતાના હાંલ્લામાં રાખ્યો હોય તો તે કરીઆતાને ગળપણ આપી શકતો નથી પણ પોતે કડવો ઝેર થઇ જાય છે, એ પ્રમાણે પેલા સુશિક્ષિતની સ્થિતિ થાય છે. એ સ્ત્રી પુરૂષનું જોડું તો નરગટ્ટીના જોડા જેવું જોડું કહીએ તોપણ ચાલે. પુરૂષને તે સ્ત્રીની સાથે કે સ્ત્રીને એવા અતડા આસપાસના પુરૂષો કરતાં અને પુરૂષની જે ભાવના તેણે પંદર સોળ વર્ષ થતા સુધી બાંધી હોય તેનાથી તદન જુદી જાતના પુરૂષ સાથે કેટલાંક વર્ષ સુધી તેને એકભાવ-સ્વરૈક્ય થતું નથી. અણગમાનો ન છૂટકાનો સંસાર ચાલે છે અને તેમાંથી હીણભાગી નબળી પ્રજા ઉત્પન્ન થાય છે. કેટલાંક વર્ષ પછી તો પેલો સાકરનો કાંકરો આસપાસના કરીઆતાના પાસથી કરીઆતા રૂપ થઈ જઈ બધું શિક્ષણ એળે જાય છે. આમ થવાને લીધે નાતોમાંના કેટલાક છોકરાઓ અને છોકરીઓ સુશિક્ષણ લેવા છતાં પણ કેટલેક વખતે પાછાં હતાં તેવાં ને તેવાં જ થઈ જાય છે. સહવાસ અને સમ ગુણાચારવિચાર જ મનુષ્યને ઉંચી સ્થિતિએ પહોચાડે છે અને તે ત્યારે આપણે કેમ પ્રાપ્ત કરવાં તેનો વિચાર હવે દરેક સુશિક્ષિતજને કરવાનો છે. ચાલુ ચીલામાં (ગરીડામાં) ચાલ્યા કરીશું તો તો પાર આવવાનો છેજ નહિ. ચાર કાંકરા વીણીએ ત્યાર પહેલાં આઠ કાંકરા નવા આવીને ભળે, એ ઘઉં ક્યારે ચોખ્ખા થાય? આવી સ્થિતિ હાલ આપણી છે. મોટી હોહા ન થાય, ગજબ થયો એવો લોકપોકાર ન પડે અને ધર્મ કે શાસ્ત્રનો બાધ આવે નહિ એવો માર્ગ આને માટે જોઇએ.

આ સુગમ માર્ગ તે એ છે કે, જે બ્રાહ્મણ નાતોની વચ્ચે છૂટથી ખાવા પીવાનો વ્યવહાર હોય તેવી નાતોના સુધરેલા અને ભણેલા ગણેલાઓએ પોતાનું એક સુધરેલું મંડળ ઉભું કરવું અને તેમાં બધો વહેવાર કરવા માંડવો. આમ કરતાં પોતાના જુના સાથીઓથી ડરવું નહિ તેમ તેમનો તિરસ્કાર પણ કરવો નહિ; પણ તેમને કહેવું કે 'તમે અમારા જેવા થાઓ તો અમારા જ છો.' આ વચનથી કેટલાક દુભાશે પરંતુ ઘણા તેમાંથી બોધ લઇ સુધરવાનો યત્ન કરશે. કંકુનો ચાંલ્લો દરેક માણસને ગમે છે-સારા અને સુખી થવાને દરેક માણસ પોતાથી થાય તેટલી સ્પર્દ્ધા કરે છે અને તેમાંથી જન મંડળો ઉચ્ચ ઉચ્ચ સ્થિતિએ ચઢતાં જાય છે. નાગરો, ક્ષત્રિયો, કાયસ્થો, અને પારસીઓ, બીજાઓ કરતાં કેમ સારી સ્થિતિમાં છે? તેઓમાં એક બીજાથી ચઢિઆતા થવાની સ્પર્દ્ધા છે અને બધો વર્ગ સારો હોઇ સારો સહવાસ તેમનાં કુટુંબોને રહે છે. એકાદ જણ સારો હોય અને તેની આસપાસનું મંડળ તેના જેવું ન હોય ત્યારે તે ફાટી જાય છે, કાં નિરાશ થાય છે અથવા પરિણામે આપણે આગળ જણાવ્યું તેમ તેને પણ પેલાઓના જેવું થઇ જવું પડે છે. ધારો કે-અમ-

દાવાદ જેવા શહેરનાં ભોજન વ્યવહારવાળી નાતોના બધા ગ્રેજ્યુએટો એક થઇ પોતાનું એક મંડળ ઉભું કરે અને બધો વ્યવહાર પોતાનામાં કરવા માંડે તો તે મંડળ અથવા નવી નાત કેવી થાય ? જે ગ્રેજ્યુએટો, પોતાની નાતમાં ઉજડ ગામમાં એરંડો પ્રધાન જેવી સ્થિતિને પ્રાપ્ત થઇ ફાટી જતા હોય તે આ મંડળમાં ફાટી જાય નહિ; કારણ કે તેમને ટપી પડે તેવા બીજાઓ મંડળમાં હોય. અભ્યાસમાં, વિદ્વત્તામાં, નોકરીમાં, સારે હોદ્દે ચઢવામાં અને બીજા સાંસારિક તેમજ વ્યાવહારિક વ્યવસાયોમાં એ મંડળનો ગ્રેજ્યુએટ પોતાને પોતાની સમાનતાવાળા સાથે સરખાવતો આગળ વધે. તેનાં બૈરાં છોકરાં તેમના ઘરની, તેમના સુખની, તેમના ભણતરની, તેમની રહેણી કરણીની અને બીજા બધાં વર્તનોની સરખામણી પોતાના જેવાં પોતાથી ચઢતાં થવાને મથનારાંની સાથે કરે અને દરેક બાબતમાં ઉન્નતિના વિચારો ઉપર જાય. ગ્રેજ્યુએટની પુત્રી તેના પિતાની ઉચ્ચ સ્થિતિની બધી ભાવનાઓ લઇ ઉછરતાં સારી ઉછરી હોય અને ભણી ગણી હોય તેને સાસરૂ મળે તો તે વળી તેથી કરતાં ચઢિઆતું મળે: એટલે કે સસરો ગ્રેજ્યુએટ હોય પતિ ગ્રેજ્યુએટ થયો હોય કે થવાનો હોય. નણંદો હોય તે પોતા જેટલું ભણેલી સુધરેલી અને સમાનતામાં રહે તેવી હોય; એ જ પ્રમાણે નણદોઇ, બનેવી અને બીજા મિત્રાદિક મંબધીઓ પણ ભણેલા ગણેલા, સુધરેલા, સારે ઠેકાણે પડેલા ખાતા પીતા અને ઉન્નત સ્થિતિએ ચઢતા જવામાં જ કર્તવ્ય સમજનારાં હોય. કાકાના, મામાના, પિતરાઇના, અને સાસરાના સગાઓ વિનીત, ઉચ્ચ કેળવણી પામેલા, ઉચ્ચ દરજ્જે ચઢેલા અને સુધરેલાં મનવાળા હોય ત્યાં એક છોકરાને કે છોકરીને ન ભણવું કે અધમ સ્થિતિમાં પડયું રહેવું ગમે જ નહિ; અર્થાત્ ગ્રેજ્યુએટોની એ નવી નાત એક દસકામાં પોતાને ઉપર ગણાવેલી ઉજ્વળ નાતોમાં ગણાવાને સમર્થ થાય અને તેમના ઉપર ગાળોની (દ્વેષથી) પસ્તાળ પાડવા છતાં પણ તેમના અસલ સાથીઓ સપાટાબંધ તેમની સ્પર્દ્ધા કરવા લાગે અને એક નવી ઉજ્વળ નાત ઉભી થાય.

આવી જાતનો સુધારો કરવાનો વખત હવે આવી પહોચ્યો છે, વિલંબ માત્ર આપણી થોડીક નિર્બળતા અને આળસનો જ છે. ભોજન વ્યવહારવાળી નાતોના ગ્રેજ્યુએટો અને સુધરેલાઓ જો એક આવુ મંડળ ઉભું કરેતો તેમને બહુ મોટો ટેકો મળે અને ઘણા થોડાં વર્ષમા તેઓ એક ઇર્ષ્યા કરવા જેવી નવી નાત બ્રાહ્મણોની વચ્ચે ઉભી કરી શકે: ખાવા પીવાનો જેમની વચ્ચે વ્યવહાર છે એવા માણસો એકઠા થાય તેની સામે લોકોથી કશો વાંધો લેવાય નહિ. એવા સંમેલનને નથી ધર્મનો વાંધો આવે એમ કે નથી વ્યવહારનો વાંધો આવે એમ, અને કદી આવે તો તે એક બે બોલ્ડ જવાબોથી પતાવી દેવાય. અમુક નાત એમ ધારતી હોય કે અમે અમારામાંજ સુધરીશું તો તે આશા ખોટી છે. એક ને એક નાતમાં થી આવા સુધરેલા અને ભણેલા મળી આવનાર નથી અને નાતનુ મિથ્યાભિમાન તે મંડળમાં રહેવા ઇચ્છનારાઓથી મુકાવાનુ પણ નથી માટે સાગમાં સારો માર્ગ એજ છે કે જુદી જુદી નાતોના સમાન આચારવિચારવાળા ગ્રેજ્યુએટો અથવા ભણેલાઓએ એકઠા થઇ પોતાનું એક નવુ સુધરેલું મંડળ ઉભું કરવુ. ધર્માંતર કરવા જેવું, પુનર્વિવાહ કરવા જેવું, અભક્ષાભક્ષ કરવા જેવું કે વ્યવહારની મર્યાદા ઉપર પગ દેવા જેવું કશું સાહસ આ સુધારા માં નથી. જેઓ ભણેલા છે તેમણે હવે આ સુધારો કરવા જેટલું બળ દેખાડવાની હીંમત તો કરવીજ પડે છે. ઉંચી કેળવણી લીધા પછી અને શું ખોટું છે. તે સમજ્યા પછી

જુનામાં અજ્ઞાનીની માફક મુંગે માંડે ચાલ્યા કરવું અને સંસારની દુઃખમય સ્થિતિને સુધારવાનો કે ઉજળા થવાનો યત્ન ન કરવો, એ કેળવણી પામેલાઓને શોભતું નથી. હું અમદાવાદના સુશિક્ષિત જુવાનીઆઓને આમંત્રણ કરૂંછું કે તેમણે એક સુશિક્ષિત બ્રાહ્મણ મંડળ અથવા કલબ કાઢીને આ સુધારાનું પગરણ કરવાને બહાર આવી પોતાના જ્ઞાનનો સદુપયોગ કરવો. આશા છે કે વિદ્વાન ગૃહસ્થો આ આમંત્રણને સંમત થઇ તેને અનુકૂલ હિલચાલ કરવાને ઉભા થશે. આ વિચારની ઉપર વાદવિવાદ ચલાવવાને સર્વે બંધુઓને બીજું આમંત્રણ છે કારણ કે વાદમાંથી કેમ કરવું તે નીકળી આવશે: આ પ્રશ્નને લગતા બધા વાંધા અને લાભો ઉપર ગુર્જર બ્રાહ્મણમાં ચર્ચા ચલાવવામાં આવશે તોપણ હું માનીશ કે મારા સુશિક્ષિત બંધુઓ કંઇક કરવાનો વિચાર કરતાં શીખ્યા છે.

**મણિલાલ છબારામ.**

---

# સ્વામી રામકૃષ્ણ પરમહંસની જગલ્લીલા ને તેમની કાંઇક પ્રસાદી.

**જન્મ ને બાલ્યાવસ્થા.**

ભરતભૂમિની આર્યતાનું ભાન કરાવતી એક બ્રાહ્મણ-સ્ત્રીને પેટ આ મહાત્માએ ૨૦-૨-૧૮૩૩ને દિને જન્મ લીધો. આ બાળક કોઈ અનન્ય સાધારણ પુરૂષ નીવડશે એમ ન્હાનપણથી જ દેખાઈ આવતું હતું.

**શાળામાં વિદ્યાભ્યાસ.**

તે કાળનો સંપ્રદાય હાલની પેઠે પૈસા લઈ જ્ઞાન આપવાનો નહતો; તે સમયમાં શિક્ષકો અધિકાર જોઈ જ્ઞાન-દાન કરતા, આ જ્ઞાન-દાન કરનાર પુરૂષોનો નિર્વાહ એમને શુભ વા માઠે પ્રસંગે આમંત્રવામાં આવે તે વખતે ચર્ચવામાં આવતા જ્ઞાન-વિષય પરથી દેખાઈ આવતી વિદ્વત્તામાંથી થતો. જ્ઞાન વિષયને આત્મ-સંતોષને બદલે ઉદર-પોષણનું આવી રીતે સાધન બનતું બાલ-અભ્યાસીએ પ્રત્યક્ષ જોયું. એ જોઈ સકામ જ્ઞાન ઉપર તિરસ્કાર આવતાં નુતન-અભ્યાસી મટયો. બાલ્યાવસ્થામાં જ ઉદ્ભવેલાં પિતા-મરણ પછી જ્યારે જ્યેષ્ઠ બંધુ અભ્યાસાર્થે કલકત્તે લઈ ગયા ત્યારે ત્યાં પણ ત્યાંના શિક્ષણનો આર્થિક-પ્રાપ્તિ વગર અન્ય ઉચ્ચતર ઉદ્દેશ ન જણાયાથી, અભ્યાસ પર વૃત્તિ ન ચોંટવાથી શાળા જવું છોડી દીધું.

**અધ્યાત્મિક-જ્ઞાન પ્રાપ્ત્યર્થે તપ.**

નિર્ધનતા, પિતા-મરણ ને શાળા-ત્યાગે, નિર્વાહ લોકાપવાદને સકામ પ્રીતિ પરના ધિઃક્કારનો તિરસ્કાર કરી, રામકૃષ્ણે કલકત્તાના એક દહેરાંનું પુજારી પદ સ્વીકાર્યું. પ્રત્યેક સ્હવાર સાંજ પૂજા કરતાં એક દિવસ તેમને પ્રશ્ન ઉઠયો ' આ દૃશ્ય મૂર્તિ કાંઇક ગૂઢ સત્યનું પ્રતિબિંબ છે તે સત્ય શું ? ' માનસિક તરંગના રૂપમાં સ્ફુરેલી જિજ્ઞાસા હતી નહતી ન થઇ જતાં જીવન-શોધની પ્રવૃત્તિ-પ્રેરક શક્તિનું બીજ નીવડી. જીજ્ઞાસા-બળ વધતાં એટલું તો વાધ્યું કે સ્વીકૃત ધર્મમાં ઢીલ ને ચૂક ઉભય થવા લાગ્યાં. આત્મા-પરીક્ષકથી આ જ્ઞાન સ્હેવાયું તેથી જીજ્ઞાસોદ્ભૂત વ્યગ્રતા શમાવવા પાસેના જંગલમાં આશ્રય લીધો. અહોનિશ ઘણાક દિવસ સુધી આ ધાડી ઝાડીમાં ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે શારીરિક ઉપાધિને વિસારી મૂકી

સત્યની શોધમાં, દેવીનું ચિંતન કરતા, અહીં તહીં ભટક્યા—રહ્યા કોઇક વાર અતૃપ્ત જીજ્ઞાસા અધીરાઇ આમન્ત્રી સ્વામીને ઉન્મત્ત આચરણમાં પણ પ્રેરતી જેવાં કે જમીન સાથે માથું કૂટવું, ઘસવું વિગેરે. સંધ્યા સમયે આરાત્રિક-સ્વરો કાનમાં જતાં સ્વામી નિરાશ થઇ બોલતા 'ક્ષણિક જીવનનો આ દિવસ પણ ફોકટ ગયો અને દેવી ત્હમે પધાર્યાં નહીં. સત્ય જણાયું નહીં. સૃષ્ટિ-જનની મને દર્શન આપ. તું જોય છે કે મ્હારે ત્હારા શિવાય અન્ય કાંઈ જોયતું નથી.' કેટલેક દિવસે પ્રકૃતિનાં ગૂઢ તત્ત્વોનાં તાળાં ઉઘડી ગયાં ને સ્વામીને અલૌકીક દેખાવો દેખાવા લાગ્યા. થોડા દિવસમાં, વિદ્યામાં સાક્ષાત્ સરસ્વતી જેવી એ શુભાંગના તે જંગલમાં આવી પહોંચી. સ્વામીને જોતાં જ ગાંડછાનું કારણ ને સ્વરૂપ તે પૂર્ણ રીતે કળી ગઇ. દેવી પોતે જ ભકતને રસ્તો દેખાડવા પધાર્યાં છે જાણી સ્વામી પણ એને જોતા જ બોલ્યા 'शिष्यस्तेहं शाधि मा त्वां प्रपन्नम्' ને તે પ્રમાણે વર્ત્યા. આ વિદુષી બાઇએ ત્યાં કેટલાંક વર્ષ રહી, હિન્દુસ્તાનના ધર્મોની વિધિ અને યોગનું જ્ઞાન સ્વામીને આપ્યું. આ પછી એક વેદાંત-ઉપદેશક સાધુ ત્યાં પધાર્યા જેમણે સ્વામીને સંન્યસ્ત આપ્યું. ભિન્ન ભિન્ન ધર્મોનું જ્ઞાન સંપાદન કરવાની ઉત્કંઠા થવાથી ત્યાર બાદ સ્વામી એક કાજીના ચેલા થઈ મસીદમાં રહ્યા એ કાજીના કહ્યા પ્રમાણે ધર્મ નિયંત્રણા પાળવાથી પરિણામમાં હિન્દુ ધર્મમાં ને એમાં કાંઇ ભિન્નતા ભાસતી નહીં. ભિન્ન ભિન્ન ધર્મોનો અભ્યાસ કરતાં, દરેકને નમીને ચાલવાનો ધર્મ સર્વ સામાન્ય ભાસ્યો; ભાસતાં જ હલકામાં હલકા ગણાતા શૂદ્રોનાં ત્હેમની મરજી વિરૂદ્ધ ઘર ઝાડી જનસમાજની પણ એક શૂદ્ર પેઠે સેવા કરી પોતાની નમ્રતા વ્યવહારમાં મૂકી. 'કામિની કંચન'નો વિચાર માત્ર નષ્ટ ન થાય ત્યાં સુધી પોતાની પૂર્ણતામાં ખામી લાગવાથી હવે તે તરફ પ્રયત્ન આદર્યો, કંચનનો ત્યાગ તો ક્યા'રનો થઈ ચુક્યો હતો; જીવનના પશ્ચિમ ભાગમાં એ ત્યાગનું એટલું તો સામ્રાજ્ય થઇ ગયેલું કે સ્વાતેને પૈસાનો સ્પર્શ માત્ર મૂર્છાવશ કરી દેતો. અભેદમય સૃષ્ટિ જોઇ શકવાને, સ્ત્રી પુરૂષની લક્ષ્ય ભિન્નતાને મનમાંથી જડમૂળથી ઉખેડી તેને બદલે અલક્ષ્ય ઐક્ય જ સ્થાપવાને કેટલાંક વર્ષ સુધી સ્ત્રીનો પહેરવેશ ધારણ કરી સ્ત્રી પ્રમાણે બોલવાથી, ને ઉચ્ચ કુટુંબના સ્ત્રી-વર્ગ સાથે કેટલોક વખત રહેવાથી એ પ્રયત્ન પણ જયવંત નીવડ્યો, જીવનનો પોણો ભાગ આ'વાં પોમાં વ્યતીત કરનારથી અધ્યાત્મિક જ્ઞાન વેગળું ક્યાંથી રહે?

**લગ્ન અને ધર્મપત્ની.**

પૂર્વોક્ત અધ્યાત્મિક ગાંડછા ન સમજનાર વ્યવહાર દૃષ્ટિએ કુટુંબને સ્વામીનું લગ્ન સઝાડ્યું. લગ્ન થયું. સ્વામીશ્રીએ ગૃહસ્થાશ્રમ માંડવાની તત્પરતા દેખાડતાં, પોતાનો આધ્યાત્મિક અભિલાષ પણ સૂચવ્યો. સંસ્કારી સ્ત્રીએ સંસાર સુખ અનિત્ય ગણી સાથે રહી, સ્વામી-સેવા કરવાનું વરદાન માગી લીધું, ને ધર્મપત્ની કિંકરી થઈ રહી.

**જન-સેવા.**

સ્વામી વૃક્ષ પર અધ્યાત્મિક-જ્ઞાન રૂપી ફળ પક્વ થયેલું જોઈ તેનો સ્વાદ ચાખવા જિજ્ઞાસુ અને કામી સર્વ લોકો ઉભરાવા લાગ્યા. સ્વસુખનો તિરસ્કાર કરી, તબીયતને પણ ભોગે, અભ્યાગતોને તેમની ફુરસદે જીવનપર્યંત યથેચ્છ આસ્વાદન કરાવ્યું. એ કરાવતાં "ફલનું કારણ વૃક્ષ-આનુપૂર્વી મહં—નથી પણ દેવી મૂલ છે; વૃક્ષ તો અજ્ઞાન મનુષ્યોને અભ્યાસથી ફલના આધાર ટેકા રૂપ ભાસે છે" એમ શ્રોતાજનો આગળ સ્વામીની નિરાભિમાનતા બોલતી.

હવે એ મહાત્માની પ્રસાદી એમનાં જ શબ્દોમાં કથી વીરમશું * " જ્ઞાન-દાન કરવાં અધીરા થાવમાં. પ્રથમ જ્ઞાન સંપાદન કરો. ઇશ્વરનાં રૂપને ગુણના
પ્રશાદી વિતંડાવાદમાં ન પડો. ઇશ્વરને ભજો; તેના મ્હોડા આગળ ત્હમારૂં હૃદય ખોલો એટલે દૈવી પ્રકાશ ત્હમને પાવન કરશે. મતમતાંતરો દેવળ વા દહેરાંની ઝાઝી દરકાર ન કરો. એની કાંઇ કીંમત નથી. કીંમતી વસ્તુ તો મનુષ્યનાં સતનું તત્ત્વ છે. જે પ્રમાણમાં માણસ તે મેળવી શકે તે પ્રમાણમાં તે સારો થાય. પ્રથમ તે સંપાદન કરો. કોઇની ટીકા ના કરતા કારણ દરેક મતમતાંતરોમાં કંઇક સારૂં તે હોય છે જ, ધર્મ એટલે ફકત શબ્દ, વા નામો, વા ભિન્ન મતોનાં તડાં નથી પણ અધ્યાત્મિક-સ્થિતિ સંપાદન છે એ ત્હમારા જીવન પરથી બતાવી આપો. "

રાંદેર, ૧૨-૫-૧૧.
( મગનલાલ નરસેરામ પાઠકની વાડી ) } વામન.

---

# બેસનગરના સ્તંભનો લેખ.

## તેમાંથી મળતો સુધારો કરવાનો બોધ.

આપણો હિંદુ ધર્મ હાલ જેવો સંકુચિત-જન્મતઃ હિંદુત્વને માનનારો થઇ ગયો છે, તેવો તે પૂર્વે નહતો. અસલના આર્ય લોકોએ હિંદુસ્થાનના હજારો અને લાખો મૂળવતનીઓ-દસ્યુને પોતાના ધર્મમાં લઇ તેમની સાથે આવો સંવ્યવહાર ચલાવ્યો હતો. મનુષ્ય વંશ વિજ્ઞાનના વિચારકો જણાવે છે તેમ હિંદની હાલની વસ્તી આર્યો અને દસ્યુઓના મિશ્રણની બહુ મોટે ભાગે સર્વત્ર જોવામાં આવે છે, તે નિઃશંસય ખરીજ વાત છે. હિંદુ માને પેટ જનમ્યો હોય તેજ હિંદુ બીજો કોઇ હિંદુ થઇ શકે નહિ તેમ હિંદુ ધર્મમાં આવી પણ શકે નહિ, એવો જે પ્રચાત ચાલે છે તે બહુ આધુનિક છે. આપણામાં જ નહિ પરંતુ પારસીઓમાં પણ એવો પ્રચાત પડેલો છે ને એ પ્રધાતને લીધેજ તેમનામાં વારંવાર ' જ્યુદીન ' ઝઘડો ચાલ્યા કરે છે. બહુ અસલના વારામાં લોકો આવા આગ્રહી કે સંકુચિત વિચારના નહતા તેઓ ઉદાર અંતઃકરણે મનુષ્ય જાતને સર્વને સમાન ગણાતા અને સર્વત્ર બંધુતા પ્રવર્તાવવી એ તેમનો ઉદાત્તાશય હતો. જ્ઞાનમાં, અધિકારમાં અને બીજી ખાસ અગત્યની બાબનોમાંજ યોગ્યતાને લઇ ભેદ માનતો એવો વિભેદ હોય અથવા હોવો જોઇએ એ અત્યારે પણ બુદ્ધિ કબુલ કરે છે. સામાન્ય વ્યવહારમાં સર્વ મનુષ્યો સરખા અને બંધુ સમાન મનાતા હતા. હિંદુઓ પારસીઓ અને ગ્રીક યવનોની સાથે ખાવા પીવાનો, પરણવાનો અને બીજો બધો વ્યવહાર આર્યો રાખતા હતા. યવનોને હિંદુઓનો ધર્મ સ્વીકારતાં અને તેમાં પ્રવર્તતાં પણ વાંધો આવતો નહિ. યવન રાજાઓ સુદ્ધાં હિંદુ ધર્મને

---

* His message to the modern world is "Do not care for doctrines do not care for dogmas, or sects or churches or temples; they count for little compared with the essence of existence in each man which is spirituality and the more this is developed in man, the more powerful is he for good. For that first, acquire that and criticise no one for all doctrines and creeds have some good in them. Shew by your lives that religion does not mean words

માનતા અને પાળતા હતા બૌદ્ધોએ અનેક પરદેશી યવનો અને મ્લેચ્છોને પોતાના ધર્મનો ઉપદેશ આપી બાદ્ધ બનાવ્યા હતા. માળવાના મહાન્ ચક્રવર્તિ રાજા વિક્રમાદિત્યે શક અને હૂણ લોકને હરાવી પુનઃ ક્ષત્રિય રાજ્યની સ્થાપના કરી તે પહેલાં પંજાબમાં અને મધ્ય હિંદુસ્તાનમાં ગ્રીક યવન રાજાઓ રાજ્ય કરતા હતા અને તેઓમાંના કેટલાક તો વૈષ્ણવ ધર્મ પણ પાળતા હતા આનો એક ખાતરી લાયક પુરાવો બેસનગરના પ્રાચીન ધાતુસ્તંભના લેખ ઉપરથી હાલ મળી આવ્યો છે.

હિંદુસ્તાનના આર્કિઓલોજિકલ્ ખાતાનો વડો મિ. માર્શલ ગયે વર્ષે ગ્વાલિયરના ભિલસા શહેર આગળ બેસનગર ખાતે ગયો હતો. બેસનગરમા એક પ્રાચીન ધાતુસ્તંભ છે જેને લોકો સિન્દુર ચઢાવી પૂજે છે. કેનિંગહામ સાહેબે એ સ્તંભ જોયેલો પરંતુ બ્રાહ્મણોએ તેને તપાસવા દીધેલો નહિ. મિ. માર્શલ ગયે વર્ષે યા ગયો ત્યારે પણ બ્રાહ્મણ પૂજારીએ આનાકાની તો કરી પરંતુ આખરે તપાસ કરવા દીધી. સ્તંભ ઉપર સિન્દુરના લેપડા હતા તે ઉખાડી નાખવામાં આવતા તેની ઉપર કોતરવામા આવેલા લેખો જણાયા. એ લેખોની નકલ ઉતારી લેવામા આવી. ડૉ. બ્લોક અને ડૉ. ફ્લીટને એ લેખો બેસાડવા ને વાંચવા મોકલવામા આવ્યા હતા. ૧૯૦૯ ના અકટોબરના લંડનના રોયલ એશિયાટીક સોસાઈટીના જનરલમા એ લેખ અને તેનુ ભાષાન્તર આવ્યું હતુ જે નીચે પ્રમાણે છે—

देवदेवम वा(सुदे)वम गरुडध्वजे अय कारिते इ(अ) हेलिओदोरण भागवतेम दियास पुत्रेन तखसिलाकेन योन दूतेन आगतेन महाराजसअंतलिकितस उपता सकास रञो (को) सीपुतम (भा) गभद्रन त्रातारस वासिना (मझरे) से नद्रराजे नवधमा (नुसा) (सनाय)

લેખમાંની આ ભાષા સંસ્કૃત પણ નથી તેમ પ્રાકૃત પણ નથી પરંતુ સંસ્કૃતજ્ઞોની પ્રાકૃત ભાષા છે, અને તેનું ભાષાન્તર આ પ્રમાણે થઇ શકે—“મધ્ય દેશમાં નાભિરાજ્યમા રહેનાર, મહારાજ અંતલિકિતા પાસેથી રાજા ત્રાતાકાસીપુત્ર ભગભદ્રની પાસે આવેલો જે યવન જાતિનો વકીલ ( એલચી ) મૂલ તક્ષશિલાનો રહેનારો દિયાનો પુત્ર એનો જે ભાગવત ધર્મીય હેલિઓદોર–તેણે દેવના દેવ વાસુદેવનો ગરુડધ્વજ અહીં નવીન ધર્મના ઉપદેશ માટે ઉભો કરાવેલો છે. આ સ્તંભ વાસુદેવના મંદિરની સામે ઉભો કરાયલો હશે એટલુંજ નહિ પરંતુ તેની ઉપર ગરુડની પ્રતિમા ગોઠવેલી પણ હશે.: Dion દિઓનો પુત્ર Heliodoras હેલીઓદોર એ નામો ગ્રીક છે અને તેણે ભાગવત ધર્મના ઉપદેશ માટે આ સ્તંભ કરાવેલો જણાય છે. હેલીઓદોર ગ્રીક રાજાનો કોઈ એલચી હોય એવુ સમજાય છે અને તેને યવન કહેવામા આવ્યો છે તેથી સ્પષ્ટ થાય છે કે પૂર્વે ગ્રીકોને યવન કહેવામા આવતા હતા. અંતલિકીતા એવુ જે નામ લેખમાં છે તે રાજાનો અમલ પંજાબમા હતો કારણ કે પંજાબમાથી Antialkidas ના સિક્કાઓ મળી આવે છે. માળવા અથવા મધ્ય દેશમા તે સમયે ભાગભદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો અને અંતલિકીદાસનો યવન એલચી તેને ત્યાં ગયો હતો જે ભાગવત વૈષ્ણવ ધર્મ પાળતો હતો અને તેણે આ સ્તંભ ઉભો કરાવ્યો હતો એમ અનુમાન નીકળે છે અંતલિકિતાદાસ તક્ષશિલામાં અમલ કરતો હતો. મહાન સિકંદરની સ્વારી પછી ઉત્તરમા ગ્રીકોનો અમલ ચાલુ રહ્યો હતો અને તેઓના સુબાઓ જેઓ પાછળથી રાજાઓ થયા હતા તેઓએ હિંદુ ધર્મ સ્વીકાર્યો હતો અને હિંદુઓ તથા તેમની વચ્ચે ખાવા પીવાનો તથા કન્યા આપવા લેવાનો પણ વ્યવહાર ચાલુ થયો હતો. એ લોકો હિંદુઓનો ધર્મ પણ પાળતા હતા હિંદુએ બીજાઓને પોતાના

ધર્મમાં લેતા અને તેની સાથે બધી જાતનો વ્યવહાર કરતા હતા એ બૌદ્ધ ધર્મનો અને બીજો પરદેશી ઇતિહાસ જોતાં જણાય છે. આગળના હિંદુઓના વિચાર હાલના જેવા સાંકડા નહતા તે આવી બાબતો ઉપરથી સ્પષ્ટ થાય છે. જેમના આચાર વિચારો સારા છે અને જેઓ સમાન વ્યવહાર કરવાને સમાન સ્થિતિને પ્રાપ્ત થયેલા છે તેમની વચ્ચે ધર્મ કિંવા જાતીય ભેદ આવીને તેમની મૈત્રીને કિંવા તેમના અન્યોઅન્યના સંબંધને અટકાવે એવું પૂર્વે નહતું. મુસલમાન રાજ્ય કાળમાં મોટા મોટા રાજાઓએ પોતાની કન્યાઓ પાદશાહોને દીધી હતી અને અત્યારે પણ રાજા રાણાઓ અને ખાનદાન કુટુંબો એવો વ્યવહાર રાખે છે તો શા માટે કેળવણી લઈ દેખતા થયેલા લોકોએ સમાન સ્થિતિ વાળાઓ સાથે બધી જાતનો વ્યવહાર નહિ ઉઘાડવો ?

મણિલાલ છબારામ.

---

# બ્રાહ્મણોમાં થતી હીલચાલો.

**અમદાવાદ.** આઠમી બ્રહ્મસમાજના ઠરાવ મુજબ તા. ૨૮-૬-૧૯૧૧ ને રોજ ખાડીઆમાં આવેલી કવિશ્વરની પોળમાં "શ્રી ઔદિચ્ય વિદ્યાર્થિ ગૃહ" ખુલ્લું મુકવાની ક્રિયા પૂજ્યપાદ શ્રીમન્ મહાત્મા શ્રી નથુરામશર્માને હાથે કરવામાં આવી હતી. આ પ્રસંગે યોગ્ય ક્રિયા થયા પછી મહારાજશ્રીએ વિદ્યાર્થિ ગૃહની વ્યવસ્થાપક કમીટીના મેમ્બરોને એક ઉપયોગી ઉપદેશ આપ્યો હતો. આગળ ઉપર તેને યોગ્ય ફાળો મળેથી ચોર્યાશી જ્ઞાતિના બ્રાહ્મણ બાળકોને માટે પણ વિસ્તારવાની સૂચના કરી હતી. આ પ્રસંગે અમારા તરફથી ગુર્જર બ્રાહ્મણ બોર્ડીંગ હાઉસ સંબંધમાં આ માસિકમા જે ચર્ચા થઈ હતી તથા ફંડ ઉઘાડવામાં આવ્યું હતું, તેની માહીતી મહારાજશ્રીને આપવામાં આવી હતી. અને મહારાજશ્રી આ બોર્ડીંગ વિસ્તારે તો તેમને એ ફંડ હસ્તગત કરવાની પણ વિનંતિ કરવામાં આવી હતી. મહારાજશ્રીએ આ બાબતની ચર્ચા માસિકમાં કરવાનું કહ્યું હતું. અને સૂચવ્યું હતું કે તમારા માસિકદ્વારા જો ફંડ થશે, તો તે ફંડના પ્રમાણમાં અમે તમારા તરફના વિદ્યાર્થિઓને રાખીશું. ઉપર પ્રમાણે અમદાવાદમાં ઉદિચ્ય બાળકોને માટે બોર્ડીંગ હાઉસ સ્થપાયું છે, એ ખરેખર એક ઉત્તમ કાર્ય થયું છે. હવે એ બોર્ડીંગનો વિદ્યાર્થિઓ યોગ્ય પ્રમાણમાં લાભ લે એવું થાય એવી પ્રભુને પ્રાર્થના છે.

**સરખેજ.** સરખેજ વનિતા વિશ્રામનો હીસાબ આ અંકમાં આપવામાં આવ્યો છે. આગળ એક અંકમાં આ સંસ્થાદ્વારા શિક્ષણ લેનાર બહેનોનાં નામ આપવામાં આવ્યાં હતાં. તે પછી તેમાંની કેટલીક બાળાઓને સાસરે જવાનું થતાં તથા બીજાં કેટલાંક કારણોને લીધે શિક્ષણ આપવાનું તથા લેવાનું કામ બંધ થયું છે. ફક્ત બુધવાર તથા રવિવારે કન્યાશાળાનાં હેડ મીસ્ટ્રેસ અ. સૌ. સાંકળી બહેન વનિતા વિશ્રામ ખાતે ભામિની ભુષણનું વાંચન કરે છે, જેના શ્રવણમાં કેટલીક બાઇઓ આવે છે આ સંસ્થા થયા પછી ગામમાં ગવાતાં લગ્ન પ્રસંગનાં ગીતોમાં યોગ્ય ફેરફાર

થઈ ગયો છે, અને કેટલેક પ્રસંગે રોવા કુટવાનુ પણ ઘણું કમી થઈ ગયું છે. વિશેષ આ સંસ્થાદ્વારા બહાર ગામની સન્નારીઓ અત્રે આવી ગામની સ્ત્રીઓને ધર્મ નીતિનો સદ્દબોધ આપે છે. ગયા માસમાં અમદાવાદના વનિતા વિશ્રામની ઘણી સન્નારીઓએ અત્રે પધારી ગામને તેમનો લાભ આપ્યો હતો ગામમાં આવેલા માતાના મંદિરમાં કેટલાંક સ્તોત્રો ગામાં હતાં તથા બહેન રૂક્ષ્મણી બાઈ તથા સુલોચના બહેને ઉપદેશ પણ આપ્યો હતો. સરખેજના સંભાવિત સદ્દગૃહસ્થો તેમજ શ્રીમાન અને શિક્ષિત બાઇઓને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે આ સંસ્થાનુ કામ ઉપાડી લેવુ જોઇએ. અને ગામની સધવાઓ તથા વિધવાઓમાં ધર્મ નીતિ અને વ્યવહારનુ જ્ઞાન વધે તેવા પ્રયાસો કરવાની તેમણે પોતાની ફરજ સમજી આ કાર્યમાં આગળ પડતો ભાગ લેવો જોઇએ.

આગળ કેટલાક અંકોમા સરખેજ સંધ્યા કલાસની કેટલીક વીગત આપવામાં આવી છે. આ સંધ્યા કલાસ ગયા ભાદ્રપદ માસમા શાસ્ત્રી પ્રેમાનંદજીને સોપવામાં આવ્યો હતો. કેટલાક સમય સુધી તેમા કેટલાક છોકરાઓ નિત્ય કર્મ શીખતા હતા, પરંતુ હાલમાં તેમની પાસે પરગામના આવેલા વિદ્યાર્થીઓ જ શીખતા હોય તેમ માલુમ પડે છે. તેમનો લાભ ગામના વિદ્યાર્થીઓ લેતા જણાતા નથી. અમારી પાસે આ સંસ્થાનુ કેટલુંક ફંડ છે જેનો હીસાબ આ અંકમા આગળ આપેલો છે. સરખેજની શાળાના ફંડની વ્યવસ્થાપક કમીટીનું આ વિષય તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. સરખેજ સામવેદી બ્રાહ્મણોનું સ્થાન છે, અને સામવેદ માટે પ્રખ્યાત છે, જેથી કવિશ્વર દલપતરામભાઇના પિતા પણ સન્યાસ લીધા પછી સરખેજમાં ઘણો સમય રહ્યા હતા. તે ગામમાં બ્રાહ્મણો કર્મકાંડ શીખે અને પોતાના વેદનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરે એ ઇચ્છવા યોગ્ય છે. ઉપરોક્ત કમીટીના મેમ્બરો આ બાબત ધ્યાનમાં લેશે એવી આશા રખવામા આવે છે.

**કપડવંજ ગાયત્રી દેવીના મહા મંત્રના રહસ્યનું વ્યાખ્યાન.**

અત્રેના સુપ્રસિદ્ધ વકીલ સાક્ષર શ્રીયુત્ ત્રિકમલાલ દામોદરદાસ ત્રિવેદી એમણે તા. ૩૧-૫-૧૧ ને રોજ મોઢ બ્રાહ્મણોની ધર્મશાળામાં આવેલા મોઢ મિત્ર મંડળ સભા સ્થાનમાં મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના કેટલાક ઉત્સુક યુવાનોની વિનંતિ ઉપરથી, દ્વિજોનુ પરમ દૈવત ગાયત્રીમંત્રના અર્થ તથા તેના રહસ્ય સંબંધે એક વિદ્વત્તા ભર્યું ઉત્તમ વ્યાખ્યાન આપ્યું હતું. વ્યાખ્યાનનો વિચાર એકાએક થવાથી સઘળાઓના જાણવામાં ન આવ્યાને લીધે જોઇએ તેટલી શ્રોતાઓની સંખ્યા હાજર નહોતી. તથાપિ આ વિષયમાં ઉત્સુકતા તથા ઉત્સાહ ધરાવનાર લગભગ ૫૦ ને આશરે સદ્દગૃહસ્થો હાજર હતા. હાલમાં અત્રે સ્થિતિ કરી રહેલા મુનિ મહારાજ કૂટસ્થ સ્વામીને આ પ્રસંગે પધારવા આમંત્રણ કરતાં તેઓ પધાર્યા હતા, અને પોતે મૌન રહેતા હોવાથી તેમના તરફથી શ્રીયુત્ અંબાલાલ દામોદરદાસ વકીલ વ્યાખ્યાન સંબંધે ઉપસંહાર કરે એવી યોજના કરી સ્વામીજીને પ્રમુખ પદ આપવામાં આવ્યું હતું. ત્યાર બાદ વ્યાખ્યાન શરૂ કરવામાં આવ્યું હતું. પ્રથમ પરબ્રહ્મની સ્તુતિ રૂપ મંગળાચરણ કર્યા બાદ સંધ્યા વિષે વિવેચન કરતાં संधौ यत्क्रियते इति संध्या सम्यक् ध्यायते इति संध्या એ પ્રમાણે સ્પષ્ટાર્થ કર્યો હતો. ઘઉનો દાણો ડુબે એટલું પાણી જમણા હાથની હથેળીમાં લઈ તેને ડાબા હાથની તર્જનીનો સ્પર્શ કરી

આચમન કરવું જોઇએ. ત્યાર બાદ સંધ્યાનાં જુદાં જુદાં અંગ ગણાવતાં પ્રાણાયામ સંબંધે ૧૪,૨ અથવા ૧,૧,૧ એમ ગાયત્રી મંત્રથી પૂરક, કુંભક તથા રેચક કરવો જોઇએ એમ જણાવ્યું. માર્જનમાં વરુણદેવની પ્રાર્થના કરવામાં આવે છે. મંત્રના બાહ્ય અર્થ ઉપરથી એમ જણાતું નથી પણ એનો ઉદ્દેશ એ છે. પ્રાણાયામ, અર્ધ્ય અને છેવટે સૂર્યોપસ્થાન આવે છે. સૂર્ય સામી દૃષ્ટિ કરી સૂર્યમાં રહેલા વિદ્યુત તત્ત્વનું પોતાનામાં આકર્ષણ કરવું જેથી પોતાની શક્તિમાં વૃદ્ધિ થાય એવો ઉપસ્થાનનો હેતુ છે. સંધ્યા એ જ ગાયત્રી છે એમાં ભેદ નથી. ત્રણ કાળમાં સૂર્યનારાયણ ત્રણ અવસ્થામા હોય છે. પ્રાતઃકાળમાં બ્રહ્મા રૂપે, મધ્યાન્હે રુદ્રરૂપે, તથા સાયંકાળે વિષ્ણુ રૂપે સ્થિત હોય છે. તદનુસારે ત્રણે કાળની સંધ્યાઓમાં એ ત્રણ નામોના જુદા જુદા પ્રયોગો કરવામાં આવે છે. સાતકોટી મંત્રોમાં ગાયત્રીનો મંત્ર એ મોટામાં મોટો મંત્ર છે. વેદ પુરાણ તથા ઇતર સર્વ શાસ્ત્રોમાં ગાયત્રીની ઘણી જ મહત્તા જણાવી છે તથા ઘણી પ્રશંસા કરેલી છે પ્રણવ અને વ્યાહૃતિ બાદ કરતાં ગાયત્રીના ૨૪ અક્ષર થાય છે. એ ચોવીસ અક્ષરોની એવી ઉત્તમ પ્રકારની રચના કરવામાં આવેલી છે કે તેવી રચના તથા યોજના બીજા કોઇથી પણ થઈ શકે નહિ. એ દરેક અક્ષર માતૃકા એટલે શક્તિ કહેવાય છે. મનુષ્યના દેહની અંદર ષટ્ ચક્ર રહેલાં છે. ગુદા અને લિંગના મધ્ય દેશમાં આધાર ચક્ર છે. લિંગ મૂળમાં સ્વાધિષ્ઠાન ચક્ર છે. નાભિ આગળ મણિપૂર ચક્ર છે. હૃદયમાં અનાહત ચક્ર છે. ત્રિકુટિ સ્થાન આગળ આજ્ઞા ચક્ર છે, અને બ્રહ્મરંધ્રમાં અજરામર ચક્ર છે. સ્વરવ્યંજનના ૫૦ અક્ષરો આ છ ચક્રમાં ગોઠવાયલા છે. નાભિની નીચે આવેલી સર્પાકાર કુંડલિનીને ગાયત્રીનું સ્વરૂપ કહેલું છે. વળી ગાયત્રીને इयं भगवती साक्षात् शंकरार्ध ( परब्रह्म ) स्वरूपिणी કહેલી છે. ગાયત્રીના અક્ષરોના ઉચ્ચાર કરતાં અનાયાસે સ્વાભાવિક રીતે તે તે અક્ષરોના સ્થાન રૂપ ચક્રોનાં કમળોની પાંખડીઓને ચોક્કસ પ્રકારની ગતિ મળે છે જે ગતિ શરીરના મળનો ત્યાગ કરાવી ચિત્તની શુદ્ધિ તેમ જ બુદ્ધિની વૃદ્ધિ થવામાં પરમ સહાયરુપ થાય છે. તેથી ગાયત્રીમંત્રનો અર્થ ન જાણનાર પણ બરોબર ઉચ્ચાર કરી જપ કરે તો તેને અવશ્ય લાભ થાય છે તેમાં કાંઈ સંશય જ નથી. ગાયત્રીના પ્રત્યેક અક્ષરમાં અગાધ માહાત્મ્ય રહેલું છે તે પ્રત્યેક અક્ષરનું માહાત્મ્ય સમજવા ઋષિઓએ પુરશ્ચરણ કરેલાં છે. ગાયત્રીમાં બધા મંત્રોની મૂર્ત્તિ છે. ૐકારનાં અંગ સ્થૂલ દૃષ્ટિથી ૫ છે. ૧. अ કાર, ૨. उ કાર, ૩. म કાર, ૪. અર્ધમાત્રા અને ૫ મો બિંદુ. પ્રણવમાંથી વેદ પણ થયા છે यस्य निश्वसितं वेदाः પાંચ અંગના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, મહેશ્વર તથા સરસ્વતી એ દેવતા છે. પ્રણવમાંથી સઘળું જગત નિર્મિત થયું છે. પ્રણવ એ ગાયત્રીની પણ માતા છે. ગાયત્રીનો જપ કરતાં ૐકારથી હે ગાયત્રી દેવી તું પ્રણવાત્મક એટલે પરબ્રહ્મ સ્વરૂપ છે તું પૃથ્વી, અંતરિક્ષ, અને સ્વર્ગ તથા તેના દેવતાઓનું સ્વરૂપ છે તું भव, शर्व, रुद्र, पशुपति, उग्र, भीम અને ઈશાન એ આઠ રૂપ છે. તું સાત લોકને પ્રકાશ કરનારી છે એમ સ્તુતિ કરવી. भर्गः નો અર્થ भेति भासयते लोकान् रेतिरंजयते. प्रजान् गेति आगच्छतेऽजस्रम् भर्गो भर्ग उच्यते એવો છે. द्युतियुक्तस्य देवस्य એવા સૂર્યદેવનું वरेण्यम् એટલે ઉપાસના કરવા યોગ્ય એવું भर्ग જે તેજ તે તમારૂં અવ્યક્ત સ્વરૂપ છે. તમારા વડે સર્વ પ્રકાશે છે એમ ચિંતન કરવું. એવા તેજનું અમે ધ્યાન કરીએ છીએ. सत्यं ज्ञानमनंतं ब्रह्म એવું એ સ્વરૂપ છે તેમ જ हिरण्मयेन पात्रेण सत्यस्य पिहितं मुखं સૂર્યમાં જે ભર્ગ છે તે ગાયત્રીમાં છે. योसावादित्यः पुरुषः सोसावहं એમ

ચિતવન કરવુ ધિય ય ન એટલે જે સૂર્યમા રહેલુ જે ભર્ગ તે અમારી બુદ્ધિને ધર્મ અર્થ, કામ અને મોક્ષને વિષે પ્રેરો. આ ગાયત્રીને સ્થુળ વિનતિ કરવાની છે એ ઉપરાત બીજી સૂક્ષ્મ વિનતિ પણ છે गायत नरकपतनात् त्रायते इति गायत्री એવુ એનું માહાત્મ્ય છે ગાયત્રી દેવી એ પરા શક્તિ છે અશક્તિ દેખાતી નથી પણ સ્થુલ પદાર્થનું વ્યવધાન લેવાથી સૂક્ષ્મનુ ભાન થાય છે. અગ્નિ જળ વગેરે લેવા માટે બીજી સ્થુળ વસ્તુ જોઇએ બ્રહ્મની પ્રતીતિ કરવા માટે બ્રહ્માડના પદાર્થનું પૃથક્કરણ કરી જોવુ અથવા તેમ ન બને તો શાસ્ત્રને માનીને ચાલવુ પૃથક્કરણ કરવાથી શક્તિ જણાય છે પ્રત્યેક વસ્તુમા ગાયત્રીની પરશક્તિ રહેલી છે. દરેક પદાર્થમા અનેક પ્રકારની ગતિઓ અને શક્તિઓ રહેલી છે પૃથ્વી એ મોટો લોહચુબક છે અને સામ્યાવસ્થામા છે તેથી જણાતુ નથી ક્ષોભ થાય ત્યારે જણાય છે ગાયત્રીનો જપ અનાયાસે પણ પ્રાણી માત્રમા શ્વાસોશ્વાસ રૂપે થાય છે हकारेण बहिर्याति सकारेण प्रवेशनम् એ પ્રમાણે सोह, हस એવો અજપાજપ અખડ થયાં જાય છે. આ પ્રમાણે શ્રીયુત ત્રિકમલાલભાઇએ વ્યાખ્યાન કર્યું હતુ

ત્યાર બાદ શ્રીયુત અબાલાલ દામોદરદાસ વકીલે તે વ્યાખ્યાનનો પ્રમુખશ્રી કૂટસ્થ મહારાજની વતી ઉપસહાર કર્યો હતો તેઓએ બતાવ્યુ હતુ કે સધ્યા ગાયત્રી, જપ, પ્રાણાયામ વગેરે ક્રિયાઓથી ચતુર્વર્ગની સિદ્ધિ તથા આયુષ્ય અને આરોગ્યમા વૃદ્ધિ થાય છે દેશકાળને અનુસરીને આપણે આપણી ઉન્નતિને અર્થ ધર્મ અને વિદ્યા ઉભયમા આગળ વધવુ જોઇએ વિઘ્નોથી ન ડરતા આપણે આપણા શુભ કાર્યમા દઢતાથી વળ્યા જવુ જોઇએ ઐહિક તથા આમુષ્મિક સર્વ લાભ ગાયત્રી મત્રના જપથી થાય છે એ નિસશય છે દરરોજ ૩૨૪ ગાયત્રી જપ કરવા જોઇએ પ્રાત કાળે વહેલા ઉઠી સધ્યા કરવાથી તન, મન, અને ધન સબધે અતિશય લાભ થાય છે

ત્યાર બાદ પ્રમુખ કૂટસ્થ મહારાજ જેઓ મૌન વ્રત પાળનાર છે તેમણે પોતાના વિચાર સ્લેટમા લખીને નીચે પ્રમાણે બતાવ્યા હતા

જે કહ્યુ છે તે ઉત્તમ છે, શ્રેષ્ઠ છે, તેમા કંઈ વિશેષ કહેવાનું છે જ નહિ વર્તનમા મુકાય તો વધારે સારુ ત્રિકમલાલજીની સુવર્ણ રૂપે વરતુ, અબાલાલજીનો સુગધ રૂપે ઉભે રેશો ભાગ ઉભય વાર્તા મસ્કારી જીવો ગ્રહણ કરે તો અત્યુત્તમ ગણાય કપડવણજમા એક રત્ન રૂપે થઈ પડે

ત્યાર બાદ શ્રીયુત મણિલાલ છોટાલાલ ત્રિવેદીએ શ્રીયુત ત્રિકમલાલ ભાઈ, તથા અબાલાલભાઈ તથા કૂટસ્થ સ્વામીએ સવ લીધેલા શ્રમ બદલે તેઓનો ઉપકાર માનવાની દરખારત કરી હતી તે સર્વાનુમતે પસાર કરી સભા બરખાસ્ત થઈ હતી

## સ્ત્રી કેળવણી સબંધી પ્રશ્નોના ઉત્તર.

શ્રી કેળવણીનો પ્રશ્ન હાલમા સમસ્ત દેશમા ચર્ચાય છે, અને ચાલતી કેળવણી પુરતી સતોષકારક નહોતા જુદી પ્રકારની સસ્થાઓ પણ ઘણે સ્થળે સ્વતત્ર સાહસથી ઉભા કરવામા આવતી આપણે જોઇએ છીએ ગુજરાતમા પણ આ બાબતની ચર્ચા પહેલા મર્હુમ દી બા મણીભાઈ જસભાઇએ તેઓ શ્રી વડોદરાના દીવાન હતા ત્યારે અને ત્યાથી રીટાયર્ડ થઈ કચ્છમા પધારેલા ત્યારે ઉપાડી હતી, પરન્તુ તે ચર્ચા હાલમા કાઈ

જુદા જ રૂપમાં મુંબાઇની સેવાસદન અને સુરત તથા અમદાવાદનાં વનિતા વિશ્રામ સ્થપાવાથી ફરીથી ચર્ચાતી આપણે જોઇએ છીએ. મર્હુમ દીવાન બહાદુરે હાલમાં વસન્તના વિદ્વાન તંત્રીશ્રીએ જેવી યોજના કરવાની જણાવી છે તેવી જ યોજના ઝનાના કલાસના નામથી કરી હતી. અને તેનો હેતુ સ્ત્રીઓ બપોરે એકત્ર થઈ જ્ઞાનમાં વધારો કરે તેવો જ હતો. આ યોજનામાં ઘેર બેઠે સ્ત્રીઓને પુસ્તકો તથા ઉપદેશ જ્ઞાનવાન સ્ત્રીઓ દ્વારા મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી, પરંતુ તે સંસ્થાઓ કાંઇક સ્થાઈ રૂપ પકડે તેટલામાં તો એઓ શ્રી વિદેહ થઈ ગયા આ યોજના તેઓશ્રીએ કચ્છમાં દાખલ કરવાનું ધાર્યું હતું અને તેમાં અમારી સામેલગીરી હોતાં તેની માહીતી અમને હતી. તેઓશ્રીએ તે વખતે જે યોજના ઘડેલી હતી તથા વિચારેલી હતી તેના કાગળો કચ્છના નરેશ પાસે હશે એમ અમારૂં માનવું છે, અને તે મર્હુમ દીવાન બહાદુરના પુત્ર હીરાભાઈ સાહેબ જેઓ હાલ કચ્છ સ્ટેટમાં મંત્રી તરીકે કામ કરે છે તેમની મારફત મંગાવવાથી તે વિષે કાંઇક વધારે જાણવાનું મળી શકે એમ અમારૂં ધારવું છે. વસન્તના વિદ્વાન તંત્રીને અમારી નમ્ર વિનંતિ છે કે તેઓશ્રી જો આ પત્રો મંગાવી જોશે તો તેમની ધારેલી યોજનામાં તેમાંના વિચાર વખતે તેમને ઉપયોગી થઈ પડશે.

સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન હાલમાં ઘણો વિચારાયલો છે સંસ્થાઓને વ્યવસ્થિત રૂપમાં મૂકવાને, વિશાળ ફંડો અને યોગ્ય કાર્યદક્ષ કર્તાઓની ખોટ જણાય છે. સ્ત્રીઓને આપણે કેવી બનાવવી છે તેનો નિર્ણય કર્યા પછી, તેની યોજનાઓ ઘડી તેમને વિવિધ વિષયમાં જોઇએ તેવું સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે. ગુજરાતી ભાષામાં હાલમાં સ્ત્રી ઉપયોગી જે સાહિત્ય મળી આવે છે, તે આવા કોઈ હેતુથી લખાયલું હોય એમ અમે ધારતા નથી. નૃસિંહાચાર્યનાં ભામિનિભૂષણ આદિ પુસ્તકો. સતીમંડળ, વેધરાજ જટાશંકરનાં કેટલાંક પુસ્તકો અને રા. પઢીયારનાં પુસ્તકો કાંઇક પણ સ્ત્રી હૃદય કેળવવાના હેતુથી લખાયલાં છે, તે સિવાયનાં સ્ત્રીઓને માટે વપરાતાં પુસ્તકો આવા હેતુથી લખાયલાં અમે જાણતા નથી. આ ઉપરાંત સ્ત્રી ઉપયોગી જે વાંચન સામગ્રી આપણે જોઇએ છીએ તે એવી છુટી છવાઈ તથા થોડા પ્રમાણમાં છે કે સ્ત્રીઓને જે જે બાબતોનું જ્ઞાન આવશ્યક છે તેના વિભાગ પાડી તે તે વિષયનાં પુસ્તકો છુટાં પાડી આપણે એક સારૂં લીસ્ટ ભાગ્યે જ કરી શકીએ. આટલા માટે અમારૂં તો નમ્ર મત એવું છે કે શિક્ષણને તેમજ વાંચનને માટે હેતુ પુરઃ સર લખાયલાં નવાં પુસ્તકો તૈયાર થવાં જોઇએ.

૨ સુંદરીસુબોધના વિદ્વાન તંત્રીએ એક લીસ્ટ તેમના માસિકમાં આપેલું છે, અને અમે એમ ધારીએ છીએ એ લીસ્ટ ઉપરાંત ભાગ્યે જ બીજાં પુસ્તકો આપણને મળી આવે.

૩ હાલનું સ્ત્રી ઉપયોગી સાહિત્ય વધારવા માટે ત્રણ પ્રકારનાં પુસ્તકોની જરૂર અમને લાગે છે (૧) બાળાઓના ઉપયોગને માટે (૨) યુવાન ગૃહીણીઓના ઉપયોગને માટે અને (૩) વિધવા સ્ત્રીઓને માટે.

અમે સરખેજમાં કેટલીક બાળાઓને શિખવવા માટે સંસ્કૃત પુસ્તકો માટે જામનગરના વિદ્વાન શાસ્ત્રીજી હાથીભાઇને પુછાવેલું ત્યારે તેઓશ્રીનું કહેવું એવું હતું કે આવા દૃષ્ટિબીંદુથી લખેલાં સંસ્કૃત પુસ્તકો નથી. અને અમારૂં પણ નમ્ર માનવું એવું છે કે સંસ્કૃત સાહિત્ય એક

મહાસાગર રૂપ છે, તેમાંથી ભાષાંતર કરતાં પુસ્તકને માટે બીજ રૂપે અનેક દૃષ્ટાંતો તથા વિચારો લેઈ તેના ઉપર સ્વતંત્ર યોજના ઘડવામાં આવે તો તેવાં પુસ્તકો અત્યારના સંયોગો જોતાં ભાષાંતર કરતાં વધારે ઉપયોગી થઈ શકે.

અંગ્રેજી સાહિત્યમાંનાં ઘણાં કલા, વિજ્ઞાન, વૈદિક આદિ વિષયનાં પુસ્તકોનાં ભાષાંતરો ઉપયોગી થઈ પડશે. આ ઉપરાંત અમારૂં એમ માનવુ છે કે આપણે આપણા દેશના મરાઠી તથા બંગાળી સાહિત્યને વિસરી જવું જોઇએ નહિ. દેશમાં જુદા જુદા હેતુથી જુદા જુદા પ્રાંતમાં જે સ્ત્રી કેળવણીની સંસ્થાઓ ચાલતી હોય-તેનું અવલોકન, ત્યાંનાં શિક્ષણના તથા વાચનનાં પુસ્તકો આદિનું નિરિક્ષણ આ કાર્યમાં ઘણુ જ ઉપકારક થઈ પડે એમ અમારૂ ધારવુ છે, અને અમારૂં તો એવું માનવુ છે કે સ્ત્રી ઉપયોગી વાચન સામગ્રીમાં આપણને સંસ્કૃત અને અંગ્રેજી ભાષાના સાહિત્ય કરતાં બંગાળી ભાષાનું સાહિત્ય વધારે ઉપકારક થઈ પડે આને માટે બંગીય સાહિત્ય પરિષદ્‌ના જનરલ સેક્રેટરીની પુછાવવાથી વધારે જાણવાનુ મળશે એમ અમે ધારીએ છીએ.

ઉપર પ્રમાણે અમારા વિચારો દર્શાવવામા આવ્યા છે, અને અમે ઇચ્છીએ છીએ કે કે સ્ત્રી કેળવણીની જે યોજના વસન્તના વિદ્વાન તંત્રીએ ઘડી છે તેમાં સમાજ સહાયક થાય.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય કાળકાદેવી મુંબઇ.

આ સંસ્થાની નોંધ અમે એક વખત લીધેલી છે, હાલમા આ સંસ્થા તરફથી વિવિધ ગ્રંથમાળાની જે યોજના કાઢવામાં આવી છે તેમા ગ્રાહકોની સંખ્યા ખાસ વધારવાની જરૂર હોતાં અમે અમારા ગ્રાહકોને તે સંસ્થા સબંધી વધુ માહીતી આપીએ છીએ. આપણા દેશમાં લોકો ઘણા નિર્ધન છે. તેમને સારા પુસ્તકોનુ વાચન સસ્તી કીંમતે મળી શકે એવા આશયથી આ સંસ્થા કામ કર્યા કરે છે કેટલાક પુસ્તકો છપાવ્યા પછી આ સંસ્થાના ઉચ્ચાભિલાષી પરોપકાર પરાયણ કાર્ય વાહકોને એક માસિકની યોજના કરવી ઘણી જ આવશ્યક જણાતા તેઓએ નવ માસથી તે યોજના અમલમા મુકી છે માસિકના મણુકા જોતાં સામાન્ય વર્ગને તેમનુ વાચન ઘણુ જ ઉપકારક જણાય છે, પરંતુ આપણો સામાન્ય વર્ગ અજ્ઞાન અને બિન કેળવાએલો હોતાં ધાર્યા પ્રમાણમાં ગ્રાહકો ન હોવાથી મંડળનુ ભંડોળ પણ આ માસિકની યોજનામાં ખપી જાય એવો પ્રસંગ પ્રાપ્ત થયો છે દરેક દેશ હિતૈષિ સજ્જનનું એ કર્તવ્ય છે કે તેમણે આવી સંસ્થાઓને સારા પાયા ઉપર લાવી સુદૃઢ બનાવવી. માટે અમે અમારા ગ્રાહકમાના ગૃહસ્થોને આ સંસ્થા દ્વારા નીકળતા માસિકના ગ્રાહક થવાને વિનંતિ કરીએ છીએ આ યોજના પ્રમાણે માસિકના ગ્રાહકોના ૪ વર્ગ પાડવામાં આવ્યા છે ૧ વર્ગનાં ગ્રાહકોને સુંદર પુઠાવાળું માસિક આપવામાં આવે છે, અને તેની બદલ વાર્ષિક રૂ ૧૨ લેવામાં આવે છે. બીજા વર્ગના ગ્રાહકો પાસેથી રૂ. ૬ અને ત્રીજા વર્ગવાળા પાસેથી રૂ. ૩ લેવામાં આવે છે. હલકા કાગળ અને કાચી બાંધણીનાં માસિકો ચોથા ગ્રાહકોને આપવામાં આવે છે અને તેમની પાસેથી રૂ. ૧-૮-૦ લેવામાં આવે છે આ પ્રમાણે ગૃહસ્થોએ પ્રથમ દ્વિતિય યા તો ત્રતિય વર્ગમાં દાખલ થવું જોઇએ, અને સામાન્ય વર્ગના ચોથા વર્ગમાં દાખલ થશે તો તેમને ઉત્તમ વાચન મળશે આશા છે કે કેટલા ગ્રાહકો આ સંસ્થાને સહાય કરશે જ.

# માસિકનો હિસાબ.

## પ્રથમ વર્ષનો.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫૦-૧૨—૦ | ગયે વર્ષ માસિકની ખોટપેટે ઘરમાંથી આપેલા | ૩૨—૫—૦ | પ્રથમ વર્ષના ગ્રાહકોનું લવાજમ બાકી રહેલું તેમાંથી વસુલ થયા જેની પહોંચ ૨ જા વર્ષના અંક ૧,૨,૩,૫,૬,૭,૯,૧૦ તથા ૧૧ માં આપી છે |
| | | ૧૮—૭—૦ | પ્રથમ વર્ષની ખોટ |

## દ્વિતિય વર્ષ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪—૦—૦ | આષાઢમાં લવાજમ | ૧૧—૬—૬ | આષાઢ ઓફિસ ખર્ચ તથા ટીકીટો |
| ૮—૧—૦ | શ્રાવણ ,, | ૯-૧૪—૬ | શ્રાવણ |
| ૧૧—૦—૦ | ભાદ્રપદ ,, | ૮—૦—૦ | ભાદ્રપદ |
| ૧૨—૦—૦ | આશ્વિન ,, | ૮૦-૧૩—૦ | આશ્વિન તથા કાર્તિક પ્રેસના ત્રણ માસના આપ્યા |
| ૧૪—૨—૦ | કાર્તિક ,, | ૧૩-૧૪—૦ | માર્ગશિર્ષ |
| ૨૧—૭—૦ | માર્ગશિર્ષ ,, | ૮—૫—૦ | પોષ |
| ૯—૦—૦ | પોષ ,, | ૭-૧૪—૦ | માઘ |
| ૧૨—૦—૦ | માઘ ,, | ૮—૮—૬ | ફાલ્ગુન |
| ૮—૦—૦ | ફાલ્ગુન ,, | ૩૧—૪—૦ | ચૈત્ર |
| ૨૬—૬—૦ | ચૈત્ર ,, | ૧૯૬—૦—૦ | વૈશાખ તથા જેઠ પ્રેસના નવ માસનો સંહિત |
| ૫—૦—૦ | વૈશાખ ,, | | |
| ૭૨—૪—૦ | જેઠ ,, | | |
| ૧૨૫—૬—૦ | આષાઢ વર્ષ ૩ જું | | |
| ૧૧—૮—૦ | જાહેર ખબરના | | |
| ૩૪૫—૫—૦ | કુલ આવક | ૩૭૫-૧૪—૬ | કુલ ખર્ચ |
| ૩૦—૯—૬ | ઘરમાંથી આપ્યા | | |
| ૩૭૫-૧૪—૬ | કુલ | | |

કેટલીક ઉઘરાણી બાકી છે, જેમાંથી આવે ઉમેરવામાં આવશે.

## સંધ્યા કલાસ ફંડ

### સંવત ૧૯૬૬ ના ચૈત્રથી સંવત ૧૯૬૭ ના જેઠ સુધીનો હિસાબ.

જ

૨—૦—૦ ત્રવાડી મણિલાલ દામોદરદાસના લગ્ન પ્રસંગે તેમના સસરા ઉમયાશંકર તરફથી મહેમદાવાદ
૫—૦—૦ ત્રવાડી અમૃતલાલ અભેરામના સ્મર્ણાર્થે તેમના પુત્ર જેઠાલાલ તરફથી
૧—૦—૦ ત્રવાડી દલપતરામ જગજીવન તરફથી ચી. રામકૃષ્ણના ઉપવિત પ્રસંગે
૫—૦—૦ ત્રવાડી લક્ષ્મીરામ ઇશ્વર તરફથી સૌ. ધીરજના સ્વર્ગવાસને પ્રસંગે
૧—૦—૦ દવે કરૂણાશંકર કાળીદાસ તરફથી દુધરેજ
૧—૦—૦ ત્રવાડી દેવશંકર છગનલાલના પિતાની સરવણીમાં
૧—૦—૦ ત્રવાડી રણછોડ કાળીદાસ માતુશ્રીની સરવણીમા
૧—૦—૦ ત્રવાડી દલપતરામ જગજીવન બહેન કમળાના લગ્ન પ્રસંગે
૨—૦—૦ અ. સૌ. ડાહી હરિશંકર તરફથી તેમનાં માતુશ્રી મહાકોરના કલ્યાણાર્થે
૫—૦—૦ ત્રવાડી ગીરધર હરનારાયણ તરફથી ચી. બળદેવના લગ્ન પ્રસંગે
૧—૦—૦ ત્રવાડી કરૂણાશંકર ગણપતરામ તેમની પુત્રીના લગ્ન પ્રસંગે

૨૫—૦—૦ કુલ આવક
૭—૬—૦ કુલ ખર્ચ

૧૭–૧૦—૦ સિલક અમારી પાસે.

ઉ

૨—૦—૦ સંધ્યા કરવાનાં પાત્રો
૧—૦—૦ સંધ્યાનાં પુસ્તકો ન. ૧૬
૧–૧૪—૦ માર્ગોપદેશિકા ન. ૫
૧—૦—૦ શાળા માટે બિછાનાનું તાપડુ
૧—૮—૦ ઈંગ્લીશ પ્રાઇમર નં. ૧૨

૭—૬—૦

# સરખેજ વનિતા વિશ્રામ.

સંવત ૧૯૬૬ ના ચૈત્રથી સંવત ૧૯૬૭ ના જેઠ સુધીનો હિસાબ.

**જ**

૨૫—૦—૦ ત્ર. લક્ષ્મીરામ ઇશ્વર તરફથી ધીરજના સ્મરણાર્થે

૪—૦—૦ ત્ર. દેવશંકર છગનલાલ તરફથી તેમના પિતાની સરવણીમાં

૧૯—૪—૦ પંડિતા ગંગાબાઇના ઉપદેશથી ની. મુ.

- ૧—૦—૦ બાઈ રેવા ધનેશ્વર
- ૧—૦—૦ „ જડી ચુનીલાલ
- ૦—૮—૦ „ જડી અભેરામ
- ૨—૦—૦ „ સાંકળી બહેન
- ૧—૦—૦ „ ઉજમ ગંગારામ
- ૨—૦—૦ „ મણી મોહનલાલ
- ૫—૦—૦ „ કાશી કાકુરામ
- ૧—૦—૦ „ કાશી રણછોડ
- ૦—૮—૦ „ ઝવેર ધરણીધર
- ૦—૮—૦ „ સાંકળી
- ૪—૧૨—૦ બાઇ બાપાલાલ કરૂણાશંકર તરફથી પુસ્તકો

———

૧૯—૪—૦

૧—૦—૦ ત્રવાડી રણછોડ કાળીદાસ તેમની માતુશ્રીની સરવણીમાં

૧—૦—૦ ત્રવાડી દલપતરામ જગજીવન બહેન કમળાના લગ્નમાં

૩૨—૪—૦ ત્રવાડી હરિશંકર હરજીવને બી. એ. માં પાસ થવાથી ઇનામની રકમો આ સંસ્થાને ભેટ

૨—૮—૦ કવિ ગણપતરામ રાજારામ તરફથી પુસ્તકો ભેટ

૧૩—૦—૦ બાઇ મહાકોરના સ્મરણાર્થે હ. ત્રવાડી દયાશંકર કરૂણાશંકર તથા સૌ. ડાહી હરિશંકર

**ઉ**

૦—૫—૬ પથ્થરપેનો

૦—૯—૩ કાગળ

૦—૩—૦ સીસાપેનો

૦—૭—૦ નોટો

૨૭—૨૪—૦ લાઇબ્રેરીમાં પુસ્તકો

૧—૧૩—૩ એક વિધવાને કપડું

૩—૧૨—૯ ઉપદેશક સ્ત્રીઓની સરભરા

૨૬—૬—૩ લાઇબ્રેરી માટે કબાટ મજુરી સહીત

૧—૦—૦ કન્યાશાળામાં પતાસાં

૦—૧૦—૬ બાઇઓને માટે વીંજણા તથા માળાઓ

૦—૧૦—૦ સ્લેટો

———

૬૩—૧૧—૬

૪—૮—૦ એક મુંબાઇના ગ્રેજ્યુએટ ગૃહસ્થ તરફથી પુસ્તકો
૧૦—૦—૦ ત્રવાડી ગીરધર હરનારાયણ તરફથી ચી. બળદેવના લગ્ન પ્રસંગે
૧—૦—૦ ત્રવાડી કરૂણાશંકર ગણપતરાણુ તરફથી પુત્રીના લગ્ન પ્રસંગે
૫—૦—૦ ત્રવાડી લક્ષ્મીરામ ઇશ્વર ચી નાથાલાલના લગ્ન પ્રસંગે
૫—૦—૦ ત્રવાડી રામશંકર હરજીવન ચી અણુના સ્મરણાર્થે
૫—૦—૦ મણીલાલ હરગોવિંદદાસ કપડવણજના તરફથી ભેટ
૦—૬—૦ વૈદ્યરાજ જટાશંકર લીલાધર તરફથી પુસ્તકો

---

૧૨૮-૧૪—૦
૬૩-૧૧—૬ ખર્ચ

---

૬૫—૨—૬ સિલક અમારી પાસે

## ગયા વર્ષના લવાજમની પહોંચ.

ગ. રા પ્રો હાલાભાઈ પુરોહિત. એમ. એ. એલ એલ. બી, વડોદરા.
,, અંબાલાલ વિશ્વનાથ વકીલ ,,
,, ખંડુભાઈ નાગજી દેસાઈ. ,,
,, ડૉ વીરજી ઝીણાભાઇ. ભાવનગર.
,, રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ. ,,
,, ડૉ મણીશંકર હાથીરામ. ,,
,, પોપટલાલ વેલજી દવે. ,,
,, છગનલાલ હરિલાલ પંડ્યા. જુનાગઢ
,, ગૌરીશંકર લક્ષ્મીશંકર પંડ્યા. રાજકોટ.
,, નાનાલાલ દલપતરામ કવિ એમ. એ. ,,
,, શુકલ દલપતરામ ભગવાનજી બી એ લૉ. ,,
,, ઓઝા ચતુર્ભુજ મીઠારામ. ,,
રા. રા. દવે કેવળરામ માવજી બી એ. એલ. એલ. બી. ,,
,, નર્મદાશંકર લાધાભાઇ ,,
,, ઉત્તમલાલ કેશવલાલ. ,,
,, ગણુછતરામ વાલાભાઇ મહેતા બી એ. ભાવનગર
,, લવજીભાઈ ઇશ્વરભાઇ ભટ્ટ. ,,
,, ગિરિજાશંકર વજેશંકર દેસાઈ. ,,
,, દેવશંકર ત્રિભુવન દવે ,,
,, ગૌરીશંકર જદુરામ ભટ્ટ. ,,
,, મણીશંકર જયાનંદ ભટ્ટ બી. એ. ,,
,, ડૉ. શિવનાથ રામનાથ વ્યાસ એલ એમ. એન્ડ એમ. ,,
,, મણીશંકર પીતાંમ્બરદાસ. ,,

રા. રા. જટાશંકર હરજીવનદાસ જાની. ,,
,, જાની ઉમયશંકર એમ. ,,
,, ધનેશ્વર પરમાનંદ. ત્રાવજ.
,, દવે લવજી કામેશ્વર. દીઓર.
,, દામજી મોતજી. નેસકાધુનડા.
,, પ્રૉ. રામપ્રસાદ મગનલાલ મહેતા બી. એ. એલ. એલ. બી. જેતલસર.
,, મોહનલાલ લક્ષ્મીરામ. લખતર.
,, મહેતા તલકશી ખેચર. ,,
,, મહેતા રાયચંદ જેઠાપનજી. ,,
,, જીવરામ ઇશ્વરભાઈ ભટ્ટ. ધોળા.
,, ગિરધરલાલ વિઠ્ઠલજી ભટ્ટ. ચુડા.
,, કેશવલાલ પોપટભાઇ વૈદરાજ. ,,
,, મણીશંકર ભીમજીભાઈ ત્રિપાઠી. પાલીતાણા.
,, ત્રિભુવન ગોકળભાઈ દવે. ,,
,, કેશવલાલ દુર્ગાશંકર જોષી. વઢવાણ.
,, નાગજી કલ્યાણજી ઉપાધ્યાય. સુત્રાપાડા.
,, ભાઇશંકર ધનજીભાઈ શિહોરવાળા. ખંભાળીયા.
,, વ્યાસ શંભુભાઇ પ્રભાશંકર. પ્રોળ.
,, ડૉ. પુરૂષોત્તમ નારાયણજી. ,,
,, વિશ્વનાથ લક્ષ્મીધર. બાબરા.
,, મણીશંકર વિઠ્ઠલ. બડીયાદ.
,, શુક્લ મોહનલાલ ડાહ્યાભાઈ સરસવણી.
,, રાજારામ હીરજીભાઈ ત્રિવેદી. માંગરોળ.
,, રણછોડભાઈ ઉદયરામ. મહુધા.
,, અમૃતલાલ નાનકેશ્વર ભટ્ટ. ઉમરેઠ.
,, ડૉ કેશવલાલ દોલતરામ ત્રિવેદી. વાડા
,, ભટ્ટ રામચંદ્ર હરિશંકર. ચીચન.
,, ડૉ. નારણજી અમરજી આચાર્ય. કરાંચી.
,, રેવાશંકર ગણપતરામ ભટ્ટ. ,,
,, પ્રાણશંકર ભવાનિશંકર દવે. નડિયાદ.
,, કરૂણાશંકર જયશંકર પાઠક. ધર્મજ.
,, મુળજીભાઈ દેવશંકર. ઘડી.
,, નરભેરામ મંછારામ. બોરસદ.
,, મણીલાલ હરગોવિંદદાસ. હરકુડી.

રા. રા. ચંદુલાલ પુરૂષોત્તદાસ. દાહોદ.
,, મુળશંકર જેઠાભાઇ ત્રિવેદી. ધોળકા.
,, અંબાલાલ દામોદરદાસ જોષી. કપડવણજ.
,, જયંતીલાલ મગનસુખરામ ઓઝા. ઘોઘા.
,, દુર્ગાશંકર ભાઇશંકર રાવળ. વાલમ.
,, મોતીરામ તુળજારામ. રણુજ.
,, શ્રી અગીયાસણા મોઢ શુભેચ્છક મંડળ. પીપળાવ
,, નરભેશંકર કેશવજી અધિકારી. કલકત્તા.
,, શ્રી તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ. ખંભાત.
,, મોતીલાલ છોટાલાલ બી. એ. બી. એ. લૉ. મરોડ.
,, ત્રિવેદી જયશંકર પીતાંબરદાસ એલ. સી. ઈ. નાસિક.
,, ડાહ્યારામ મયારામ રાવળ. જોટાણા.
,, શંકરલાલ ભાણાભાઇ. પાટણ.
,, નારાયણ ઘેલીદાસ. ધીણોજ.
,, છોટલાલ પૃથિરાજ. ,,
,, જેઠાલાલ શંકર માસ્તર. આજોડ.
,, મોતીલાલ કરૂણાશંકર ભટ્ટ. ચીખોદ્રા.
,, ગોપાળજી ગોવિંદજી માસ્તર. પલસાણા.
,, દેવશંકર વજેરામ. સુરત.
,, વકીલ પુંજાભાઇ સોમેશ્વર. ખેડા.
,, ગિરિજાશંકર મયારામ ભટ્ટ. કુતીયાણા.
,, નરોત્તમદાસ વલ્લવરામ. સારંગ.
,, નારાયણજી યજ્ઞેશ્વર. ચુરંદા.
,, નાગરદાસ નરસિંહરામ વ્યાસ. ઉમરાવતી.
,, કાળીદાસ દેવદત્ત. બીલોડા.
,, દેવશંકર દલસુખરામ વ્યાસ. સામેરા.
,, સાંકળેશ્વર કરસન રાવળ. સતલાસણા.
,, ત્રિભોવન દયારામ જોષી. અહમદનગર.
,, જોષી નરભેરામ મંછારામ બી.એ જંબુસર.
,, બાળકૃષ્ણ કાશીરામ ડેરોલ.
રા રા. મણીલાલ અંબારામ મુંબાઇ ૧-૧-૦
,, છગનભાઇ નાથાભાઇ

| | |
|---|---|
| ,, ચંદ્રશંકર નર્મદાશંકર પડયા બી એ, , | ,, ગણપતરામ જીભાઇ |
| ,, રામચંદ્ર ઇશ્વિરલાલ વ્યાસ દ્વારકા. | ,, નાથાભાઇ જીજીભાઇ |
| ,, પ્રભાશંકર ત્રિભોવન ત્રવાડી મુંબઇ | ,, નાગેશ્વર ભવાનીશંકર |
| ,, રતનલાલ સદાશિવ ભટ્ટ ઘાટકોટપર | ,, અમૃતલાલ રઘુનાથજી |
| ,, અર્જુનલાલ જમીઅતરામ મહેતા કરાચી. | ,, મુળજીભાઇ કૃપાશંકર |
| ,, પ્રાણજીવન કલ્યાણજી દવે રાણપુર. | ,, જેશંકર રામચંદ્ર |
| ,, નર્મદાશંકર ગુલાબરાય ત્રિપાઠી મેવરાજ. | ,, ગણપતરામ હીંમતરામ |
| ,, જયકૃષ્ણ ઇંદ્રજી પોરબંદર. | રા. સા. મોગરજી નારણજી અધ્યારૂ |
| ,, ડૉ ત્રીકમલાલ મગનલાલ અમદાવાદ | ન. ન. નાથુભાઇ અંબારામ ગોર |
| ,, મણીલાલ શામળભાઇ દ્વીવેદી એમ. એ. ,, | ,, મગનલાલ તાપીશંકર |
| ,, માણેકલાલ લીલાધર ,, | ,, રતનરામ અમરતરામ |
| અમૃતલાલ ડાહ્યાભાઇ ,, | ઇશ્વરલાલ અનોપરામ |

---

## ત્રીજા વર્ષના લવાજમની પહોંચ.

---

(આમાના કેટલાંક નામની બીજા વર્ષમા આપેલી પહેચ ફરીથી આપવામ આવે છે)

| | | |
|---|---|---|
| ૧ પરમહંસ સ્વામી શ્રી એ. ટી. કુટસ્થ | કપડવંજ | ૧-૦-૦ |
| ૨ ર. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી | સુરત | ,, |
| ૩ ર. રા. દયાશંકર શ્યામજી ત્રિપાઠી | લાકડીયા | |
| ૪ ,, કાનજી નથુરામ દવે. | ,, | ,, |
| ૫ ,, મણીલાલ શામળભાઇ દ્વીવેદી એમ. એ અમદાવાદ | ,, | ,, |
| ૬ ,, પંડ્યા દયાશંકર અમથારામ | ,, | ,, |

---

# મહારાજાધિરાજ પાંચમા જ્યૉર્જનો રાજ

आ त्वाहार्षमन्तरेधि ध्रुवस्तिष्ठाविचाचलिः ।
विशस्त्वा सर्वा वाञ्छन्तु मा त्वद्राष्ट्रमधि भ्रशत् ॥ १ ॥

इहैवैधि माप च्योष्ठाः पर्वत इवाविचाचलिः ।
इन्द्र इवेह ध्रुवस्तिष्ठेह राष्ट्रमु धारय ॥ २ ॥

इममिन्द्रो अदीधरद् ध्रुवं ध्रुवेण हविषा ।
तस्मै सोमो अधि ब्रवत्तस्मा उ ब्रह्मणस्पतिः ॥ ३ ॥

ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवासः पर्वता इमे ।
ध्रुवं विश्वमिदं जगद्ध्रुवो राजा विशामयम् ॥ ४ ॥

ध्रुवं ते राजा वरुणो ध्रुवं देवो बृहस्पतिः ।
ध्रुवं त इन्द्रश्चाग्निश्च राष्ट्रं धारयतां ध्रुवम् ॥ ५ ॥

ध्रुवं ध्रुवेण हविषाभि सोमं मृशामसि ।
अथो त इन्द्रः केवलीर्विशो बलिहृतस्करत् ॥ ६ ॥

१० १७३ ]*

REGISTERED No. B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ; વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે, તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર [illegible]રીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત ક[illegible]

વર્ષ ૩, અંક ૧. [ માસિક. ] શ્રાવણ. સંવત્ ૧૯૬૭.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.
પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.



પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક ' ગુર્જર બ્રાહ્મણ ' ઑફિસ. પખાલીની પોળ—અમદાવાદ.
વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

અમદાવાદ—ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં—મોતીલાલ શામળદાસે છાપ્યું.

# લવાજમની પહોચ.

બીજા વર્ષના લવાજમના પુરા પૈસા આવ્યા પછી સામટી પહોચ આપવામા આવશે

## ત્રીજા વર્ષનું લવાજમ.

| | | | |
|---|---|---|---|
| ગ. રા | છોટાલાલ પ્રાણશંકર વ્હોરા. | ૧-૦-૦ | અમદાવાદ |
| ,, | લાભશંકર ગીરધરલાલ ત્રવાડી | ,, | ,, |
| ,, | જેઠાલાલ બાપુરામ વૈદ્ય | ,, | વિરમગામ |
| ,, | પ્રાણગોવિંદ લાલભાઇ પટેલ | ,, | મુબાઇ |
| ,, | ત્રિભુવન વિઠ્ઠલજી દવે | ,, | બીલખા |
| ,, | મહાનંદ ભાઇશંકર ભટ્ટ. | ,, | અમદાવાદ. |



## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખો માટે લેખક જ જવાબદાર છે

૨ માસિકમા હરકોઈ વિષયના લેખો મોકલવાની ગુજરાતી પ્રજાને છુટ છે વ્યક્તિ ગત ચર્ચા લેવામા આવશે નહિ, તેમ જ લેખ માસિકમા નહિ લેવામા આવે તો તે અમે પાછો મોકલવા બધાતા નથી લેખ કાગળની એક જ બાજુએ સારા અક્ષરથી લખી મોક લવો જોઇએ સહી વગરના લેખો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ

૩ નવા ગ્રાહક થનારે લવાજમ અગાઉથી મોકલવુ, અને ગ્રાહકોએ વર્ષ પુરૂ થતામ લવાજમ મોકલી દેવુ મનીઑર્ડર તન્ત્રી ઉપર સરખેજ મોકલવો. પત્ર વ્યવહાર અમદાવાદને સરનામે કરવો માસિકનો નમુનાનો અંક એક આનાની ટીકીટ મોકલે મોકલવામા આવશે

૪. માસિક દરેક માસની અમાવાસ્યા સુધીમાં ન મળે તો વ્યવસ્થાપકને પત્રથી જ ણાવવુ સિરનામાના ફેરફારથી વ્યવસ્થાપકને વાકેફ કરવા નહિ તો માસિક ગેરવલે પડે તેને માટે અમે જોખમદાર નથી માસિકના સરનામા ઉપરનો નબર લખવા કૃપા કરવી

૫ લવાજમ મોકલ્યા પછી એક બે મહીને માસિકમાં પહોચ આવી ન હોય તો પત્રથી પુછાવવુ

---

## "શ્રી શંકરાચાર્ય ચરિત્ર."

( ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ માટે મન્જુર કરેલુ )

સનાતન વૈદિક ધર્મના ઉદ્ધારક, કેવલઅદ્વૈતના સસ્થાપક, બૌદ્ધાદિ અનેક પાખડ મતના ઉચ્છેદક અને પ્રસ્થાનત્રયના ભાષ્યકાર આદ્ય શંકરાચાર્યનું જન્મથી કૈલાશ ગમન પર્યતનુ સવિસ્તર વર્ણન આ ગ્રંથમા છે આ ગ્રથના ૨૬ પ્રકરણમા ઉત્તમ ધર્મોપદેશ અને અધ્યાત્મ વિદ્યાના ઘણા તત્વોનુ સંપૂર્ણ ભાન થાય છે. ૨૫૦ પૃષ્ઠ કિ રૂ. ૧ નિચેને સ્થળે કર્તા પાસેથી મળશે

મણીશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી હરીપુરા—સુરત

REGISTERED No. B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ । भद्रंकर्णेभिः शृणुयामदेवाः । भद्रंपश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गै
स्तुष्टुवा ँ सस्तनूभिः । व्यशेमदेवहितं यदायुः ॥ तदात्मनिनिरते
यउपनिषत्सुधर्मास्तेमयि सन्तु तेमयिसन्तु ॥ उपनिषत्.

શબ્દાર્થ:—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે કલ્યાણને જોઇએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદ્‌માં કહેલા ધર્મો હો, તે મારામાં હો.

વર્ષ ૩, અંક ૧. [ માસિક. ] શ્રાવણ. સંવત્ ૧૯૬૭.

## વર્ષાદ માટે ઈશ્વર પ્રાર્થના.

ચંદ્રાવળા.

વૃષ્ટિ ને સૃષ્ટિનો વેરી, દૃષ્ટિને દુઃખ આપી,
વ્યષ્ટિમાં સમષ્ટિ બતાવા, ઉલટયો છે પાપી;
ઉલટયો છે એ પાપી જોરે, સિદ્ધ નાશ કરવાને તોરે,
આશા વાદળ નાખે વેરી, વૃષ્ટિ ને સૃષ્ટિનો વેરી. ૧

ગાંડી નદીના પૂરની પેઠે, ધુમવે એ આકાશે,
શોક વધારણ શબ્દ સુણી જન ચિંતવે ઉંચે શ્વાસે;
ચિંતવે ઉંચે શ્વાસે સહુકો, તાણે દે ડોશી કરિ ટહુકો,
જકડી ઝાડને નાખે હેઠે, ગાંડી નદીના પૂરની પેઠે. ૨

પ્રાતઃકાળે કાળું વાદળ, દે છે નભને છાઈ,
મધ્યાહ્નને ઉકળાટ અતીશે, જાયે જીવ મુંઝાઈ;
જાયે જીવ મુંઝાઈ ભાઈ, નથી અપરાહ્ન ક્યારે સુખદાઈ,
રાતે દીસે તારાનું દળ, પ્રાતઃકાળે કાળું વાદળ; ૩

ફફડાવે નહિ ચકલી પાંખો, ને ધૂળમાં નવ નાય,
એક દિશ સુઝે નહિ આંહીં, ખેડૂતો અકળાય;
ખેડૂતો અકળાયે મનમાં, ઊઠે છે અગ્નિ આ તનમાં.
લાગે ચે'રા સૌનો ઝાંખો ફફડાવે નહિ ચકલી પાંખો. ૪

કર્ત્તા તું સંહર્ત્તા થાતાં, કરવી કોને વિષ્ટિ ?
ધાર્યું નામ સદાશિવ તો, તું સંહારીશ શું સૃષ્ટિ ?
સંહારીશ સું સૃષ્ટિ ત્રાતા ? પાલક હે જગના પ્રખ્યાતા,
રેહશે શું સહુનાં મુખરાતાં ? કર્ત્તા તું સંહર્તા થાતાં ૫

કરવું આમ ધટે નહિ તમને, ભક્તવત્સલ ભગવાન,
પ્રેરીને પર્જન્ય પ્રભો, હવે અટકાવો અવસાન;
અટકાવો અવસાન દયાળુ, ખોલો જગત જીવનનું તાળું,
વૃષ્ટિ વિના નવ રાખો અમને, કરવું આમ ધટે નહિ તમને. ૬

---

# નીતિની કેળવણી.

મનુષ્યના ચારિત્રને જેમ બને તેમ નીતિને માર્ગે ઉન્નત બનાવવા તરફ યુરોપિયનોનું હાલ લક્ષ ખેંચાઈ રહેલું છે. કેટલાંક વર્ષ થયાં આ પ્રશ્ન તેમની વચ્ચે ચર્ચાય છે. યુરોપ અને અમેરિકામાં તેની ઉપર કેટલાક પુસ્તકો લખાયાં છે તથા કેટલેક ઠેકાણે શાળાઓમાં પણ તેનું શિક્ષણ અપાવા માંડયું છે; તેમ છતાં ૧૯૦૮ ની સાલમાં લંડન યુનિવરસીટી તરફથી પ્રજા પ્રજાઓ વચ્ચેના સંબંધને વધારવાના આશયવાળી જે કોનગ્રેસ ભરવામાં આવી હતી તે પછી આ પ્રશ્ન બહુ સારા સ્વરૂપમાં ચર્ચાવા માંડયો છે અને સને ૧૯૧૨ માં હેગ ખાતે મળનારી એ કોનગ્રેસના બીજા સંમેલનમાં તેને લગતી વધુ વિગતો રજુ કરવામાં આવનાર છે. મુંબાઈ ઈલાકાની કેળવણીના સ્તંભ જેવા ડો. ભાંડારકર, સર નારણરાવ ચંદાવરકર અને મિ. પીટ ફેક્ષ તરફથી એક આમંત્રણ પત્રિકા બહાર પડાઈ નૈતિક કેળવણી કેમ આપવી, તે સંબંધી જાહેર પ્રજામાંથી અભિપ્રાયો મગાવવામાં આવ્યા છે. નૈતિક કેળવણીનો પ્રસાર કરવાને મુંબાઈમાં એક સભાની સ્થાપના થઈ છે અને પ્રાંતોમાં સત્વર જ તેની શાખાઓ ઉભી કરવામાં આવે એવો પણ સંભવ છે.

નૈતિક કેળવણીનો પ્રશ્ન મુંબાઇ સરકારે પણ ઉપાડી લીધો છે. ગઈ સાલમાં નામદાર ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કને પ્રમુખપદે મુંબાઇમાં એક કોનફરન્સ ભરવામાં આવ્યું હતું અને તેમાં બહુ સારી રીતે તત્સંબંધી વાદવિવાદ ચલાવવામાં આવ્યો હતો. ગયા મહીનામાં તેની તરફથી બહાર પાડવામાં આવેલી ( પ્રેસ નોટ ) વર્તમાનપત્રોને વસ્તુસ્થિતિ જણાવનારી

પત્રિકાથી ઉપરથી જણાય છે કે, મિ. ઈથૈવને નૈતિક કેળવણી કેવી રીતે આપવી, તેની સમજ પાડનારાં બે પુસ્તકો કેળવણી ખાતાના મહેતાજીઓને માટે તૈયાર કર્યાં છે. એક પુસ્તકમાં પ્રાથમિક કેળવણીની શાળાઓમાં કેમ નૈતિક કેળવણી આપવી તે બાબત છે અને બીજા પુસ્તકમાં હાઈસ્કૂલોમાં કેમ નૈતિક કેળવણી આપવી તે બાબત છે. નૈતિક કેળવણીના પાઠો લખાય અને છોકરાઓમાં તે ચલાવાય તેના કરતાં શિક્ષકોએ વાચનમાળાના અમુક પાઠો શીખવાડતાં તેને અંગે જે કંઈ નૈતિક કેળવણીની અસરકારક છાપ છોકરાઓ ઉપર પડે એવું પૌરાણિક, અને ઐતિહાસિક શિક્ષણ ઉદાહરણોની સાથે આપે તે વધારે સારૂં છે, એમ સમજવામાં આવ્યું છે. નૈતિક કેળવણી કેમ આપવી એ પ્રશ્નની ગુંચવણ બહુ મોટી અને વિવાદાત્મક—હોઈ યુરોપમાં પણ હજી તેનો નિર્ણય થયો નથી.

દુનીઆમાં જેમ બીજે માર્ગે પ્રગતિ થતી જાય છે તેમ પ્રવૃત્તિવાળું જીવન બગડતું જાય છે ને તેણે જ લોકકલ્યાણ ઇચ્છિનારા મહાત્માઓનું તે તરફ ધ્યાન ખેંચ્યું છે. જંગલી અથવા અર્દ્ધ સુધરેલી સ્થિતિમાં મનુષ્યનું સદાચારી જીવન જેવું સારૂં હતું તેવું હાલ, કેળવણીના સુધારાના અને અતિ વ્યવસાયવાળા પ્રવૃત્તિમય કાળમાં નથી એ દીલગીર થવા જેવું છે. સદાચારી જીવન. એ મનુષ્યને માટે ઉંચામાં ઉંચો ગુણ કે અધિકાર છે, એમાંથી જેટલો પાત તેટલી અધમતા જ ગણાય, માટે સદાચારી જીવનનું શિક્ષણ આપવું બહુ જરૂરનું છે. અસલના આર્યોમાં હાલની સુધારણામાંનું કંઈ પણ ન હોય, તોપણ સદાચારી જીવનની યોગ્યતા તો સહુથી મોટી હતી એવું પ્રાચીન સંસ્કૃત સાહિત્ય ઉપરથી જણાય છે. આર્યોએ ધર્મના કરતાં પણ આચારને મોટાપણું આપેલું છે. આચાર ભ્રષ્ટને માટે પ્રાચીન આર્યોમાં કોઇ સ્થાન જ ન હતું. પ્રાચીન સાહિત્યમાં સદાચારી જીવન ગુજારવાની ભાર દઈ દઇને સખત આજ્ઞાઓ કરેલી છે અને પૌરાણિક કથાઓમાં, કાવ્યોમાં, નાટકોમાં અને પ્રસ્તાવિક સાહિત્યમાં સ્થળે સ્થળ તેનાં ઉદાહરણોવાળાં વ્યાખ્યાનો અને શ્લોકો આપેલા છે. પ્રાચીન સાહિત્યમાં પંચતંત્ર હિતોપદેશ અને બીજાં નીતિની કેળવણીને લગતાં પુસ્તકો પણ છે. સ્મૃતિઓમાં કાયદાને રૂપે પણ સદાચારને આગળ પડતો રાખેલો છે અને તેના ભંગની સખતમાં સખત શિક્ષાઓ ઠરાવેલી છે. પ્રજાનું સદાચારી જીવન એ બધું હોવા છતાં બગડી ગયું છે કેટલાક વિદ્વાનો એવી દલીલ લાવેછે કે, ધર્મના પાયા ઉપર ચણેલી નીતિની ઈમારત, જ્યાં હેતુવાદ ઉપર કેળવણી જાય છે ત્યાં ભાગી પડે છે પ્રો. પરાંજપે હિંદુ ધર્મશાસ્ત્રોએ કરેલા મદ્ય નિષેધનો દાખલો આપી જણાવે છે કે, જ્યાં સુધી શ્રદ્ધા અને પરંપરાનું બળ હોય ત્યાં સુધી એ નિષેધ ચાલે છે પરંતુ જ્યાં બુદ્ધિથી વિચાર કરી (હેતુ) સત્યાસત્ય શોધન શરૂ થાય છે ત્યાં એ નિષેધ ટકી શકતો નથી માટે ધર્મ ઉપર નહિ પરંતુ સર્વમાન્ય થાય ને હેતુ જેને સ્વીકારે એવા મજબુત પાયા ઉપર નીતિનું શિક્ષણ મૂકાવું જોઈએ. ધર્મદ્વારા અપાયલું નીતિનું શિક્ષણ અથવા સદાચાર તથા નીતિનો ઉપદેશ પોથીમાંના રિંગણાં જેવો થઈ પડે છે, માટે શાળાઓમાં નીતિ શિક્ષણ દાખલ કરી લોકનું સદાચારી જીવન સુધારવાનો યત્ન કરવાની જરૂર છે, પરંતુ નીતિની કેળવણી કેવી રીતે આપવી તેની ખરેખરી કુંચી હજી હાથ આવી નથી એટલે જુદી જુદી જે રીતે તેને લગતા પ્રયત્નો થાય તે બધાય હાલ તો આવકારદાયક લેખાવા જોઇએ. શાળાઓમાં નીતિની કેળવણી અપાય એ બહુ સારી વાત છે, તોપણ એ તો ના પાડી શકાય તેવું છે જ નહિ કે, નીતિની કેળવણીનું ખરેખરૂં સ્થાન તો નિશાળ નહિ પરંતુ

ધરે છે. મગજને નીતિનો અભ્યાસ કરાવાતો નથી પરંતુ આસપાસના સંજોગોથી તેની ઉપર છાપ પડાય છે અને એ છાપ સ્વાભાવિક રીતે જ તેનાં વર્તનોને સદાચારને માર્ગે ચલાવે છે. આગળ ગૃહ એવા ધોરણ ઉપર ચલાવાતું કે જેમાંથી ઉછરીને બહાર પડતાં છોકરાં સદાચારીજ થતાં. હાલ પણ ઘરને સદાચારી બનાવવામાં આવે તે બહુજ ઇચ્છવા યોગ્ય છે.

---

# આપણું પ્રાચીન અર્વાચીન સાહિત્ય.

( અંક ૧૧ ના ૨૫૨ મા પાનાથી ચાલુ. )

ગુજરાતી ભાષા જ્યારથી શરૂ થઈ હશે ત્યારથી તે દયારામ કવિ મરણ પામ્યા ત્યાં સુધીનું પ્રાચીન સાહિત્ય, આપણે આગળ જણાવ્યું તેમ,, ગમે તેવું સારૂ હોવાછતાં તેની ઉપર નવા સાહિત્યની ઇમારત ઉભી કરાય તેમ નથી, કારણ કે, તે વખતે ગુજરાતી ભાષાનું શિક્ષણ અપાતુ ન હતું અને સાહિત્યનું પરિશીલન પણ થતું ન હતું. કેવળણી લેનારાઓ કે ભણનારાઓ સંસ્કૃત અને ફારસી ભણતા હતા અને ગુજરાતી તો બોલતાં બોલતાં આવડતી અથવા વેપારીઓ, ઉપર વર્ણવી ગયા તેવી નિશાળોમાં ચોપડામાં લખવા જેટલી ભણતા. ગુજરાતી ભાષા ભણાવાય છે, ગુજરાતી ભાષાનાં કેળવણી આપવાનાં કંઈ પુસ્તકો છે ગુજરાતી ભણેલાનું કંઈ માન છે કે ગુજરાતી ભણનાર વિદ્વાનમાં ખપે છે, એવું કશું પણ તે સમયે ન હતું એટલે ગુજરાતી તો એક માતૃભાષા તરીકે બોલતાં અને કવિઓએ કંઇક કવિતાઓ અને પદો કરવા માંડયાં હતાં તે ગાતાં ગાતાં જેટલી આવડતી હતી તેજ તેનું શિક્ષણ સ્વરૂપ હતું. કોઇને ગુજરાતી ભણવાની કે તેમાં વિદ્વાન થવાની વૃત્તિ જ થતી નહિ કારણ કે તેનું માન ન હતું. વિદ્વાન સંસ્કૃતમાં અને ફારસીમાં થવાતું અને તેમાંથી જ માન અને આજીવિકા ઉત્પન્ન કરી શકાતાં હતાં. અંગ્રેજ સરકારનું રાજ્ય થયું અને આજથી સાઠ પોણોસો વર્ષ ઉપર વાંચવા લખવાની અને ચાલુ ભાષા જાણવાની ગુજરાતમાં અગત્ય ઉત્પન્ન થઇ ત્યારે પ્રથમ મુંબાઈમાં પારસીઓએ ગુજરાતી ભાષાને ભણવા, લખવા ને છાપવાનો યત્ન શરૂ કર્યો. અંગ્રેજોના સહવાસને લીધે તેમની ભાષા જાણતાં અને ભણતાં સ્વભાષામાં પણ તેમ થવું જોઇએ એવી સ્વાભાવિક વૃત્તિ પારસીઓમાં પહેલાં ઉત્પન્ન થઇ અને મિશનરીઓએ પોતાના ધર્મના પ્રસાર માટે કેળવણીદ્વારા લોકને ઉપદેશ આપવાનો યત્ન કરવા માંડયો જેથી તેમના ધર્મના રહસ્યવાળાં ગુજરાતી વાચન લોકને આપવાની જરૂર જણાઇ. તેમણે પોતાનાં છાપખાનાંમાંથી તેવાં ગુજરાતી ચોપાનીયાં અને ચોપડીઓ કાઢવા માંડી અને બીજી તરફથી પારસીઓએ પણ અંગ્રેજી ભણી ભણીને તેનાં ગુજરાતીમાં ભાષાન્તરો કરવા માંડ્યાં. અંગ્રેજી વર્તમાનપત્ર નીકળતું હતું તેના અનુકરણ રૂપે ગુજરાતીમાં પણ તેમણે પહેલ વહેલાં વર્તમાનપત્ર અને ચોપાનીઆંની શરૂઆત કરી તે પછી અને ગુજરાતીભાષાને કંઈક સ્વરૂપમાં મૂકવાની જરૂર ઉભી થએલી ગુજરાતીઓને જણાઈ. મુંબાઇમાં અને પછી સુરત અમદાવાદ વગેરે શહેરોમાં છાપખાનાં નીકળ્યાં અને સાહિત્યને વેચવાનો નવો ધંધો શરૂ થયો. જુના

વખતમાં જ્યારે છાપખાનાં ન હતાં ત્યારે ચોપડીઓ વેચવાનો ધંધો પણ ન હતો. સુધરેલા જમાનાની બીજી કેટલીક નવી પ્રવૃત્તિઓની માફક પુસ્તક વેચવાનો ઉદ્યોગ પણ આપણામાં નવોજ છે. ધંધાને યોગે દેશમાં ચોપડી ચોપાનીયાં અને વર્તમાનપત્રો દેશમાં છપાવા અને ફેલાવા લાગ્યાં અને ગુજરાતી ભાષામાં જે કંઇ ન હતું તે થવા માંડયું. શિલાછાપનાં પ્રાચીન કવિઓનાં કાવ્યો પણ વેપારને લીધે ચોપડીના રૂપમાં છપાઈને વેચાવા માંડયાં.

આ પ્રમાણે ગુજરાતી ભાષામાં જીવ આવવા માંડયો હતો એટલામાં સરકારે કેળવણી ખાતું કાઢયું અને બળવા પછી ગુજરાતી ભાષ ની ચોપડીઓ નીકળી ત્યારથી ખરેખરી રીતે ગુજરાતી ભાષાના અર્વાચીન સાહિત્યનો આરંભ થયો. 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' ની જ્યુબીલી, એ ગુજરાતી ભાષાના સાહિત્યની જ્યુબીલી ખરેખર જ છે અને છેલ્લાં સાઠ વર્ષના અરસામાં કેવું સાહિત્ય ઉભું થયું છે તેનું અવલોકન સોસાઇટીએ કરાવરાવ્યું છે. આપણે છેલ્લાં સાઠ વર્ષના સાહિત્યનું સામટું અવલોકન કરીએ એ આવા ચોપાનીઆના વિષયમાં બની શકે નહિ એટલે માત્ર એટલાથી જ સંતોષ લઇશું કે છેલ્લાં સાઠ વર્ષમાં ગુજરાતે ઘણું અને જુદી જુદી વિદ્યાની લગભગ દરેક શાખાનું સાહિત્ય બહાર પાડયું છે. જુના વખતમાં કવિતા સિવાય બીજું સાહિત્ય ન હતું જ્યારે આજ કવિતા ઉપરાંત બીજી જુદી જુદી ઘણી બાબતોનું ઘણું સાહિત્ય બહાર પડેલું છે. શાળાખાતાએ, વર્તમાનપત્રો વાળાઓએ, છાપખાનાવાળાઓએ અને ચોપડીઓ વેચનારાઓએ કેળવાતા લોકની જેમ જેમ માગણી થતી ગઈ તેમ તેમ જુદી જુદી જાતનું ઘણું સાહિત્ય બહાર પાડયું છે. અંગ્રેજીમાં જેને અંતઃકરણના ઉત્સાહની મહેનત કહે છે એવી મહેનત અને એવી લાગણીથી આ સાહિત્યમાં ઘણું થોડું લખાણ લખાયું છે એ કબુલ કરવા છતાં પણ ગુજરાતી ભાષામાં ઉભું થએલું વાઙ્મય બીજી ભાષાઓ કરતાં ઉતરતું નથી. છેલ્લાં સાઠ વર્ષમાં આ બધુ સાહિત્ય ઉભું થયું છે અને તેના ત્રણ ભાગ પાડી શકાય છે.

વીસ વીસ વર્ષોના આ ત્રણ ભાગોમાં ત્રણસેં વર્ષથી બોલાતી ગુજરાતી ભાષા ખરેખરા સાહિત્યમાં ઉતરી છે સાઠ વર્ષ પહેલાં તે બોલાતી અને ગવાતીજ હતી. તેનું લખાણ કંઈ માલવાળું ન હતું તેમજ લખાણનું લોકમાં મહત્વ પણ ન હતું. લખાતુ એક રીતે વંચાતું બીજી રીતે અને કદી વંચાતુ એક રીતે તો લખ તુ બીજી રીતે. બોલાતા, ગવાતા, લખાતા કે વંચાતા લખાણ વચ્ચે ઐક્ય રાખવાની કોઇ દરકાર કરતું નહિ. કનડ લખ્યું હોય તે ખુશીથી કાનડ અને કાનડી એમ વાંચી શકાતું. આ બધી બાબતને છાંટી નાંખી શરૂઆતના વિદ્વાનોએ એકડે એકથી જ આરંભ કરે તેમ કર્યું; પરંતુ માણસને પોતાના ડહાપણનું બહુ અભિમાન હોયછે, તેમ બાજાઓએ આરંભ કરનારાઓને પોતાના ડહાપણથી ગાંઠયા નહિ અને પેલા એની પેઠ પણ થયું કે ગાંડા સુધરે પણ ડાહ્યારૈંડુ સુધરે નહિ તેમ લોક જે પોતાને ગુજરાતી ભાષા માતૃભાષા તરીકે બોલવાનું અભિમાન રાખતા હતા તેમણે આરંભ કરનારાઓને ગાંઠયા નહિ વળી એમ પણ થયું કે સાહિત્યની ત્વરા વધી અને સુધારાને માટે તે ખોટી થાય એમ હતું નહિ એટલે જેમ ફાવ્યું તેમ સ્વચ્છંદી નદીની માફક તે તો કાળે ઉભી કરેલી અગત્યના વેગે આગળને આગળ જ વધ્યે ગયું. સારા ભણેલા અને સાધારણ ભણેલા જ્યાપ પોતાથી જેમ લખાય તેમ ચાલુ વેગમાં લખવા લાગ્યા અને પારસીઓ જેઓ

ગુજરાતીને માતૃભાષા તરીકે બોલતા આવ્યા છે તેઓ તો તેને દરાવીને સ્વરૂપમાં મૂકવા જેટલી વિલબને સહન કરી શકે તેમ હતું જ નહિ, એટલે તેમણે તો હિંદુભાઇઓને ઉટને ધોરિરહતું રહેવા દઈ સ્વારી આગળ ચલાવી. વર્તમાનપત્રો, ચોપાનીઆ અને ચોપડીઓ–' વાર્તાઓની ) તેમણે બહાર પાડવા માંડી. લોક સ્વભાવ તો બજારમાં જે મળે તે વાપરે એવો સ્વાભાવિક રીતે હોય છે તેમ લોકોએ તો જે લખ્યું તેનો ઉપયોગ કરવા માડયો. બળવા પછી સરકારે કેળવણીની શાળાઓ વધારવા માંડી અને શાળા માટે પુસ્તકોની જરૂર પડી જો સરકારે ચોપડીઓ રચીને ભાષાનું કઇક ધોરણ બાંધ્યું, તે ન બધાયું હોત તો ગુજરાતી ભાષાની અત્યારે કેવી સ્થિતિ હોત તે કહી શકાતું નથી. રાજદ્વારી બાબતમાં હિંદને માટે સ્વરાજ્ય માગનારાઓને લોર્ડ મોર્લીએ કહ્યુ હતું તેમ સરકારે જો પોતાની ચોપડીઓ કરી તેમા એક સરખું ધોરણ સાચવ્યું ન હોત તો ગુજરાતી સાહિત્યનું નાવ કોઇએ કિનારે ન હોત. કોઈ એમ કહે કે ના, એમ ન થાત તો તેને જોડણીનો હવાલો આપવો બસ છે છેલ્લા વિશેક વર્ષ થયા આપણે જોડણીનો પ્રશ્ન ઉપાડયોછે અને માસિકોમાં સાપ્તાહિકોમા ને ભાષણોમા તેની ઉપર લખાતામાં અને બોલાવામા કશુ બાકી રહ્યુ નથી છતા કોઇ અમુક એક મત ઉપર આવ્યુ નથી, સામુ પાર્ટીઓ પડી એક બીજાની સામે જતી ત્રણ ચાર જાતની જોડણીઓ ભાષામાં પેશી ગઇ છે અને મીઆને ચાદે ચાંદ કરનારા કેટલાકો પોત પોતાના ઇષ્ટની જોડણી પ્રમાણે લખ્યે જાય છે હોપ વાચનમાળા ન બની હોત તો ભાષાની આથી પણ વધારે ખરાબ અને ડામાડોળ સ્થિતિ થઇ ગઇ હોત હોપ વાચનમાળા તૈયાર કરવાને કેળવણી ખાતાએ એક સારી કમિટી નીમી અને તેમા ગુજરાતના સદ્ભાગ્યે ધીગ અને ગભીર પુરૂષોની યોજના થઇ એટલે તેમણે શાસ્ત્રો રૂઢિ અને હિંદુ, પારસી મુસલમાન વગેરેની ઉપર નજર રાખી સર્વમાન્ય થાય એવુ એક ધોરણ નક્કી કર્યું અને સને ૧૮૫૯ મા સાત ચોપડીઓ રચી છપાવીને પ્રકટ કરી. મુંબાઇથી આબુ અને દ્વારકાથી દોહદની વચ્ચે બધે સરકારી ચોપડીઓ પ્રમાણે ગુજરાતી ભાષાની કેળવણી આપવા । આરંભ થયો એટલે વિદ્વાનોના મતભેદને, કે પ્રાંતિક ભાષાના મતભેદને કુસ્તી કરવાનો અવકાશ જ રહ્યો નહિ.

આ પ્રમાણે ગુજરાતી ભાષાનુ સાહિત્ય સરકારના અંકુશ નીચે ખીલવા પામ્યું છે અને સરકાર અથવા તો એવીજ કેળવણીને લગતી કોઇ મોટી સત્તાના શાસનમાંજ તે હજી વધારે ખીલી શકશે. તેની જેટલી જેટલી બાબતો જાહેરને માટે ખુલ્લી મુકાઈ તેટલેટલી બધી બાબતો અપૂર્ણ અને ડામાડોળ સ્થિતિમાં રહી. પ્રજાના મોટા સમૂહને જેમ નિયામક સત્તાની જરૂર છે તેમ ભાષાની વ્યવસ્થા થવાને પણ સત્તાની જરૂરછે અને તેથી એવો અભિપ્રાય દર્શાવીએ તો તે ખોટો નથી કે ગુજરાતી ભાષામાં જે વીણામણુ રહી ગએલુંછે તે કેળવણી ખાતાએ પોતાની સત્તાદ્વારાજ વીણી નાંખવુ જોઈએ છીએ. સાહિત્યને સારી વ્યવસ્થાત્મક સ્થિતિએ મૂકવા ચહાનારાઓએ સાહિત્ય પરિષદમાં એવી ખુલ્લી માગણી પણ કરવી જોઈએ કે નામદાર સરકારે વિદ્વાનોની કમિટી મારફતે વ્યાકરણ, જોડણી અને બીજા જે જે પ્રશ્નો અદબદ રહેલા છે તે નક્કી કરી એવો સરક્યુલર કાઢવો જોઈએ કે નક્કી કરવામા આવેલા નિયમો પ્રમાણે લખાતું સાહિત્ય જ માન્ય ગણાશે અને વર્તમાનપત્રો તથા છાપખાનાવાળાઓએ પણ તેજ પ્રમાણે લખવું જોઇશે. જો આ પ્રમાણે કરવામાં આવે તો છેલ્લાં સાઠ વર્ષમા જે સ્વરૂપ ભાષા અને સાહિત્યે લીધુ નથી ને પાંચ વર્ષ જેટલા ટુંકા વખતમાં તેને પ્રાપ્ત થશે

જો આપણે સાહિત્યને સ્વરૂપ જ આપવું હોય તો ખોટું કે ખરૂં વખત પ્રમાણે જેવું બંધાય તેવું એક ધોરણ બાંધી તે પ્રમાણે લખવું જોઇએ. એક જણ આમ લખે બીજો તેમ લખે અને ત્રીજો વળી પોતાને ગોઠતે ત્રીજેજ માર્ગે ગમે તેમ લખે, એમ થવુ જોઇએ નહિ. અત્યારે તો સુકાન વગરના વહાણની માફક સાહિત્યમાં જેમ ગોઠે તેમ લખાય છે. આવા લખાણથી તેના આગલા જમાનામાં ઐતિહાસિક કીંમત પણ થશે નહિ. જો એક રૂઢિ અને એકજ ધોરણે તે લખાયું હશે અને તે નહિ યોગ્ય લાગતાં અમુક વર્ષો પછી પાછો ફેરફાર થઇ તે પ્રમાણે લખાયું હશે તો ભાષાનો ઇતિહાસ લખનારાઓને પણ તેનાં કાળ કાળનાં વળાં સ્પષ્ટ જુદે જુદાં જણાઈ આવશે. આ બધી ઉહાપોહનો ફલિતાર્થ અને વક્તવ્ય એ છે કે, આપણા વિદ્વાનોએ એકમત થઇ અમુક રીતે અને અમુક ધોરણે લખવાનું નક્કી કરવું. સરકારી કેળવણી ખાતા મારફતે ફરજીઆત તેમ કરાવવું અને વર્ષો વીત્યા પછી પાછું સુધારો કરવાનું યોગ્ય લાગે તો તેમ કરવું, પરંતુ મગજ મગજના ફાંટા પ્રમાણે જેમ ને તેમ લખાતું અટકાવવું. જુના સાહિત્ય ઉપર આનો પાયો રચાય એમ નથી તેમ એકલા સંસ્કૃત ઉપર એકલા પ્રાકૃત ઉપર કે એકલા અમુક શાસ્ત્રીય કે લૌકિક ધોરણ ઉપર પણ ગુજરાતી ભાષાના નિયમો બની શકે તેમ નથી માટે જુનું અને નવું બધુ સાહિત્ય જોઈ જઇ શાસ્ત્ર ઉપર અને લોક ઉપર લક્ષ રાખી, ગુજરાતના વાતાવરણમાં ભાષાનું જે સ્વરૂપ ઓતપ્રોત ભરેલું હોય તે સ્વરૂપને સંપૂર્ણ વિચારમાં લઈ વિદ્વાનોએ સમયને યોગ્ય નિયમોથી ભાષાનું અમુક એક ધોરણ બાંધી દેવું જોઇએ. કેળવણી વધતી જાય છે, ભાષાઓના મૂળ સંબંધી અને ઈતિહાસ સંબંધી નવી નવી શોધો થતી જાય છે અને નવા નવા શબ્દો નવા નવા વિષયો અને નવી નવી બાબતો સાહિત્ય ઉમેરાતી જાય છે એવા કાળના વેગમાં અમુક એકજ-ન ફરે એવું ધોરણ આપણે હમણાં બાંધી શકવાના નથી. વળી ઇતિહાસ ઉપરથી પણ જણાય છે કે, કોઇ વાત હંમેશના એક ધોરણે ચાલુ રહેતીજ નથી; જે કંઇ બંધારણ બંધાય તે હંમેશ સમયને પુરતુંજ હોય છે માટે ગુજરતી ભાષાને પણ સમયને માટે એક ધોરણ ઉપર મૂકવાની અમુક જરૂર છે. અમુક આમ આમ થશે ત્યારે તેનું બંધારણ બંધાશે એવું માની હાલ જેમ ચાલતું હોય એમ ચલાવી લેવું, એ વિદ્વાનોને માટે શોભાપ્રદ ગણાય નહિ. જેમાં હંમેશ ફેરફાર થતોજ રહેવાનો છે એવી એક વસ્તુને હંમેશને માટે બાંધી શકાવાની છે જ નહિ, માટે કાળપુરતુ બંધન બાંધવું જોઇએ. જેમ તેમ ગમે લખાય તેના કરતાં સુધારાનો અવકાશ રહે અને ખોટું કે ખરૂં પણ બધુંજ-સર્વત્ર સર્વ લેખકોથી એક સરખે ધોરણે લખાય એ બધી રીતે ઇચ્છવા યોગ્ય છે.

---

## ફરજીઆત કેળવણી.

ઓન. મિ. ગોખલેએ હિંદી સરકારની વડી ધારા સભામાં ફરજીઆત કેળવણી દેશમાં દાખલ કરવાનું એક ' બીલ ' રજુ કર્યું છે અને ઠેક ઠેકાણેથી લોકો તેને અનુમોદન આપવા લાગ્યા છે. મુંબાઈના ભાટીઆઓએ એને અનુમોદન આપતાં જણાવ્યું છે કે, તેમણે પોતાની નાતમાં ફરજીઆત કેળવણીની કંઇક અજમાશ કરવા માંડી છે. આ ઉપરથી

અમને બ્રાહ્મણ મંડળને એવી સૂચના કરવાની ઇચ્છા થઇ છે કે, શા માટે બ્રાહ્મણ નાતોએ પોતાની નાત રૂપી સત્તાની મારફતે ફરજીઆત કેળવણી પોતામાં ન દાખલ કરવી? બ્રાહ્મણની પરંપરાની ફરજ ભણવું અને ભણાવવું છે તથા તેમનું બ્રાહ્મણ નામ ભણેલો એવી મતલબ ધરાવે છે તો શા માટે બ્રાહ્મણ અભણ રહેવો જોઇએ, અને અભણ હોય તેને તેની નાતે શા માટે પોતામાંનો બ્રાહ્મણ માનવો પણ જોઇએ? અમુક અમુક ધંધાએ ને અંગે જ નાતો બંધાયલી છે. લોઢું ઘડનારા તે લુહાર અને હજામત કરનારા તે હજામ. લુહારને લોઢુ ઘડતાં અને હજામને હજામત કરતાં આવડવીજ જોઇએ, એવી પરપરા ચાલેછે અને તે તે નાતોએ હજી પોતાની એ ફરજ છોડી દીધી નથી; માત્ર બ્રાહ્મણ કોમજ એવી છે કે જેણે પોતાની ભણવા ભણાવવાની ફરજ છોડી દીધી છે. હજામત કરતાં ન આવડે તે હજામ જ કહેવાય નહિ તેમ ભણતાં આવડે નહિ તે બ્રાહ્મણ જ કહેવાય નહિ, તેમ છતાં અત્યારે બ્રાહ્મણોમાં લાખોની સંખ્યાએ પુરૂષો અને સ્ત્રીઓ સાવ અભણ છે. એ લોકોને બ્રાહ્મણો કહેવામાં આપણે મોટું પાપ કરીએ છીએ. અસ્તુ અત્યાર સુધી જે થયું તે થયું પણ હવે ભૂલ્યા ત્યાંથી ફરીને ગણવા જેવું શા માટે ન કરવું? શા માટે બ્રાહ્મણોની નાતોએ પોતપોતાનાં પંચ ભરીને એવા ઠરાવ ના કરવા કે—**શાળામાં જવાને યોગ્ય ઉંમરનાં બાળકો (સ્ત્રી કે પુરૂષ) ને જે માબાપો શાળામાં નહિ મોકલે અને અમુક વર્ષ સુધી તેમ કરવાનું ચાલુ નહિ રાખે ત્યાં સુધી તેમનું લહાણું નાતરૂં બંધ રહેશે.** બ્રાહ્મણ નાતોની આંખ ઉઘડી હોય અને જો તેમને સન્માર્ગ દેખાયો હોય તો તેમણે આ કાયદો પોતાની જ્ઞાતીય સત્તાની મારફતે અમલમાં મૂકવાને તત્પર થવું જોઇએ. આ ઠરાવ કરવામાં આવે અને તેને જો ચીવટથી અમલમાં મૂકવામાં આવે તો અમે માનીએ છીએ કે માત્ર એકજ દસકામાં આપણે આપણા બ્રાહ્મણ નામને શોભાવતા થઇએ.

અમુક સત્તાના દાબ સિવાય જન મંડળોમાં કેટલાક સુધારા દાખલ થતા નથી અને બધા સુધરેલા દેશોમાં હાલ કાયદાઓની મારફતેજ લોક કલ્યાણની બાબતોમાં અમુક માર્ગે લોકોને પ્રવર્તાવવામાં આવે છે. આપણી નાતોનો મુખ્ય હેતુ પોતાના મંડળોમાં સત્તાના દાબથી સુધારો દાખલ કરવાનો છે અને તેથી સરકારની મારફતે આપણને અમુક ફરજ પાડવામાં આવે તેની પહેલાં નાતોએજ તે બાબત ઉપાડી લેવી જોઇએ. ભણવું ભણાવવું એ બ્રાહ્મણનો અનાદિકાળનો ધર્મ છે અને જ્યારે તે મુખ્ય ધર્મને બ્રાહ્મણોએ છોડી દીધો છે ત્યારેજ તેઓને ફરજ પાડવાની સત્તા નાતના સમજુ માણસોએ ચલાવવાની છે. બ્રાહ્મણોની નાતોમાં નમાલી અનેક બાબતોની ચર્ચાઓ થાય છે અને તેમાંથી મોટા મોટા કલેશો ઉત્પન્ન થાય છે તેના કરતાં આવી સારી બાબત તેઓ ઉપાડી લે તો તેનો કલેશ પણ સારા ફળનો આપનારો થાય. બ્રાહ્મણોની જુદી જુદી નાતોએ પોતામાં ફરજીઆત કેળવણી દાખલ કરવાની બાબત નાતની સત્તા મારફતે અજમાવી જોવા જેવી છે અને અમને ખાતરી છે કે જો અંતઃકરણ પૂર્વક એ બાબત નાતો મન ઉપર લે તો બ્રાહ્મણોમાં કેળવણીનો ઝટ પ્રસાર થાય. નાતોમાં આ પ્રશ્ન ઉપડે તે પહેલાં નાતોનાં મંડળોએ ઓન. મિ. ગોખલેના બીલને અનુમોદન આપવાના ઠરાવો પણ કરવા ઘટે છે.

# કાર્યાંકાર્ય્ વિચારનેજ ચાલવું જોઈએ.

અમુક કરવા યોગ્ય છે અમુક કરવા યોગ્ય નથી. 'વગેરે સંબધી જે વિચાર તે કાર્યાકાર્ય વિચાર. જીવવાળી સૃષ્ટિમાં મનુષ્ય જ એક એવું પ્રાણી છે કે જેને આવો વિચાર થાય છે. મનુષ્યેતર પ્રાણીમાં વિચાર કરીને ઠરાવ ઉપર આવવાની શકિત નથી તોપણુ કેટલીક સ્વાભાવિક પ્રેરણાઓને લીધે તે અમુક કાર્ય કરે છે અને અમુક કાર્ય કરતાં નથી. આહાર નિદ્રા ભય અને મૈથુન્યને લગતી પ્રવૃત્તિઓમાં પ્રાણીઓ પણુ કંઇક કર્ત્તવ્યાકર્તવ્ય વિચારતાં હોય એવું સમજાય છે. મનુષ્યેતર પ્રાણીઓમાં આ શકિત ખીલેલી જણાતી નથી તોપણુ તેઓ સ્વાર્થને લઇ અમુક વખતને માટે કાર્ય પુરતો પણુ કંઈક વિચાર કરતાં અથવા તેમનામાં જે પ્રેરણા શકિત છે તેને અનુસરી ચાલતાં જણાયાં છે. મનુષ્યમાં તે સુધરેલું હો કે જંગલી પરંતુ વિચાર કરીને કાર્યાકાર્યા નક્કી કરવાની શકિત છે, વળી મનુષ્ય પાછલા વખતના વૃત્તને યાદ કરવાની શકિત પણુ વિશેષ ધરાવે છે તેથી તે પોતાના પૂર્વજોના અનુભવનો પણુ લાભ મેળવી શકે છે. પોતાની બુદ્ધિથી બીજાના અનુભવના જ્ઞાનથી અને કાર્યાકાર્ય નક્કી કરવાના પ્રશ્ન સાથે જોડાયલા બીજા સંયોગોના લાભાલાભ ઉપર નજર પહોચાડી મનુષ્ય અમુક કાર્ય છે અને અમુક અકાર્ય છે એવો ઠરાવ કરી શકે છે. દરેક મનુષ્યમાં આ શકિત છે તોપણુ જીવનના વ્યવસાયમાં આવતા અનેક કાર્યાકાર્ય વિચારના પ્રશ્નો હર ઘડી નક્કી કરવાને બનતું નથી તેથી અનુભવીઓ અને જ્ઞાનીઓએ વિચાર કરી એક મોટા સમુદાયને કેવી રીતે પ્રવૃત્ત થવું-અથવા-ચાલવું તે નક્કી કરેલું હોય છે અને કાર્યાકાર્ય વિચાર કરી નક્કી કરેલું એ જે કંઇ પ્રવૃત્તિ નિયામક ધોરણુ તે શાસ્ત્ર કહેવાય છે. આ ધર્મશાસ્ત્રમાં રીતભાત, આચાર વિચાર, ચાલ ચલગત અને એકંદરે તમામ પ્રવૃત્તિના અમુક દેશકાળ અને પ્રજાના સ્વરૂપાનુસાર નિયમો આપેલા હોય છે. જે પ્રજા પોતાના એ ધર્મશાસ્ત્રને અનુસરે છે તે ઉન્નતિને શિખરે ચઢે છે અને જે તેને અનુસરતી નથી અથવા તેનાથી ઉલટી રીતે ચાલે છે તે નાશ પામે છે. આગળના આર્યો જે ઉન્નતાવસ્થા ભોગવતા હતા તે તેમના ધર્મશાસ્ત્રાનુસાર આચરણુને આભારી હતું અને પશ્ચિમ તરફની જે પ્રજાઓ હાલ ઉન્નતિ ભોગવે છે તે પણુ તેમના વ્યવહાર અને ચારિત્ર્ય નિયામક શાસ્ત્રને આભારી છે. દરેક પ્રજામાં આવા પ્રવૃત્તિ નિયામક નિયમો હોય છે અને જે પ્રજા તેને બરાબર અનુસરે છે તે, તેના એ નિયમો સુધરેલી પ્રજાના નિયમો સાથે સરખાવતાં ગમે તેટલા કનિષ્ટ હોવા છતાં પણુ ઉન્નતિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ઉંચી પ્રતિના હો કિંવા સામાન્ય હલકી પ્રતિના હો પરંતુ પોતાના લોકમાં પ્રચલિત નિયમોને અનુસરીને ચાલનારા લોકો ચઢે છે. સારા નિયમો હોય પરંતુ તે બરાબર પળાતા ન હોય તેના કરતાં કનિષ્ટ નિયમો હોય પરંતુ સારી રીતે ચીવટથી પળાતા હોય તો તેમાંથી લાભ થાય છે. વળી પોતાના નિયમોને અનુસરવાનો આગ્રહ રાખ્યા છતાં પણુ દરેક મનુષ્યની એ તો ફરજ જ છે કે તેણે દેશકાળ અને પરિસ્થિતિને યોગ્ય કાર્યાકાર્ય વિચાર કરીને જ પોતાનો માર્ગ લેવો. પોતાની પ્રજામાં પ્રવર્તતા નિયમો પાળવાની જેટલી જરૂર છે તેટલીજ બલકે તેથી પણુ વધારે જરૂર એ પણુ છે કે તેને અંધ શ્રદ્ધાવાળા થઇને અનુસરવું નહિ. આપણે હિંદુઓ

અને આગળ વધીને કહીએ તો આપણે એશિયાટિકો કંઇક કાર્યાકાર્ય વિવેક શૂન્ય અંધ શ્રદ્ધાને લીધે પણ પ્રાતને ભોગ પડયા છીએ એમ કહી શકાય.

પ્રજાઓની પ્રવૃત્તિને માટે જેમણે નિયમો બાંધ્યા છે તેમણે કોઈ ઠેકાણે તેને વજ્રલેપ વળગો રહેવાનું કહ્યું નથી, અને પ્રજાની સુખ પ્રવૃત્તિ ઇચ્છનારા એવું કહે એમ પણ માની શકાતું નથી. 'તર્ક ન કરવા' એવું શાસ્ત્રકારોએ એક ઠેકાણે કહ્યું છે તેની મતલબ એવી નથી કે, કાર્યાકાર્ય વિચાર કરવો જ નહિ, એની મતલબ તો એવી છે કે બહુ દોઢ ડહાપણ કરવું નહિ. 'બુદ્ધિને નહિ પણ શાસ્ત્રને વળગી રહેવું' એમ કહ્યું છે તેથી પણ બુદ્ધિ ચલાવવાનો નિષેધ સમજવાનો નથી પરંતુ બુદ્ધિ ચાપલ્ય ન કરવુ એવો અર્થ સમજવાનો છે. કાર્યાકાર્ય વિવેક કરવાની એવાં વચનોથી મનાઇ કરવામાં આવી છે એમ સમજવું નહિ. કાર્યાકાર્ય વિવેક કરવાનો પ્રસંગ આવ્યો હોય ત્યાં શાસ્ત્રને તેમજ બુદ્ધિને અનુસરીને નિર્ણય કરવાનુજ કહેલુ છે. કાર્યાકાર્ય વિવેક ન કરવો અને માત્ર શાસ્ત્રનેજ વળગી રહેવું એ તો જડતા છે. મનુષ્ય જેવા બુદ્ધિશાળી પ્રાણીને તે શોભા આપનારૂં હોય એમ કદી પણ કહી શકાય તેવુ નથી. 'કદી પણ વસ્ત્રનો ત્યાગ કરવો નહિ' એવો શાસ્ત્રાદેશ કંઈ બળી મરવાના હેતુવાળો નથી. શરીર ઉપરનું વસ્ત્ર અગ્નિએ ઝડપાયું એટલે સર્વથા ત્યાગને યોગ્યજ બન્યું કહેવાય, ત્યાં કાર્યાકાર્ય વિવેક કર્યા વગર એકલા શાસ્ત્રને વળગી રહી બળી મરાય નહિ. એ તો પછી જડતાજ કહેવાય, માટે વિચાર કરીને કાર્યાકાર્ય નક્કી કરીને ચાલવુ એજ મનુષ્યને શોભા આપનારૂં છે. આપણે કોઈ બાબતનો વિવેક કરતા નથી અને જડની માફક માત્ર રિવાજોનેજ વળગી રહીએ છીએ તેથી બીજી પ્રજાઓને મુકાબલે આપણે વધારે પ્રાચીનકાળથી સુધરેલા હોવા છતા પણ પડી ગયા છીએ. ધર્મશાસ્ત્રોમાં અને નીતિ વિષયક લેખોમાં આપણું આર્ય ડહાપણ બીજી કોઈ પણ પ્રજાના કરતાં ઉંચી જાતનું છે પરંતુ આપણે દેશકાળ અને પરિસ્થિતિને યોગ્ય તેનો વિવેક કરી શકયા નહિ તેને લીધે આવી અધમ અવસ્થાએ પહોચ્યા છીએ.

કાર્યાકાર્ય વિવેક કરી જોઇએ તો અત્યારે ઉપસ્થિત થએલા સુધારાના કેટલાક પ્રશ્ન એની મેળેજ ઉકળી જાય છે. 'પરદેશ ગમન' નો પ્રશ્ન કાર્યાકાર્ય વિવેક કરીજોતાં અત્યારે અકર્તવ્ય છે એમ કયી સંસ્કારી બુદ્ધિ નહી કહી શકે? આર્યો જે જુદા જુદા દેશોમાં ફરતા ફરતા આ દેશમાં આવેલા છે તે બીજા દેશમા જવાની પોતાના સતાનોને મનાઇ કરે એ માનીજ કેમ શકાય? વળી આપણા વેદથી માંડીને પુરાણ સુધીના ગ્રંથોમાં ઠેક ઠેકાણે સમુદ્ર પયાન અને પરદેશ ગમનની વાતો છે તે શું દેખાડી આપે છે? શામળ ભટની અને જુની વાર્તાઓ તથા કહેતીઓમાં આજ સુધી કહેવાતુ આવ્યું છે કે 'જે જાય જાવા' વગેરે. આફ્રિકાની સોનાની ખાણવાળા પ્રદેશની તપાસ કરનારાઓને ત્યાં આગળ જે જુનાં ખંડેર જણાયાં છે તે મદ્રાસ ઇલાકા તરફના હિંદુઓના પૂર્વજોએ કરેલાં હોય એવું સાબીત થાય છે. જાવામાં અને જાવાની આસપાસના બેટોમાં હિંદુ આર્યોની વસ્તી હતી અને હિંદુ મંદિરો તથા હિંદુ દેવોની પૂજા ત્યાંના લોકો કરતા અને અદ્યાપિ કરે છે. ટીબેટ, ચીન, જાપાન અને આખો પૂર્વ તરફનો પ્રદેશ, આર્ય વિચાર, આર્યધર્મ અને આર્ય રહેણી કરણી વાળો જણાય છે તે શું આર્યોના ત્યાં ગયા વગર? અર્થાત્ આગળના આર્યોએ પરદેશ ગમનની બંધી કરેલી ન હતી. તેઓ વેપારને માટે તેમજ નવાં નવા સંસ્થાનો વસાવવાને માટે

પરદેશ જતા ત્યાંની કન્યાઓ પરણતા અને ત્યાંના લોકોને પોતાના શિક્ષણનો લાભ આપી પોતાની સાથે મેળવી દેતા હતા. રાણી નંદકુંવરબાના ગો પરિક્રમણના પુસ્તકમાં જણાવ્યું છે કે જાપાનની સ્ત્રીઓની બધી રીતભાત હિંદુ સંસારની સ્ત્રીઓને મળતા આવે છે અને મનુસ્મૃતિના ધોરણે જ ત્યાં સ્ત્રી જાતિની વ્યવસ્થા થઇ હોય તેમ જણાય છે. પશ્ચિમ તરફના યુરોપિયનો જેઓ પૂર્વે આવ્યા હતા તેમની સાથે પણ હિંદુસ્તાનના આર્યો બધો સંબંધ રાખતા હતા. લગ્ન સંબંધ પણ તેઓ વચ્ચે થતા. સિકંદરની સવારી પછી ગ્રીક યુરોપિયનો અને હિંદુઓ એક બીજાના બહુજ નિકટ સંબંધમાં આવ્યા હતા એમ આપણા સંસ્કૃત અને બૌદ્ધ સાહિત્ય ઉપરથી જણાય છે. વળી સિક્કાઓ અને લેખો ઉપરથી પણ એમ પુરવાર થાય છે કે હિંદુઓ અને પરદેશીઓ નાત જાતના કશા પણ વાંધા વગર એક બીજાની સાથે ભેળાતા હતા. આ પ્રમાણેનાં પૂર્વ વૃત્ત અને હાલ પ્રાપ્ત થએલી સ્થિતિ ઉપર વિચાર કરીને કાર્યાકાર્ય વિવેકથી જોઇએ તો પરદેશ ગમન સામે કશો પણ વાંધો રહેતો નથી. હિતનું દરેક કાર્ય કરવું, ગધેડાની પાસેથી પણ અમુક અમુક ગુણો લેવા એવો શાસ્ત્રનો આ દેશ છે તો પછી બીજી પ્રજાઓ જે આપણામાંની જ છે અને આપણે તેમનામાંથી ઘણું શીખવાનું છે તે પ્રજાઓના દેશમાં શા માટે ન જવું તથા શા માટે તેના નિકટ સંબંધમાં જતાં જુના અજ્ઞાનજન્ય અશાસ્ત્રીય લોક રિવાજને વળગી રહેવું ? કાર્યાકાર્ય વિવેક શૂન્યતા-નુંજ આ પરિણામ છે. જ્ઞાતિ બંધનનો બાળ લગ્નનો અને બીજા અનેક દુઃખદેણુ રિવાજોના પ્રશ્નો કાર્યાકાર્ય વિવેક વિચારથી આપણે તપાસીએ તો તે ટકી શકતા નથી. હાલ એવો કાળ આવ્યો છે કે જ્યારે આપણે બુદ્ધિનું શરણુ લઈ કાર્યાકાર્ય વિવેક કરી આપણી ઉન્નતિ સાધી લેવી જોઇએ. જડ કે અજ્ઞાની મનુષ્યની માફક પાડેલે ચીલે આંખો મિચીને ચાલ્યા જવું એ હવે આપણને શોભા આપતું નથી. આગળ જણાવ્યું છે તેમ પશુઓ અને પંખીઓ પણ દેશકાળને યોગ્ય કાર્યાકાર્ય વિવેક કરીને વર્તે છે તો આપણે મનુષ્ય જેવા મનુષ્ય થઇ, કાળે ઉનાળે ધાબળીઓ પહેર્યા કરીએ તે શોભતું નથી. દરેક માણસે દરેક પ્રસંગે શું કાર્ય અને શું અકાર્ય છે તેનો વિવેક કરીને જ વર્તવું જોઈએ અને આપણે હવે જુની અજ્ઞાન અંધાર પછેડીને ફેંકી દઈ ઉજવળ કાળ સામું જોઇને કાર્ય હોય તે કરવાને તત્પરતા બતાવવી જોઇએ.

---

# ધર્મમૂર્તિ રાણે.

**ને તેમના ઉદ્યોગ ગૃહની મુલાકાતઃ—**

---

छायावन्तो गतव्यालाः स्वारोहाः फलदायिनः
मार्गद्रुमा महान्तश्च परेषामेव भूतये ॥

હમે બધા અમેરીને સ્ટેશને ઉતર્યા ને ત્યાંથી જુવા વા જુઇ ગામના ભોમીઆને

લીધો આમ્રને તાડના કાનનો ને રમણીય માર્ગ વટાવી નાવદ્વારા ખાડી ઓળંગી—જુવે ગયા. રાણે સાહેબનું ઘર તરતજ જડી આવ્યું; માણસની સાથે વરદી પહોંચાડી કે થોડી વારમાં એક મધ્યમ કદનો, મજબુત બાંધાનો, કેશરહિત ઉઘાડાં માથાંથી શ્વેત વસ્ત્ર ને સુંદર ચાખડીથી, કોઇ મહાન્ યોગીના જેવો દેખાતો પુરુષ આવ્યો—પછી જણાયું કે આ ઉદ્યોગ ગૃહના માલીક મી. રાણે પોતેજ હતા. આવા વરસાદમાં કેમ આવ્યા ? કોણ કો ? ક્યાંથી આવ્યા ? શું ધંધો કરોછો—વીગેરે જાણી લેઇ ઉદ્યોગ ગૃહ બતાવવા માંડયું.

આ લાકડાંની તરવાર છે,—આવોજ બાલો છે. હમો દીંગ થઇ પુછ્યું કે શું આ લાકડાંની છે; આવી સુંદર ! હા. એ જર્મનીમાં ઘણી ખપેછે. આ ચિત્ર છે જેને માટે અમને સુવર્ણ ચાંદ બક્ષીસ મળેયો છે. બીજાં કેટલાંક ચિત્ર બતાવી હમને ઉપર લઇ ગયા જ્યાં એક ઓરડામાં વાંસને સાગમાંથી બનાવેલી ચીજો જોઇ આશ્ચર્ય પામ્યા. વાંસની મળીમાંથી બનાવેલો સુંદર પડદો, સાગના પ્યાલાપર એક ઝાડની સુંદર છાલ મ્હોડવાથી અધિકતર સુદર થયેલો પ્યાલો જોઇ, રાણે સાહેબની અદ્ભુત પ્રશંસા કરતા કરતા બીજા ઓરડામા ગયા. ત્યાં આપણા જેવા અજ્ઞાન પુરુષ કચરો કાઢી ફેંકી દે છે એવી વસ્તુ-ઓથી બનાવેલા મનોહર પદાર્થો નિહાળી હમો સ્તબ્ધજ થઈ ગયા દાખલા તરીકે નાળી-એરની ત્વચા ને તેનીજ કાચલીમાંથી બનાવેલ અનેક ચીજો, કુમળાં નાળીએરમાંથી કોરી કાઢેલી મનુષ્યાકૃતિઓ, બટનો વીગેરે. હમોને વળી સ્તબ્ધ થયેલા જોઈ રાણે સાહેબે કહ્યું " આ એમાં શું છે ! જુઓ આ એક ઝાડની છાલ છે તેનીપર જરા આ લાકડાંની પટીઓ ચોઢીછે. વળી આ અહીં બે ચાર એવીજ લગાવશે કે એક લેડી ( ની આકૃતિ ) થઇ જેની કીંમત જોઇએ એટલી મળે છે. કામ કરો તો પૈસા મળે તમે લોક આળસુ છો કામજ નથી કરત " એમ બોલતા બોલતા નીચે ઉતર્યા ને જે ઓરડામાં બાર દીવસ પર્યંત પેટીએ તાળું દઇ સીલ કરી પોતાના સમાધિસ્થ દેહને રાખવામાં આવ્યો હતો, જેના દર્શન કરવા મ્હોટા મ્હોટા ઘણા પુરુષો લા ગયા હતા, તે ઓરડો દેખડાવ્યો. યોગ કોઇને શીખવો હોય તો શીખવો છો કે કેમ એમ હમારામાંથી એકે પૂછ્યું " હા એની કાંઇ હજી મના થઇ નથી " જવાબ મળ્યો. ત્યાંજ વિવિધ તરેહના પતંગીઆની પેટીઓ,—જે એકેકની બે થી ચાર ગીની સુધી કીંમત મેળવી શકાય છે,—કેટલાંક ઇંડાઓ કૃત્રિમ વીંછી વીગેરે એવાં બીજાં પ્રાણીઓ જોયાં. એની પાસેના ખડમાં કેળના રેસામાંથી તાં-તણા,—જે તાંતણાના વસ્ત્ર તેમજ મજબુત દોરડાં બને છે—કાઢવાનું યંત્ર હતું. તેમાંથી તાંતણા કાઢવાની સુલભ યુક્તિ ને તેના પ્રમાણમાં નજીવી કીંમત જોઇ હમો અચંબો પામ્યા. બીજા ઓરડામાં ગયા ત્યાં રેશમ કહાડવાનો સંચો, ખેતીને ઉપયોગી થઇ પડે એવાં ઓ-જારો વીગેરે જોયા. ત્યારબાદ ૧૪ ફીટ લાંબો અજગર ને જાપાનના સંદેશો લઇ જનાર કબૂતરો, કેટલીક જાતના શુવેર, જેમાંના એકમાં ! કેટલીક મેળવણીથી કૃત્રિમ હાથી દાંત બનાવી શકય છે, તે બતાવવામાં આવ્યું. છેવટ પોતાના ઘરની નતોજત ભૂમિવાળી ભીંતોને પણ, કેટલીક જોવા લાયક ગુફાઓની પેઠે, ચિત્રોથી કેવી સુશોભિત કીધી છે તે જોયું.

આ પછી રાણે સાહેબને પૂછતાં માલમ પડયું કે એમના હાથ નીચે ૩૯૭ માણસો કામ કરેછે, જેમાંના ઘણાખરાની થાપણ રૂ. ૧૦૦૦ ઉપર બેંકમાં છે એમને એમના કામો

મારે ૫૮ ચાંદો મળેલા છે. દીલ્હી દરબાર શણગારવાનું કામ એમને સોંપવામાં આવ્યું છે. દેશ પરદેશથી માલ મંગાવવાના ઓરડરો આવેલા છે જે અમે પ્રત્યક્ષ જોયા. એ પુરૂષ જ્યોતિષને વૈદ્ય વિદ્યા વીગેરે જાણે છે. આ બધું શીખવી દેવા એ મહા પુરૂષ તત્પર છે. છેવટે આ મહાપુરૂષ—યોગીને—નમન કરી હમોએ રજા લીધી.

ૐ નમઃ શિવાય.

---

# આપણા સમાજ ની આર્થિક સ્થિતિ.

આપણોજે સમાજ હાલ બ્રાહ્મણુ ને નામે ઓળખાય છે તે સમાજની આર્થિક સ્થિતિ કેવી છે, અને તે સુધારવાને આપણામાં કેવા ગુણો અને કેવાં કર્તવ્યોની આવસ્યકતા છે તેનો આપણે વિચાર કરીએ.

હાલમાં એવો યુગ ચાલે છે કે સમસ્ત જગતની પ્રજાઓ પોત પોતાની આર્થિકસ્થિતિ ઉચ્ચતર કરવાને મથે છે, અને પ્રજાઓની મહત્તા તેમની આર્થિક સ્થિતિથી અંકાતી આપણે જોઇએ છીએ. આ સ્થિતિમાં આપણે આપણી પ્રાચીન ઉચ્ચ ભાવનાઓ ને અવલંબી આપણી આર્થીક સ્થિતિ તરફ દુર્લક્ષ રહેવું એ કોઇ પણ રીતે ઉચિત નથી. કાળ ફરે છે તે પ્રમાણે સ્થિતિ, ધર્મ, નિયમો વ્યવસ્થા બવામાં ફેર ફાર થાય છે, તે પ્રમાણે જે સમાજો ફેરફાર કરે છે તે જગત્માં ટકી શકે છે, અને જે પ્રજાઓ તે પ્રમાણે ફેરફાર કરતી નથી તેને કાળ એક પ્રવાહમાં ધસડે છે અને છેવટે ફેંકી દેછે.

પ્રાચીન સમયમાં આ દેશમાં વસ્તી થોડી હતી, અને વન તથા ઉપવન ઘણાં હતાં. ઇતર પ્રજાઓ સાથે આવજાનો વ્યવહાર માર્ગ ખુલ્લો નહિ થયેલો હોવાથી ધન, ધાન્યની અત્ર રેલછેલ જોવામાં આવતી હતી અને ફળ ફૂલ વગેરે પુષ્કળ મળતાં હતાં. વળી ગોધન પુષ્કળ હોવાથી ઘી દૂધ આદિ ઉત્તમ પદાર્થો પણ પુષ્કળ અલ્પ પ્રયાસે પ્રાપ્ત થઇ શકતા હતા. આસ્થિતિમાં વળી બ્રાહ્મણ સમાજ ઉચ્ચ ગણાતો હોવાથી તથા તેમના તરફ રાજા પ્રજાનો પુજ્ય ભાવ હોવાથી તે સમાજ ને બહુ કે અલ્પ પણ સંચય કરવાની જરૂર રહેતી નહિ. નિર્ધન બ્રાહ્મણ વિદ્યા સંપાદન કરી કોઇ રાજાને ત્યાં યજ્ઞાદિક કર્મમાં અથવા સભામાં વિદ્વત્તા બતાવી પોતે અમુક સ્થાન પ્રાપ્ત કરતો આપણે ઘણી કથાઓમાં જોઇએ છીએ. આ ઉપરથી આપણને માલુમ પડે છે કે પ્રાચીન સમયને હાલના સમયમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. અને તેથી તે સમયની સ્થિતિ હાલમાં રાખી શકાય તેમ નથી તેમજ તે ઇચ્છવા યોગ્ય પણ જણાતી નથી. હાલમાં તો જગત્ની સમગ્ર પ્રજાઓ એક બીજાની સાથે એકમેક થઇ રહી છે. જગતના સમગ્ર દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓની આપલે થઇ શકે છે, અને તેની ખરીદમાં ધનાઢ્ય પ્રજા ફાવે છે તેવી સ્થિતિ છે. આપણા દેશમાં પણ ચાલતી પરંપરા પ્રમાણે અપાતી કેળવણી લઇ પંડિતોની કક્ષામાં ગણાનારા યુનિવર્સિટીમાં-

થી નીકળનારા ગ્રેજ્યુએટોને પણ એ બી સી શીખતાજ વિદ્યા પાઠ્ઠ કેટલો બધો દ્રવ્ય નો વ્યય કરવો પડે છે તે કોને અજાણ્યુ છે? તો ચાલતા સમયમા આપણા સમાજે પણ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને પ્રયત્નવાન થવુજ જોઇએ આટલો વિચાર કર્યા પછી હવે આપણે જોઇએ કે આપણી આર્થિક સ્થિતિ હાલ કેવી છે, અને તે સુધારવાને કેવા પ્રયત્નની આવશ્યકતા છે એ વાતતો નિર્વિવાદ છે કે આપણા હીંદુ સમાજમા ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમા બ્રાહ્મણજ્ઞાતિ પ્રમાણમા ઘણીજ નિર્ધન છે, આ માસિક દ્વાર અનેક લેખમા આપણે જોયુ છે કે બ્રાહ્મણોના પણ હાલ ઘણા વર્ગ પાડી શકાય પરંતુ તે બધામા વિદ્યા પ્રાપ્ત કરી પોષણ કરનારાનો સમાજ ઘણો થોડો છે, અને તે સખ્યામા ઘટાડો થતો જાય છે, પરતુ બીજો જે ભાગ ફક્ત ભીખ માગીને કે કેવળ પાણી પાવાના રાધવાના એવા હલકા ઉદ્યોગો કરીને પોતાનો નિર્વાહ ચલાવનારા છે તે વર્ગની સખ્યામા આપણે દિનપરદિન વધારો થતો જતો જોઇએ છીએ બ્રાહ્મણ સમાજ ને હવે પરાવલબી રહેવુ યોગ્ય નથી વિદ્યા પ્રાપ્ત કરવી અને તે પણ પોતાના વ્યવહાર ઉપયોગી દ્રવ્ય પ્રાપ્ત કરવામા આપણને સ્વાશ્રયી બનાવે તેવી પ્રાપ્ત કરવી તે તરફ આપણે લક્ષ આપવુ જોઇએ હાલમા નોકરીનોજ યુગ ચાલે છે માટે રાજ્યની ઉચ્ચ નોકરીઓ તેમજ પ્રથમ અથવા દ્વીતિય પ્રકૃતિનો વ્યાપાર આ બે રસ્તાજ આર્થિક સ્થિતિ સુધારવાના નજરે પડે છે અત્રે કેટલુક જ્ઞાન મેળવી પરદેશોમા જઈ ત્યાના અત્રે નહાના પાયા ઉપર ચલાવી શકાય તેવા ઉદ્યોગોને અત્રે ખોલવા તેમજ અત્રેની અપાતી કેળવણીમા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી સરકારની ઉત્તમ નોકરીઓમા આગળ પડવુ આ બે રસ્તા આપણા સમાજની આર્થિક સ્થિતિ સુધારવાના હાલમાતો લભ્ય જણાય છે આ સિવાય બીજા ઉપાય સુઝે તેમ નથી સેવા એ કનિષ્ઠ ગણાય છે તે વાત ખરી છે પરતુ કાશી જેવા ક્ષેત્રમા બાર વર્ષ રહી સારો અભ્યાસ કરી સસ્કૃતમ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ માસિક ૩૦ કે ચાલીસ રૂપૈયા પણ પ્રાપ્ત કરતા ઘણી મુશ્કેલી પડે એવી જ્યા બ્રાહ્મણોની સ્થિતિ છે ત્યા સેવા તે પણ ઉચ્ચ પ્રકારની શુ કામ અધમ ગણવી તે સમજી શકાય એમ નથી આ બધામા એટલે અર્થ પ્રાપ્તિના વિચારમા આપણે એક બાબત તરફ ખાસ લક્ષ આપવુ જોઇએ, અને તે એકે આપણે મનુ મહારાજની આજ્ઞા પ્રમાણે ઉદર પોષણ માટે ગમે તે ધધો પસદ કર્યો હોય પરંતુ આપણે આપણું બ્રાહ્મણત્વ આપણાથી અળગુ ન થાય તે ધ્યાનમા રાખવુ જોઇએ આ બ્રાહ્મણત્વથી તે અનેક પ્રસગે કહેવાઈ ગયુ છે સત્ય દમ, પ્રમાણિકપણુ, અસ્તેય, ઇશ્વિરાર્પણ બુદ્ધિ, નિડરતા, ધૈર્ય, તિતિક્ષા આદિ જે જે ઉચ્ચ ગુણો જાગવી રાખવાનુ આપણને આપણા ઋષિમુનિયો કહી ગયા છે તે આપણે પ્રાણાન્તે પણ છોડવા ન જોઇએ તેના પાયા ઉપર સ્થિર રહી આપણે આપણી ઈમારત ગમે તેટલી ઉચી બનાવીશુ તો પણ તેને કોઇ પણ પ્રકારનો વિનાશનો ભય રહેશે નહિ, અને તે પાયા વિના જો આપણે કુદીશુ તો અવસ્ય આપણે ઉચે જઈજ નશકી એ તેવી અવદશાને પ્રાપ્ત થઇશુ માટે સમયને માન આપીને આપણે કેટલાક આચાર વિચારમા ફેરફાર કરવો પડે તો તે કરવો તેમાં ધર્મનો કદી પણ બાધ આવતો નથી, પરતુ આપણા બ્રાહ્મણ જીવનનો આધાર જે વસ્તુ ઉપર છે તે આપણું જ્ઞાનમય અને તપો મય જીવન કદી પણ આપણે ગમે તે સ્થિતિમા, ગમે તે સમયમા અને ગમે તે દેશમા ત્યાગ કરવુ નહિ

આર્થિક સ્થિતિ અથવા સમસ્ત સામાન્ય સ્થિતિ ઉચ્ચ થવાનો મુખ્ય આધાર કેળવણી ઉપર છે; પરંતુ ચાલતી કેળવણીમાં એકદમ જોઇતો ફેરફાર થઇ શકે એમ જણાતું નથી. માટે આ લેખમાં આપણે ચાલતી સ્થિતિમાં કોઇ જાતનો અસાધારણ ફેરફાર કર્યાવિના આપણા સમાજની આર્થિક સ્થિતિ કેમ સુધારી શકીએ તે તરતજ લક્ષ આપ્યું છે. આમાં બતાવેલા વિચારો ઉપરાંત આપણે આપણામાં ધીમે ધીમે સહાયક બળ પ્રેરવું જોઇએ, આપણાં ગૃહોમાં કુટુંબોમાં મંડળોમાં જ્ઞાતિઓમાં સંપ નહોવાથી તથા અન્યોન્ય સહાય મળવાનો અવકાશ નહોવાથી આપણને આપણી સ્થિતિ સુધારવામાં ઘણી હરકતો નડે છે. તે અડચણોને દૂર કરવાને આપણે સહાયક બળ ઉત્પન્ન કરવું જોઇએ. વળી સાહસ, પરાક્રમ, ઉદ્યોગ, સહન શિલતા, ચપલતા, વ્યવહાર કુશલતા આદિ અનેક ગુણો આપણે ખીલવવાની જરૂર છે, કારણ કે તે વિના આપણે ચાલતી સ્પર્દ્ધામાં ટકી શકીએ એમ નથી.

આ ઉપરાંત આપણા ચાલતા આવેલા કથા, કીર્તન, કર્મકાંડ આદિ ઉદ્યોગોમાં પણ ઘટતા ફેરફાર કરવાની આવશ્યકતા છે.

ગોર તથા પુરોહિતોએ સમયને અનુકુળ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. વિદ્વાન પશ્ચિમની કેળવણી પ્રાપ્ત કરેલા યજમાનોનાં મનને કેવી રીતે રીઝવવાં, તેમના મનમાં ઉઠતા અનેક સંશયો અને તેને બુદ્ધિવાદથી કેવીરીતે દૂર કરવા, પોતે પોતાના જ્ઞાનથી તથા ઉચ્ચ ચરિત્રથી તેમના ઉપર કેવી ઉત્તમ છાપ બેસાડવી વગેરેનો વિચાર કરવો જોઇએ. અને ઉત્તમ વિદ્વાન બ્રાહ્મણો તેમજ બ્રાહ્મણ ગ્રેજ્યુએટોએ કથા કીર્તન આદિ આપણા પ્રાચીન ધંધાઓને નવા જમાનાના વિચારોથી પુષ્ટ કરવા જોઇએ [illegible] નવીન કેળવણી પામેલા હીંદુઓને પણ ધાર્મિક શિક્ષણ - મુકી દે છે, અથવા તો ફક્ત નામનું જ ટકાવી રાખી શકીએ. પ્રાસંગિક ે

બ્રાહ્મણોએ પોતાના ઉચ્ચ ધ્યાનમાં લેતાં આપણને માલુમ પડી આવે છે કે હરકોઈ મંડળ નામાં જ ખોટા વિચારોને કાંઇ પણ કામ કરવાને અસમર્થ હોય છે. ગુજરાતના મંડળોનો એ આ બાબત પોતએ જુઓ કે આ મંડળોએ આજ દિન સુધી કાંઇ કામ કર્યું છે? જો ર્થિક સ્થિતિ સુ ઉપર દર્શાવેલાં કાર્યો કરવા ઇચ્છા રાખતું હોય તો જ્યાં સુધી જ્ઞાતિના માવેશ કરી શ રહેશે ત્યાં સુધી કાંઇ કામ કરી શકશે નહિ. પરંતુ રા. મણિલાલ છબારામ ઉભુ રહે નહિ માસિકના આગલા અંકમાં લખેલા પત્ર પ્રમાણે સમગ્ર બ્રાહ્મણ જ્ઞાતિઓમાંનાં ઉચ્ચ ચારિત્ર અગ્રેસરોનું એક મંડળ ઉભું કરવામાં આવે અને અંદર પરસ કન્યાનો બાંધ લે દિશાની સ્થિતિ વિહાર બાંધવામાં આવે તો જ ગુજરાતના પાછળ પડેલા બ્રાહ્મણોમાં કાંઇક ત્વ વધારો એ આવશે, નહિ તો તેમની સામાજિક સ્થિતિમાં કાંઈ પણ ઉન્નતિ થવી તે હમે-

અસંભવિત રહેશે.

# આપણાં બોર્ડીંગ હાઉસો કેવાં હોવાં જોઈએ.

હાલમાં દરેક જ્ઞાતિ મ્હોટા શહેરોમાં પોતાની જ્ઞાતિના નિરાધાર બાળકોને માટે બોર્ડીંગ હાઉસો ઉઘાડતી આપણે જોઇએ છીએ. હજામ જેવી જ્ઞાતિઓ પણ કોન્ફરન્સ મેળવે છે, અને પોતાની જ્ઞાતિના પરગામના છોકરાઓને અમદાવાદ જેવા શહેરમાં ભણી શકે તેને માટે રહેવાની અને ખાવા પીવાની સગવડો કરી આપવાના ઠરાવો પસાર કરે છે, અને બનતા પ્રયત્ને તેવા બોર્ડીંગ હાઉસો ઉઘાડે છે પણ ખરા. આવાં બોર્ડીંગ હાઉસોથી સમાજની સ્થિતિ કેટલે સુધી સુધરી શકે અને આપણાં બ્રાહ્મણ વસતિ ગૃહો કેવાં હોવાં જોઇએ તે સંબંધી આપણે વિચાર કરીએ.

સમાજની સ્થિતિ સુધારવાને ચાલતી કેળવણી દરેક વ્યક્તિને આપવી જોઇએ. અને તે પ્રકારની કેળવણી દરેક બાળકોને મળે તે પ્રકારની વ્યવસ્થા સમાજ તરફથી થવી જોઇએ. આ હેતુ આવા બોર્ડીંગ હાઉસોથી કેટલેક દરજ્જે ફલિત થાય છે. પરગામમાં રહેનાર તથા શહેરમા ભણવા રહેનાર બાળકોને સારી દેખરેખની તથા સંભાળની જરૂર રહે છે, તેમ જ કેટલાક ગરીબ બાળકોને હાલની વિદ્યા પુષ્કળ ધન વિના પ્રાપ્ત થાય તેવી નહોતાં, પુસ્તકો, ફી વગેરેની સહાયની પણ જરૂર હોય છે. માટે આવાં બોર્ડીંગ હાઉસોથી આપણે એક સારૂં ફંડ કરી સમાજની ત્રણ પ્રકારની સેવા બજાવી શકીએ.

૧. સમાજના પરગામના બાળકો જેમને તેમના માબાપની દેખરેખ તળે રહીને અભ્યાસ કરવાની વ્યવસ્થા ન હોય તેમને શહેરની જ્ઞાતિના આગેવાન સુધરેલા સજ્જનોની દેખરેખ તથા સંભાળ તળે રાખી શકાય.

૨. પરગામના ગરીબ વિદ્યાર્થિઓને ઓછે ખર્ચે સારૂં રહેવાનુ તથા ખાવાનું મળે એવી વ્યવસ્થા કરી શકાય.

૩. જે સાધન વિનાના જ્ઞાતિ ભાઇઓ હોય તેમના બાળકોને સાધન પુરાં પાડી આવાં બોર્ડીંગ હાઉસમાં રાખી વિદ્યા આપવાની સગવડ કરી આપી શકાય.

આ ત્રણ પ્રકારથી બીજા કોઇ પણ પ્રકારની સેવા આપણે બજાવી શકીએ એવું આ પ્રકારનાં બોર્ડીંગ હાઉસોમાં સંભવિત નથી.

હવે આપણે જોઇએ કે આપણાં બોર્ડીંગ હાઉસો કેવા પ્રકારની જરૂરીઆતો પૂરી પાડી શકે તેવાં જોઇએ, અને તે જ જરૂરીઆતો કેવી રીતે પુરી પાડી શકાય. હાલમાં ઉપર આપણે જોઇ ગયા તેવી જરૂરીઆતો પુરી પાડનાર સંસ્થાઓની પણ આપણને ઘણી જ જરૂર છે, પરંતુ સામાન્ય જ્ઞાતિઓનાં બોર્ડીંગ હાઉસો કરતાં આપણા બ્રાહ્મણ જ્ઞાતિનાં બોર્ડીંગ હાઉસોનો હેતુ ઉચ્ચ હોવો જોઇએ. હાલની કેળવણીમાં જે જે ખામીઓ છે. તેમાંની કંઇક પુરી પાડવી એ આપણાં બોર્ડીંગ હાઉસોનો હેતુ હોવો જોઇએ. ઇગ્લાંડ આદિ કેળવાયલા દેશોમાં ઇટન, રગ્બી આદિ સ્થળે જેવી બોર્ડીંગ સ્કૂલ્સ હોય છે. તેવા પાયા ઉપર જ્યારે આપણાં બોર્ડીંગ હાઉસો કામ કરે ત્યારે જ આપણે કંઇક સંગીન ફેરફાર આપણા સમાજમાં જોઇએ. એટલે કે આપણાં બોર્ડીંગ હાઉસોમાં ત્રણ બાબતોનો સમાવેશ થવો જોઇએ.

૧. બ્રાહ્મણપણું જળવાય તેવી ખાસ ગોઠવણ કરવામાં આવવી જોઈએ. એટલે કે હાલની ચાલતી કેળવણીની પદ્ધતિમાં જે ધાર્મિક અને નૈતિક શિક્ષણ મળી શક ન

તે આપણાં બોર્ડીંગ હાઉસોમાં આપવું જોઈએ, તેમજ બ્રાહ્મણપણું જળવાઈ રહે અને બ્રાહ્મણપણાના ગુણોમાં વધારો થાય એવી યોજનાઓ આચાર વિચાર વગેરેની કરવી જોઇએ અને એક આ કાર્યને યોગ્ય વ્યવસ્થાપક બોર્ડીંગમાં રહેવો જોઈએ, જેની દેખરેખ તળે બ્રાહ્મણ બાળકો પોતાના ધર્મનું જ્ઞાન તેમના ચાલતા અભ્યાસમાં કોઇ પણ જાતનો વાંધો ન આવે તેવી રીતે મેળવી શકે.

૨. આ પછી બીજી બાબત એ છે કે હાલમાં વધતી જતી જીવન સ્પર્દ્ધાને લીધે જે માબાપો ઉદ્યમમાંથી પોતાનાં બાળકોની યોગ્ય સંભાળ લેવાનો સમય ન મેળવી શકે તેઓ આ બોર્ડીંગમાં તેમનાં બાળકોને મુકવાથી તે ખોટ પુરી થતી જોઈ શકે. એટલે કે જેને ગૃહશિક્ષણ ( home education ) કહેવામાં આવે છે, અને જે હાલમાં બરોબર આપવામાં આવતું નથી તે શિક્ષણ આ શાળાઓમાં બાળકોને મળે એવી ગોઠવણ દરેક જ્ઞાતિના બોર્ડીંગ હાઉસના વ્યવસ્થાપકોએ કરવી જોઈએ. અને ઘરમાં ઉત્તમ વ્યવસ્થા હોતાં જે ગુણો બાળકોમાં કેળવાય છે, તેવા ઉતમ ગુણો અત્રે કેળવાય એવું નૈતિક શિક્ષણ મળે તેવી વ્યવસ્થા થવી જોઇએ.

૩. અને ત્રીજી ગોઠવણ બાળકોને સારી શરીર સંપત્તિ પ્રાપ્ત થાય તેને માટે કરવી. જોઇએ. હાલમાં હીંદુ સમાજનું ( physique ) સ્થૂલ શરીર દિનપ્રતિદિન બળમાં ઘટતું જતું જણાય છે, માટે બોર્ડરોનું શરીર સુદૃઢ મજબૂત અને ટાઢ, તડકો, હાડમારી વેહી શકે એવું બનાવવાની ખાસ કાળજીની જરૂર છે. આને માટે હવા ખોરાક, પ્રમાણમાં મહેનત આદિનો વિચાર તથા વૈદક સંબંધી જ્ઞાનની સહાય આ અગવડોની પણ ખાસ જરૂર છે.

ઉપર આપણે આપણાં બોર્ડીંગ હાઉસો કેવાં જોઈએ તેનું કાંઇક દિગ્દર્શન કર્યું. હવે આપણે તે કેવી રીતે થઇ શકે તેનો વિચાર કરી જોઇએ. આપણે હાલમાં જોઇએ છીએ કે જુના સમયમાં જેમ રાજાઓ તથા ધનાઢ્ય વ્યાપારીઓ બ્રાહ્મણોની દ્રવ્યાદિકની જરૂઆતો પુરી પાડતા તેમ હાલમાં કોઈ પાડે તેમ નથી. આપણા ઉપરની શ્રદ્ધા દિન પ્રતિદિન ઓછી થતી જાય છે. આપણે સ્વાશ્રયી બનવાની પણ ઘણીજ જરૂર જણાતી જાય છે, તો તેવા સમયમાં આપણે બીજા ઉપર આધાર રાખવો એ ખરેખરૂં મૌર્ખ્યજ કહેવાય. આટલા માટે આપણે આપણા સમાજની અંદરથીજ પોતાની ઉન્નતિ માટે જોઈતાં સાધનો એકત્ર કરવાં જોઇએ.

આ માસિકમાં અમે એક કરતાં વધારે વખત જણાવી ગયા છીએ કે. બ્રાહ્મણ સમાજ એવા નહાના નહાના વર્તુલોમાં વહેંચાઈ ગયો છે, અને આ નહાના નહાના વર્તુલોમાં એટલા બધા અંતઃકલેશો આપણને માલુમ પડે છે કે આપણે આ નહાના મમત્વથી દૂર રહીને કોઇ હૃદય વિશાળ કરીને કાર્ય આરંભીશું તોજ આપણે વિજય મેળવી શકીશું, અને કાંઇક સંગીન કાર્ય કરી શકીશું. માટે આપણે આપણું ક્ષેત્ર વિશાળ કરી આપણાં બોર્ડીંગ હાઉસોને માટે ધીમે ધીમે પણ સંગીનપણે ફંડ એકત્ર કરવા પ્રયત્ન કરવો જોઇએ. અને કાર્ય ઉત્તમ બને તેમ તેમ તેનું ક્ષેત્ર વિશાળ થતું જાય અને સાધનો વધતાં જાય આવા કાંઇક રસ્તા ઉપર કાર્ય કર્યા કરવું. સ્થળ સંકોચને લીધે આ વિષય વિસ્તારથી ચર્ચાયો નથી, પરંતુ અન્ય બંધુઓ આ વિષયની ચર્ચામાં ભાગ લેશે તો સમાજ ઉપર ઉપકાર થશે, કારણ કે કાર્ય થવા પહેલાં આવા વિષયો વિવિધ દૃષ્ટિબિંદુથી વિચારવાથી સમાજને ઘણા ઉપકારક થઇ પડે છે.

---

# રા. રા. મણિલાલ છબારામ ભટ્ટનો વિદ્વાન બ્રાહ્મણ બંધુઓને એક ખુલ્લો પત્ર.

આ માસિકના ગયા અંકમાં અમદાવાદના વિદ્વાન બ્રાહ્મણોને રા. રા. મણિલાલ છબારામ ભટ્ટે એક ખુલ્લા પત્ર દ્વારા વિનતિ કરી હતી અને તેને માટે ચર્ચા કરવાનું પણ આમંત્રણ આપ્યુ હતું. ચર્ચાનો વિષય એક નવી નાત ઉભી કરવાનો છે. હવે આ વિષય આપણે તપાસીએ અને તેની સમાલોચના કરીએ. રા. મણિલાલ પ્રથમ બતાવે છે કે જ્ઞાતિઓ કોઈ ઉચ્ચ આચાર વિચારના હેતુથી બધાએલી હતી. આ વાત સત્ય જ જણાય છે; કારણ કે મનુષ્ય માત્ર એકલુ તો રહી જશે કે નહિ, તેને અવલબનની જરૂર છે. Man is a social being એ સત્ય છે. માટે જ્ઞાતિની જરૂરીઆત તો દરેક માણસને હોય છે. જ્યાં જ્ઞાતિઓ નથી ત્યા કલબો, મંડળો, સોસાઇટીઓ, કલાસો એવા વિભાગમાં સમાજ વહેંચાયલો હોય છે. પૂર્વ કે પશ્ચિમમાં દરેક સ્થળે મનુષ્ય આવા ટોળાં બાધીને જ સુખ મેળવતા આપણે જોઇએ છીએ. ત્યારે જ્ઞાતિની જરૂરીઆત તો છે જ તે આપણે જોયું, અને તે જરૂરીઆત પુરી પાડવાને માટે જ જ્ઞાતિઓ બંધાએલી એ પણ સ્પષ્ટ છે. ત્યારે જ્ઞાતિઓ કુદરતી છે, અને જેટલું કુદરતી એટલુ સુખાવહજ હોય એ સ્વાભાવિક છે. હવે ત્યારે આપણે જોઇએ કે હાલની જે જ્ઞાતિઓ છે, તે આ કુદરતી બધારણથી ક્યાં વિરૂદ્ધ છે, અને તે વિરૂદ્ધતા દૂર કરવાને રા મણિલાલે બતાવેલા વિચારો યોગ્ય છે કે નહિ

અત્યારની જ્ઞાતિઓમાં બે પ્રકારના કુટુબો જણાય છે, કેળવાએલા અને બિન કેળવાએલાં. આમાંના પ્રથમ પ્રકારનાં કુટુંબો થોડા હોય છે, અને તેમને જૂના ગરીડામાં ચાલતાં અજ્ઞાન કુટુબોની સાથે ખેંચાવું પડે છે આથી કરીને અસંતોષ ઉત્પન્ન થાય છે, અને તેથી સસારમાં સુખને સ્થાને દુઃખ વિશેષ જણાય છે. આ પ્રકારે જ્ઞાતિબધનરૂપી સાંકળ તેમને નડે છે, અને તેને દૂર કરવાને તેઓ પ્રયાસ કરે છે, અને ન ફાવવાથી નિરાશ થાય છે. બીજા વર્ગના મનુષ્યો ચાલતા કાળને અને પ્રવાહને જાણી પણ શકતા નથી, તેઓ આગળ વધતાં કુટુબોને દ્વેષથી ખમી શકતા નથી અને તેથી રહેલી સત્તાથી તેમને ત્રાસ આપવા પ્રયત્ન કરે છે. આ પ્રકારનાં જ્ઞાતિબધન આપણે ગુજરાતમા ખાસ કરીને જોઇએ છીએ. અને તે ખરેખર કુદરતથી વિરૂદ્ધ હોતાં હાનિકારક છે, માટે દૂર થવાં જોઇએ. આ બંધનોથી થતી હરકતો દૂર કરવાના ઉપાયમા રા. મણિલાલ કેળવાએલાની જુદી નાત ઉભી કરવાનું સાહસ બતાવે છે. આ વિચાર હાલ તુરતમાં આચારમાં આવી શકે એમ નથી એટલું જ નહિ, પરતુ એવી જ્ઞાતિ ઉભી કરવાથી પણ આપણો સમસ્ત સમાજનો ઉત્કર્ષ કરવાનો જે હેતુ છે તે ફલિત થશે એમ માની શકતા નથી. કારણ કે તેમ કરવાથી કદાચને તેમણે બતાવી છે તેવી નાગર ક્ષત્રીઓ જેવી બ્રાહ્મણોની પણ એક નાત ઉભી થાય અને બ્રાહ્મણ સમાજના કેળવાએલાં કુટુબો સુખોત્પાદક મંડળ બનાવી શકે એ બને ખરૂં. પણ તેવા મંડળો તો આપણામાં છે જ, છતા તેમાં પણ આપણે ઇચ્છીએ તેવી સ્વાભાવિકતા જણાતી નથી. દાખલા તરીકે રાયકવાળ બ્રાહ્મણો બીજા બ્રાહ્મણો કરતા સંસ્કૃત વિદ્યામાં આગળ પડતા છે. ખેડાવાળ બ્રાહ્મણો ધનમાં આગળ પડતા છે. ટોળકીઆ સામાન્ય સ્થિતિમા

આગળ પડતા છે, તો તેમ આ નવી નાત પણ અમુક બાબતમાં આગળ પડતી થઈ એક નવું "બાર ભૈયા ને તેર ચોકા" જેવું મંડળ ઉભું કરે.

માટે રા. મણિલાલના બતાવેલા વિચારો ઉપર જણાવ્યાં પ્રમાણે કુશળ વૈદ્યના ઔષધ પ્રમાણે ઉપકારક થઈ પડે એમ નથી.

આટલું જોઈ હવે આપણે કેવા પ્રકારે આપણા સમાજનાં દુઃખો દૂર થઈ શકે એમ છે તેનો જરા વિચાર કરીએ. અમારૂં નમ્ર મત તો એવું છે કે, દરેક જ્ઞાતિ છે તેમને તેમ હાલમાં તો રહેવા દેવી અને તે પોતપોતાના નહાના નહાના વર્તુલમાં કોઈ જાગૃતિથી કાર્ય કરે એવા પ્રયાસો કરવા. આની સાથે સમસ્ત જ્ઞાતિઓના આગેવાન વિચારકો અને વિદ્વાન તેમ જ ઉચ્ચ ગણાતા અગ્રણીઓએ એક મંડળ દ્વારા એક બીજાના વધારે નિકટ પરિચયમાં આવવું. અને આ પરિચયમાંથી અન્યોન્ય જે વ્યવહાર બંધાશે તે સ્વાભાવિક અને શ્રેયસ્કર થશે. અને તે વ્યવહાર આગળ ઉપર વધતાં વધતાં સંગીન થશે અને પરસ્પર સહાયથી અનેક રીતે ઉપકારક થઈ સમસ્ત સમાજનો ઉત્કર્ષ સાધી શકશે અને પુનઃ બ્રાહ્મણપણું પ્રાપ્ત કરાવશે.

લી.

એક બ્રાહ્મણ શુભ ચિંતક.

---

# માધવ ધર્માદા ઔષધાલય મોતા. (સુરત)

ઉપરના ઔષધાલયનો રીપોર્ટ અમને એક સજ્જન તરફથી મોકલવામાં આવ્યો છે, તેની સમાલોચના કરતાં અમને ઘણો આનંદ થાય છે. મોતા ગામ મોતાળા બ્રાહ્મણોથી જાણીતું છે. અને મોતાળા બ્રાહ્મણો હજુ પણ મોતામાં જ વિશેષ કરીને જોવામાં આવે છે. સિવાય સરસ અને ઓરપાડ નામનાં સુરત જીલ્લાનાં ગામોમાં તેમની વસ્તી છે. ગુજરાતમાં બીજે ક્યાંય પણ તેમની જાતિ નથી. આ બ્રાહ્મણોની કેટલીક હકીકત અમે અમારા માસિકના પ્રથમ વર્ષના આશ્વિન માસના અંકમાં આપી છે. આ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થ નામે રા. રા. રામચંદ્ર માધવરામને આજુબાજુની સ્થિતિ જોઈ એક ઔષધાલય કાઢવાની ઈચ્છા થઈ અને તેમણે રૂ. ૧૦,૦૦૦ ની રકમ તે કામને માટે કાઢી. અને તેનું ટ્રસ્ટ ડીડ કરી આ ઔષધાલય ચલાવવામાં આવે છે. આ ફંડમાં બીજા સજ્જનો તરફથી પણ ઉમેરો કરવામાં આવ્યો છે. ગુજરાતમાં પ્રાચીન વૈદક વિદ્યાનો પ્રચાર હાલમાં સુરત જીલ્લામાં વિશેષ જોવામાં આવે છે. તે પ્રમાણે આયુર્વેદિક કોલેજમાં પાસ થયેલ વૈદ્યરાજ રા. રા. રામચંદ્ર શ્રીપાદ બોરવણકરની નીમણુક ત્યાં કરવામાં આવી છે. રીપોર્ટ પરથી આ ઔષધાલયનો લાભ જણાય છે કે લગભગ ૨૮૦૨૭ દરદીઓએ ૩૧-૧૨-૧૯૦૮ થી ૩૧-૬-૧૯૧૧ સુધીમાં લીધો છે. આ ઉપરથી ટ્રસ્ટીઓ, વૈદ્યરાજ તથા ફંડ જોતાં કાર્ય ઘણું જ ઉત્તમ જણાય છે, વીઝીટર્સની વ્યવસ્થા પણ સારી કરવામાં આવી છે. આશા છે કે ધનાઢ્ય બ્રાહ્મણ બંધુઓનું ધ્યાન-આ બાબત તરફ ખાસ ખેંચાશે, અંતમાં અમે રા. રામચંદ્ર માધવરામ ભટ્ટને ધન્યવાદ આપી આ સમાલોચના પુરી કરીએ છીએ.

# વર્ષાદ માટે પ્રભુપ્રાર્થના.

## દોહરા.

હરજી અરજી ધ્યાનમાં, જો નહિ લ્યો ભગવંત।
વિશ્વવાડિ વેરાન થઇ, અખિલ પામશે અંત. ૧
વારવાર વિનવ્યા કર્યે, જો કરશો નિઃશ્વાસ,
તો તું છે મન એહવો, ક્યમ રહેશે વિશ્વાસ?। ૨

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વિશ્વાસે વસિ લોક શોકસમયે, આશા ધરે તાહરી,
ત્રાસે છે તવ એમ કૈંક ઉચરે, "વા'રે ચઢો માહરી;"
સંકષ્ટે મદદે થવા જગ જનો, આતુર દષ્ટે જુએ,
ભક્તો ભાવ ધરી કરી સ્થિર મને, વેળા સ્તુતિમાં ખુએ. ૧

આ વર્ષે વરસાદ સાદ સુણતા, જો ઈશ ના મોકલો,
તો આ ક્લેશ ભરેલ દેશ દુખથી થાશે નહીં મોકળો,
આપત્તી વધતી જશે, જન થશે ઝાંખા સુશ્રદ્ધા થકી,
તું છે પાળક તે પતીજ બહુમા રે કેમ રે'શે ટકી ! ૨

નાસ્તીકો ચઢિ ગાજશે ગરવથી, આસ્તીક આમા અડી,
"કીધાં યજ્ઞ ઉજાણિ કીર્તન ઘણાં, વૃષ્ટી ભલી છે પડી !"
વક્રોક્તિ સુણિ નાથ ! ઉત્તર થવા, આ જીભ ના ઊપડે,
આવ્યો કાળ કરાળ કેમ ઉલટો, ના સૂઝ તેની પડે ! ૩

દીનાનાથ દયાળ જ્વાળ ઝટ લૈ દુષ્કાળની ઓલવો,
લાગી લાહ્ય કરે છ ત્રાહ્ય દુનિયાં, શો બોલ ત્યાં બોલવો ?
નાંખે છે નિસવાસ, ત્રાસ મનમાં મોટો પડે માનવી,
ખેડા ઉજ્જડ થાય વાત વસમી, રે કેમ ના માનવી ! ૪

ત્રાતા ! તાર ઉગાર વા'ર ચઢિને, કર્તાગ સંહારથી,
ઓ દાતા ! દુઃખભાર દેશ સહવા છે યોગ્ય ના મા'રથી;
સંતાપો સરવેશ આવિ ઉરમાં, દુષ્કાળના સંભવે,
આપે દુઃખ અપાર નારનરને, રે ના તને સંભવે ! ૫

ધાતા ઓ સુખધામ ! ગામ બહુમાં ઉચ્ચાટ આવી અડ્યો,
આવ્યો શ્રાવણઅર્ધ મેઘ હજિએ ના નાથ તોયે પડ્યો;
વીતે છે વિકરાળ રમ્ય ઋતુ આ, વર્ષાવિયોગે કરી,
ભાસે છે ભયભીત વસ્તિ સઘળી, વૃષ્ટી વિના ઓ હરી ! ૬

વાડી ખેતર શુષ્ક હોય તરુઓ સૂકે ગયાં જેમ છે,

આશાના અંકુર આદમિતણાની હાલતો એમ છે.
બાપા! બૂમ પડે છે સર્વ સ્થળમાં, દુષ્કાળ હોવા તણી,
શું સતો સુખધામ! વેળ વસમી આવ્યે અમારા ભણી. ૭

તારો છે વિશવાસ ત્રાસ હરશે, તું સર્વના ચિત્તનો,
વરસાવી વરસાદ સ્વાદ ભરશે, ફીકા પડ્યા વિત્તનો;
છે મોટા અપરાધ માનવતણા, ના માફ થાયે અશા,
ના છાજે કરુણાનિધિ! નજરમાં લેવા તને રે તશા! ૮

તું છે તાત અખીલ વિશ્વજનનો, દાતા દયાળૂ વડો,
ભારે ભૂલ ભર્યો સ્વભાવ જનનો, રે નાથ તેં છે ઘડ્યો;
ભૂલે બાળક તોય તાત તજવા તેને નહીં ધારશે,
આવ્યે સંકટ શીર્ ધીર ધરિને, હેતેથિ ઉગારશે. ૯

તારા કોપવડે પડે પલકમાં બ્રહ્માંડ બાધાં ખશી,
પૃથ્વી પાવક પર્જળેજ પળમાં, શોધ્યો જડે ના શશી;
તું મારે તવ નાથ! એક પળ ના કોથી બચાએ કશી,
તો દુષ્કાળ દયાળ, અન્ન અરપ્યાથી શું વધારે થશે! ૧૦

## રાગ પ્રભાતિ.

શરણવત્સલ પ્રભૂ, મરણ થાવા સમો–
આવિયો માનવી રંક માથે;
સાંય કરિ લાંય દુષ્કાળની ઓલવો,
દુખ કળ્યાં કાઢ હરિ ઝાલિ હાથે. ટેક.
હાય ઉપાય તારે રહ્યો શ્રીહરી,
નાથ! નિરખી જુઓ સૃષ્ટિ સામું;
બગડ્યું સુધારવું છે અતી શ્રમ ભર્યું,
માટ વણસાડ્વું તે નકામું. શરણ. ૧
ખલક આ ખળભળી વારિ નહિ વરસવે,
તરસવે તાત કયમ પ્રાણિ તારાં;
કઠણ કયમ કાળજું વિશ્વ-પતિ તેં કર્યું,
બંધ કરિ સુખ તણાં સર્વ બારાં. શરણ. ૨
દેશની દુર્દશા વર્ણવી જાય નહિ,
ક્લેશ્ર પથરાયલો આંખ આવે;
ભૂખનું દુઃખ ભયકારિ ભાસે બધે,
સુખ સંતાઈ ગયું નજર નાવે. શરણ. ૩
વેળ જ્યમ જ્યમ વિતે આભ્ય સમ સમ વધે,
કાળની કારમી ભય ભરેલી;

શુ થશે દિવસ થોડા પછી એહ ડર-
ધારિ મનવૃત્તિ રહે છે ડરેલી. શરણ. ૪
ધામ ને ગામ મૂકી ગયા માનવો,
ઢોરનો શોગ ભૂખે ભરેલો—
માળભ્યો ઠામ તજિ અન્ય સ્થળમાં જતા,
હોય જ્યમ હસ કાળે હરેલો. શરણ. ૫
જનસમૂહે મળી કોપ તુજ ટાળવા,
બહુ ક્રિયાઓ કરી ધૈર્ય ધારી,
હોમ ને હવન કીધા મળી બ્રાહ્મણે,
મૈયદે બાગ ઓળી ઉચારી. શરણ. ૬
ધર્મ-રસ્તા તણી રાહ ઝાલી તને,
જાૂજવા પથના માનવોએ—
પ્રસન કરવા કર્યા યત્ન તનમનધને,
ભક્તિનો ભાન મન માનવો એ શરણ ૭
આણિ ઉત્સાહ ઊજાણિ નિકળ્યાં જનો,
શે'ર ગામો તણી બહાર બાધા,
શક્તિ પરમાણુ માહિસ્ય મીધા તણા,
લેઇ રળિયાત થઇ તેહ રાધ્યાં. શરણ ૮

### દોહરો

અર્જી આ ઉચારિયે, અહો ત્રિલોકી નાથ,
તારે કુણ ત્રય તાપથી, તુ નવ પકડે હાથ ૧
*કાળ ઝાળ લાગી રહી, નવ કોઇથી ઓલાય,*
સા'ય કરો સત્વર પ્રભૂ, મુખથી નવ બોલાય. ૨

# મધ્યમ વર્ગની આર્થિક સ્થિતિ.

" ત્રેવડ એ ત્રીજો ભાઇ ગણાય છે. અર્થાત્ મનુષ્યમાત્રે પોતાના ગૃહવ્યવહારમાં દેશકાળને અનુસરીને કોશર નહીં પણ કસર કરવાની તો જરૂરજ છે. તેમાં પણ જ્યારે વિત્તોપાર્જન કરવાનાં સાધનો સંપૂર્ણ રીતે પ્રાપ્ત થયાં હોય, ત્યારે તો અવશ્ય વ્યય કરતાં વિવેક અને વિચાર રાખવો જોઇએ. આયનો દ્વાર બંધ પડયા છતાં વ્યયનાં દ્વાર હારબંધ ઉઘડે, ત્યારે શુષ્કતા અને દારિદ્રનો પ્રવેશ થાય છે. મધ્યમ વર્ગના ગૃહસ્થોએ આ વાત બહુ ધ્યાનમાં લેવા જેવી છે. જે સમયે ઉપજ વધારે હતી, ભાવ સોંઘા હતા, ઇષણાઓ લઘુ હતી, અને પરસ્પર વ્યાપારસ્પર્દ્ધા પણ સ્વલ્પ હતી, તે સમયે વ્યયના કરેલા નિયમો હાલ કામમાં આવી શકતા નથી કેવલ મિથ્યાભિમાનથી, બાપદાદાની મહત્તા જાળવી રાખવાની મિથ્યા મમતાથી અજ્ઞાન સ્ત્રિયોના અવિચારી પ્રોત્સાહનથી અને જ્ઞાતિજનના મ્હેંણાં સહન કરવાના અસામર્થ્યથી મધ્યમ વર્ગના અનેક લોકો વિષમ દેશકાળમાં પણ ગજા ઉપરાંત વ્યય કરી, ઋણનું વિષપાન પોતે કરે છે, કુટુંબીને કરાવે છે અને અંતે અવ્યય થઇ, લાજ મેળવવા જતાં નિર્લજ્જ થઇ રહે છે, એ કેવલ શોકાસ્પદ જ છે. આપણા દેશમાં મહત્તા અથવા કુલીનતાનો આધાર ધનાઢયતા ઉપર નહીં પણ ધનોત્સર્ગ ઉપર રહેતો અને હજુ પણ બહુ અંશે રહે છે, એ સારી વાત છે. અને ધનત્યાગ કરવાની વિરલ શક્તિ દેશમાં રહે તે પણ અભિનન્દનીય છે પણ ધ્યાનમાં એ રાખવાનું છે કે ધન સંપાદન કરીનેજ ધનોત્સર્ગ કરવાનો છે. ઋણ કરી, પારકું ધન લઇ તેનો ઉત્સર્ગ કરવામાં નથી લાભ કે નથી મહત્તા કે નથી કુલીનતા. જ્યાંસુધી વિત્તપ્રાપ્તિ થઇ ન હોય ત્યાંસુધી વિત્તત્યાગનો વિચાર દુરાચારનો સૂચક છે. મધ્યમ વર્ગની પૃથક્ પૃથક્ વ્યક્તિ હાલના દેશકાળ પ્રમાણે ધનપ્રાપ્તિ કરવાનો ઉદ્યોગ મુકી દઈ માત્ર ધનોત્સર્ગના વ્યાવહારિક પ્રસંગોનો ભોગ થાય તો તેની અનિષ્ટ અસર સામા વર્ગને જ થવાની એ વર્ગનો કોઈ સાહસિક ધનાઢ્ય કાંઇ વ્યય કરે, માટે બીજા અશક્ત પુરૂષે તેવો જ વ્યય કરવો એવો કાંઈ નિયમ નથી. નિયમ હોય તો તે હાનિકારક હોઇ વર્જ્ય છે. એમ છતા એકનો દાખલો લઈ જ્ઞાતિવર્ગમા અને ગૃહો બંધાવવામાં અને એવા એવાં અનેક કાર્યો કરવામાં ફુલણજીની પેઠે અનેક પુરૂષો ગજાઉપરાંત ખરચ કરી ખરાબ થાય છે, એ શોચ્ય છે. એવા ખરચ ઓછા કરવાને બદલે, બીજાં અનેક પ્રકારનાં ખરચ વધારવામા કૌશલ માની બાહિર્ ભભકમાં અન્ય પુરૂષોને મોહિત કરવાની ઈચ્છા ધરાવનાર વંચક પુરૂષો પરિણામે વંચિત જ થાય છે માટે એક તરફથી સદુદ્યોગમા પ્રવૃત્તિ તો બીજી રીતે અનાવશ્યક વ્યયથી નિવૃત્તિ રાખવી, એ ધર્મ પ્રાપ્ત થાય છે

કેટલુંએક ધન વૃદ્ધિ પામે છે; કેટલુંએક ધન વંધ્ય રહે છે અને કેટલુંએક ધન નષ્ટ થાય છે. જે ધન સદુદ્યમમાં રોકવામા આવે છે, જેની વૃદ્ધિને અર્થે ઉદ્યોગ, બુદ્ધિ અને વિવેકનું સમર્પણ થાય છે. તે ધન સમૃદ્ધ થાય છે. જે ધન ગૃહમાં સાચવી રાખવામા આવે છે અથવા ભંડાર કે ભોયરૂં સેવે છે, તે વંધ્ય રહે છે. પણ જે ધન નિરૂપયોગી પણ મનોહર પદાર્થોના અતિ ઉપભોગમાં વપરાય છે, તે નષ્ટ થાય છે. આપણા દેશમાં ચોર પ્રત્યર્થિના ભયને લીધે, જે બહુ ધન ગુપ્ત, રક્ષિત અને તેથી વંધ્ય રહેતું, તે હાલમાં નામદાર ઇંગ્રેજ સરકારે વિસ્તારેલી સલાહશાંતિને લીધે બહાર નીકળી આવ્યું છે. તેની વૃદ્ધિ થાય તેમાં લાભ છે, તેનો નાશ થાય તેમાં દેશની અવદશા જ છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને કદાચ જણાશે, કે જે એવું ઘણું ધન અવિચારથી નષ્ટપ્રાય થાય છે, તેનું રક્ષણ અને વર્દ્ધન કરવાનો ધર્મ હાલના મધ્યમ વર્ગનો છે. જ્યાંસુધી હાલનો મધ્યમ વર્ગ જૂની રૂઢી અને નવી લાલસાઓનાં બંધનોમાંથી મુક્ત થવાનું ધૈર્ય અને શૌર્ય ન રાખે ત્યાંસુધી આ ધર્મનું આચરણ તેમનાથી થઇ શકે જ નહીં, અર્થાત્ આત્મરક્ષણને માટે પણ મધ્યમ વર્ગે સ્વાશ્રય, ઉદ્યોગ, કરકસર, વિવેક, અને વિચારની સાથે ધૈર્ય અને શૌર્યનાં પણ સેવન કરવાં જોઇએ."

રા. રા. દોલતરામ કૃપારામ પંડયા.

( સમાલોચક. ૧૯–૨ )

REGISTERED No B 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रस्समितिः स्समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानीव आकूतिः स्समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થ:—મધુઓ! એકત્ર થાઓ વાણીમા, વિચારમા અને કર્મમા એકતા ગણો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો એમ મારી શિક્ષા છે તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! આપ્રદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો

વર્ષ ૩, અંક ૩. [ માસિક ] ભાદ્રપદ. સંવત્ ૧૯૬૭.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.





પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી

અમદાવાદ-ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમા—મોતીલાલ શામળ

# સરખેજ હિતવર્ધક સમાજનો હિસાબ.

| જમા | ઉધાર |
|---|---|
| ૩-૬-૦ ૧૪-૧૨-૧૯૦૯ થી આજ સુધીમાં લવાજમના આવેલા | ૦-૧૧-૬ કાર્ડ કવર વગેરે પત્ર લખવામાં |
| ૧-૦-૦ રા. રતનલાલ તરફથી ભેટ | ૩-૧૩-૬ હોળીના તહેવારને દિવસે ઉત્સવમાં |
| ૩-૧૨-૦ હોળીના તહેવારમાં ઉઘરાણું | ૫-૦-૦ હરિશંકરને બી. એ. થયા ત્યારે માનમાં |
| ૧૦-૦-૦ રા. ચમનલાલ તરફથી ભેટ | ૨-૦-૦ હરિશંકરને માન આપવાને અર્થે. |
| ૫-૦-૦ સ્વ. અમૃતલાલના સ્મરણાર્થે | |
| ૨૩-૨-૦ | ૧૧-૯-૦ |
| | ૧૧-૯-૦ સિલક સેક્રેટરી પાસે |

---

# નિયમો.

૧. વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખો માટે લેખક જ જવાબદાર છે.

૨. માસિકમાં હરકોઈ વિષયના લેખો મોકલવાની ગુજરાતી પ્રજાને છુટ છે. વ્યક્તિગત ચર્ચા લેવામાં આવશે નહિ, તેમ જ લેખ માસિકમાં નહિ લેવામાં આવે તો તે અમે પાછો મોકલવા બંધાતા નથી લેખ કાગળની એક જ બાજુએ સારા અક્ષરથી લખી મોકલવો જોઇએ સહી વગરના લેખો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ.

૩. નવા ગ્રાહક થનારે લવાજમ અગાઉથી મોકલવું, અને ગ્રાહકોએ વર્ષ પુરૂં થતામ લવાજમ મોકલી દેવું. મનીઓર્ડર તન્ત્રી ઉપર સરખેજ મોકલવો. પત્ર વ્યવહાર અમદાવાદને સરનામે કરવો. માસિકનો નમુનાનો અંક એક આનાની ટીકીટ મોકલે મોકલવામાં આવશે.

૪. માસિક દરેક માસની અમાવાસ્યા સુધીમાં ન મળે તો વ્યવસ્થાપકને પત્રથી જણાવવું. સિરનામાના ફેરફારથી વ્યવસ્થાપકને વાકેફ કરવા નહિ તો માસિક ગેરવલે પડે તેને માટે અમે જોખમદાર નથી. માસિકના સરનામા ઉપરનો નંબર લખવા કૃપા કરવી.

૫. લવાજમ મોકલ્યા પછી એક બે મહીને માસિકમાં પહોંચ આવી ન હોય તો પત્રથી પુછાવવું.

---

REGISTERED No. B. 891

# गुर्जर ब्राह्मण.

ॐ । भद्रंकर्णेभिः शृणुयामदेवाः । भद्रंपश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गै स्तुष्टुवा ᳪ सस्तनूभिः । व्यशेमदेवहितं यदायुः ॥ तदात्मनिनिरते यउपनिषत्सुधर्मास्तेमयि सन्तु तेमयिसन्तु ॥ उपनिषत्.

શબ્દાર્થઃ—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રાવડે કલ્યાણને જોઇએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદ્‌માં કહેલા ધર્મો હો, તે મારામાં હો.

વર્ષ ૩, અંક ૩. [ માસિક. ] ભાદ્રપદ. સંવત્ ૧૯૬૭.

## मेघ याचना.

### गीति.

સંવત ઓગણીસેં ને સડસઠ કેરા આ દુખદવરષે;
મેઘ સમુળ નવ વરષ્યા જગજીવ સઘળાં મરે ભુખે. ૧
દુખ ટળવા સુખ મળવા નરપતિ વનપતિ પ્રભૂપદે યાચ્યું;
શંકર કહે હે સ્વામિ! કરજો દૃષ્ટી લહી હૃદય સાચું. ૨

### शिखरिणीवृत्त.

અહો ત્રાતા ધાતા અખિલ જગના પાલક પ્રભૂ,
કરો શું આ કાળે અદય સમ આ કૃત્ય અવળું;
થવા આવી પૂરી વરષતણી આ વૃષ્ટીની ઋતુ—
તૃષા ભાગી ના ને—અનળથી દિસે વિશ્વ બળતું. ૧

રિસાયા શું વ્હાલા! અશુભ નિરખી કૃત્ય જીવનાં,
અને આ વર્ષાવો જળ તજી શું મેઘે અનળના;
અને હાની ભારે નિરખિ નજરે ત્રાસ ઉપજે,
કૃપા સિન્ધું દૃષ્ટી જળ તણી કરી વ્હાર કરજે. ૨

ધરે ના આ ક્રૂર કૃતિ તમતણા પાલકપદે,
બન્યા પાપી જીવો પ્રભુપણું પ્રભુ લેશ શું તજે ?
વિચારી એ ન્યાયે બિરદ નિજ નેહે ! અમિનિધિ,
કરો વૃષ્ટી ભારી જગ સુખી થવાને શુભ વિધી. ૩

ભલે રાજા લોકો "ભુપ મહિપતી ચક્રવરતી"
ધરે છે સંજ્ઞાઓ વિવિધ પ્રતિની માન મળતી;
મહારાજા શ્રીમન્ સકળપતિ તો મેઘ વિલસે,
થતાં વૃષ્ટી સૃષ્ટી સુખમય;–વિનાતો દુખિ દિસે. ૪

પશુ પક્ષી આદી સકળ જીવ ને માનવગણે,
યતી યોગી રાજા સબળ પણ જેને ઉર ગણે;
થતા દીઠા સર્વે પરજન્ય વિના દુઃખિ બનતા,
પધારો હે ઇષ્ટ ! સહુ સુખી થવા પાલક પિતા. ૫

તમારા વિના તો અચર ચર સૌ શુષ્ક પડતું,
ક્ષુધા પીપાસાથી અમિત જીવને મોત અડતું;
નથી જાતો જોયો, કથન ન થતો ત્રાસ અતિશ,
મહારાજા મેઘ ! કરૂણુધિ પધારો ત્વરી રીશ. ૬

નિહાળી પોતાનાં પિડિત પશુને પાલક રડે,
પિતા માતા પાસે ભુખ દુખ વડે બાળ રવડે;
દિયે ના કો કોને જળ તૃણ અને અન્ન જરીએ,
અનાવૃષ્ટીથી આ સકળ બનતું હાલ લહિયે. ૭

અમીદ્રષ્ટી ધારી પ્રભુ જળની વૃષ્ટી અતિ કરો,
જગે પ્રાણી કેરાં ભુખ તરશનાં કષ્ટ જ હરો;
ભરો આરે સુખો ભરતભૂમિમાં વિશ્વ ભરતા,
પધારો મ્હારાજા ધન ! સુખ ધને દુખ હરવા. ૮

ગુણો ગાતા ત્હારા અબળ વળી રાજા સહુ મળી,
જરા જોશો દોષો નહિ, અમતણા હે ! નરહરી;
કૃપાસિન્ધુ પોતે બિરદનિજ જાણી દુઃખ હરો,
પધારો મ્હારાજા ધન ! સુખધને ભારત ભરો. ૯

શ્રાવણ શુક્લા. ૧૩ સોમ.
તા. ૮–૮–૧૧

છગનલાલ મનસુખરામ ત્રવાડી.

# સનાતન હિંદુ ધર્મ.

## હિંદુ ધર્મનું સાહિત્ય.

હિંદુઓ, પારસીઓ, મુસલમાનો અને યુરોપિયનો જાણે છે અને એકકે અવાજે કબુલ કરે છે કે હિંદુઓનો ધર્મ વેદ મૂલક છે. પ્રી-હિસ્ટોરિક ટાઈમ-પ્રાક્ઐતિહાસિક કાળથી હિંદુઓ વેદને પોતાનું મોટામાં મોટું ધર્મ પ્રમાણ માને છે અને હિંદુ પ્રજાનાં ધર્મ અને ચારિત્ર્ય તેના ઉપરથી સમયે સમય ઘડાતાં આવેલાં છે. ચાર વેદ જેને શ્રુતિ કહેવામાં આવે છે તે, તે પછી થયેલી સ્મૃતિઓ જેને ધર્મશાસ્ત્રો કહેવામાં આવે છે અને જે વેદાર્થનું સ્મરણ કરીને રચાયલી છે તે, મહાભારત રામાયણ, સત્ર ગ્રંથો-પડ્દર્શન અને પુરાણો એ બધું હિંદુ ધર્મનું સાહિત્ય કહેવાય છે. એ બધું સાહિત્ય વેદને અનુકૂળ અર્થથી ઓતપ્રોત ભરેલું છે અને સમયે સમયે થયેલા મોટા વિદ્વાનોએ જ્યાં જ્યાં વિરોધ લાગ્યો ત્યાં ત્યાં તેનો પરિહાર કરી તેનું વેદમૂલકત્વ સિદ્ધ કરી હિંદુ ધર્મને એક ધારાની માફક વેદમૂલક જ રાખ્યા કર્યો છે ને જેમને તે સમાધાન ન રુચ્યું તે મંડળ વેદ ધર્મના છત્રમાંથી અને હિંદુ (આર્ય) નામમાંથી જુદું જ નીકળી ગયું છે. શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણો બહુ જ જૂના જમાનાથી આજ સુધી ચાલુ રહેલું હિંદુઓનું ધર્મ સાહિત્ય છે એમ હાલ હિંદુઓ જ નહિ, પરંતુ પરદેશી વિદ્વાનો પણ કહારવે કબુલ કરે છે.

## જુદાં પડેલાં ધર્મ મંડળો.

ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે બહુ જૂના જમાનામાં હિંદુ આર્યો અને પારસીઓ એક જ પ્રજા તરીકે રહેતા હતા અને અવિરોધે તેમનો ધર્મ પણ એક જ હતો. આ કાળ વેદ અને અવસ્થાની રચના-ગોઠવણ થયા પહેલાંનો કહેવાય છે. સમુદ્રમંથન અને દેવાસુર યુદ્ધ ઇત્યાદિ અતિ પ્રાચીન કથાઓ ઉપરથી યુરોપિયન વિદ્વાનો એવું અનુમાન કરે છે કે, 'સુર-અસુર' શબ્દના ઝઘડામાંથી પારસીઓ અને હિંદુઓ છુટા પડી ગયા છે. હિંદુ પારસીઓની રીતભાતો, આચાર વિચારો ધાર્મિક ક્રિયાઓ અને વેદ તથા અવસ્થાને વંદીદાદ વગેરે જૂના પુસ્તકોની ભાષા, કથાઓ અને બીજી બાબતોથી સહજ સમજાય છે કે, હિંદુઓ અને પારસીઓ અતિપ્રાચીન કાળે એક પ્રજામંડળમાંના અને એક જ ધર્મ પાળનારા હતા. પારસી હિંદુઓથી 'સુરાસુર'ના ઝઘડાથી જૂદા પડી ઈરાનમાં ઉતર્યા અને હિંદુઓ પંજાબમાં આવીને વસ્યા.

હિંદુસ્થાનમાં હિંદુઓએ પોતાનાં રાજ્યો સ્થાપી તથા વસ્તી વધારી વેદને ગોઠવી વેદમૂલક ધર્મ ચલાવ્યો. એ વેદ ધર્મ બહુ જમાનાઓ સુધી જેવો ને તેવો જ ચાલુ રહ્યા પછી હેતુકાળમાં કેટલાક બુદ્ધિવાદના ગ્રંથો થયા અને તેને પરિણામે બુદ્ધ ધર્મ નામનો એક નવો પંથ ઉત્પન્ન થયો. આ પંથવાળાઓએ વેદધર્મની ચાલુ સાંકળના કેટલાક આંકડા તોડી નાંખ્યા; એટલે વર્ણાશ્રમ વ્યવસ્થા તોડી નાંખી, અધિકાર ભેદ કાઢી નાંખ્યો અને ધર્મભાષા જે સંસ્કૃત હતી તેમાં ભેળ પાડી લોકભાષામાં ધર્મ ગ્રંથો લખવાનું શરુ કર્યું. વેદધર્મની સાંકળ જેમની તેમ ચાલુ રહે તે માટે બ્રાહ્મણો બૌદ્ધોની સામે થયા, તોપણ ઉત્તર હિંદુ-

સ્થાનના રાજાઓ બુદ્ધ ધર્મમાં વટલાઈ જવાથી અને બૌદ્ધ રાજધર્મ બનવાથી લાખો માણસો બૌદ્ધ થઈ ગયા. બ્રાહ્મણો જંપ્યા નહિ. તેમણે વિરુદ્ધતા ચાલુ રાખી. બૌદ્ધોએ વિદ્યાનો આશ્રય લઈ વેદધર્મના સિદ્ધાંતો તોડવાને એક પછી એક નવા ગ્રંથો બનાવવા માંડ્યા પરંતુ બ્રાહ્મણો તેથી હારી ગયા નહિ. બૌદ્ધોએ બ્રાહ્મણોની સાથે લડતાં પોતાનો ધર્મ હિંદની બહાર પ્રવર્તાવવાનું ચાલું રાખ્યું અને ટીબેટ, તાર્તરી, બરમા, શીયામ, ચીન અને છેલ્લે જાપાન સુધી તેનો પ્રસાર થયો.

વેદ અથવા બ્રાહ્મણ ધર્મનું પ્રમાણ નહિ સ્વીકારતાં મહાવીર સ્વામીએ જૈન ધર્મ કાઢયો અને બ્રાહ્મણોના કિલ્લામાં બે ગાબડાં પડયા. વળી વેદના પ્રામાણ્ય છત્ર નીચે પણ તેના સાહિત્યમાંનાં સામાન્ય વચનોને આધારે શક્તિ ગણપતિ વગેરેને પૂજનારાઓનાં મંડળો નીકળ્યાં અને વેદધર્મનું ઐક્ય છિન્ન ભિન્ન કરી નાંખવામાં આવ્યુ. બ્રાહ્મણો આ બધા વિરોધીઓની સામે કમ્મર કશીને લડતા અને વેદ ધર્મની શૃંખલાને સાચવતા રહ્યા એટલામાં આદિ શંકરાચાર્ય થયા જેમણે પોતાની લોકોત્તર વિદ્વત્તાથી બૌદ્ધો, અર્હતો, કાપાલિકો, નાસ્તિકો અને બીજાઓને વાદ વિવાદ ચલાવી જેર કર્યા, એટલે સુધી કે બુદ્ધ ધર્મ જે આખા હિંદમાં રાજધર્મ થઈ વ્યાપી ગયો હતો તે હિંદમાંથી તદ્દન નાબુદ થયો. આદિ શંકરાચાર્યે પછી જે જે વિરોધ ઉત્પન્ન થયો હતો અને જે જે સામાન્ય વચનો ઉપરથી નવા પથો નીકળ્યા હતા તે બધો વિરોધ તોડી નાંખી શ્રુતિ સ્મૃતિ અને પુરાણોના ધર્મની એકવાક્યતા કરી અને વેદધર્મની સાંકળ જેને તોડીને છિન્ન ભિન્ન કરવાના યત્ન થયા હતા તથા જેના કેટલાક આંકડા ઢીલા કરી નાંખવામાં આવ્યા હતા તેને ફરીને ઢાંશી મજબુત કરી અને વેદધર્મની સ્થાપના કરી. વર્ણાવસ્થા નીકળી ગઈ હતી તે દાખલ કરી, બ્રાહ્મણોને ફરીને જનોઈઓ પહેરાવી અને વેદાનુકૂલ ચાતુર્વર્ણ્ય ધર્મ ચલાવી તેના નિભાવ અને રક્ષણને માટે હિંદની ચાર દિશાઓમાં ચાર આશ્રમ સ્થાપી તેની ઉપર વિદ્વાન આચાર્યો–શંકરાચાર્યોની નિમણુંક કરી.

## દેશી પરદેશી હુમલાઓ.

કાળ વહેતો ચાલ્યો અને વેદધર્મની ધારા પણ અવિચ્છિન્ન પાછી ચાલુ એક સરખા પ્રવાહે વહેવા માંડી, પરતુ બહુ કાળ ગયો નહિ હોય એટલામાં ગુજરાતમાં જૈનધર્મે જોર કરવા માંડયું. વિદ્વાન જૈનોએ ગુજરાતના રાજાઓને પોતાના ધર્મમા લઈ પોતાનો પ્રસાર વધારવાનો યત્ન કરવા માંડ્યો. બ્રાહ્મણો પાછા તેમની સામે થયા અને ધર્મના ઝધડાઓ ઉભા થયા જે ગુજરાતના ઈતિહાસમાં નમુદ થયેલા છે. બીજી તરફ મુસલમાનો હિંદ ઉપર ચઢી આવ્યા તેઓ જીત્યા રાજા થયા અને તેમણે હિંદુધર્મ ઉપર જોરથી હુમ્મલા કરવા માંડ્યા. આ કાળ અજ્ઞાનમાં છવાઈ ગયેલો હતો તેમ વાદવિવાદનો પ્રતિપક્ષીઓ અવકાશ આપતા નહતા એટલે લોકો અને બ્રાહ્મણો જ્ઞાનથી નહિ પણ જાતીયતાના અભિમાનથી જ નમ્રપણે પોતાનું રક્ષણ કરી રહ્યા. આ અજ્ઞાનવાળા કાળમાં અને અંધાપાનાં વખતમાં પાછા સ્વાર્થી મંડળ બાંધનારાઓ ઉત્પન્ન થયા. ધર્મશાસ્ત્રો અને પુરાણોમાંના છુટા છવાયાં વચનો ઉપર મદાર બાંધી તેમણે વેદના છત્ર નીચે નવા પથો ઉભા કર્યા અને લોકોને ધર્મને માર્ગે ધુતી ખાવા માંડ્યા. આ મંડળો વેદધર્મની વિરુદ્ધ નહિ હોવાથી, વેદને પ્રમાણ માનતાં હો-

વાથી અને તેમને સમજાવી વાળી લઈ વેદધર્મની સાંકળને ફરીને સાંસનાર વિદ્વાન સૌની ઉત્પન્ન નહિ થવાથી તે એમનાં એમ દેશના જુદા જુદા ભાગમાં કોઈવાર ફલરીશ-ખીલતાં-થતાં અને કોઈવાર મંદ પડી જતાં અદ્યાપિ ચાલે જં જાય છે.

### મહાન્ અકબરનો યત્ન.

પોતાની પ્રજામાં ચાલુ ધર્મ વિરોધ રહેતો હતો તેથી રાજ્યના સ્થૈર્યને અનુકૂળ નહિ લાગવાથી મહાન્ શહેનશાહ અકબરે ધર્મૈક્ય સાધવાનો યત્ન કરેલો ઇતિહાસ આપણને દેખાડે છે. તે મહાન્ શહેનશાહે જુદા જુદા ધર્મના વિદ્વાનોને પોતાના દરબારમાં બોલાવી વાદવિવાદ કરાવ્યા હતા, પરંતુ લોકોમાં અત્યંત અજ્ઞાન વ્યાપી રહેલું હોવાથી તેનું કંઈ પણ ફળ આવ્યું નહતું. પંજાબમાં, બંગાળમાં, અને મહારાષ્ટ્રમાં પણ કેટલાક સાધુ સંતોએ ધર્મૈક્ય ઉત્પન્ન કરવાને યત્ન કરેલા જણાય છે, પરંતુ તેમાંનો કોઈ યત્ન ફળદાયી નીવડ્યો નથી. દેશની વિશાળતામાં લોકો એક બીજાથી બહુ જ દૂરને છેડે વહેંચાઈ જવાથી, પ્રાંત પરત્વે ભાષામાં ફેર પડવાથી અને ધર્મ સાહિત્યની ભાષાનો અભ્યાસ કમી થઈ જવાથી, નામદાર બ્રિટિશ સરકારે ચલાવેલી અંગ્રેજી બોલીથી લોકો એક બીજાના વિચાર આપ લે કરવા લાગ્યા ત્યાં સુધી હિંદુ ધર્મ પ્રાંત પ્રાંતમાં જેમનો તેમ ચાલુ રહેલો હતો અને અમુક પંથ કાઢી વાડા બાંધી બેઠેલા પણ વેદ પ્રામાણ્ય સ્વીકારનારાઓ પણ ઠેકઠેકાણે પોતાનું ગાડું ગબડાવ્યે જતા હતા, અને હાલ પણ હિંદુ ધર્મ અને પંથોનાં ગાડાં જેમને તેમ ચાલે જાય છે. પરંતુ હમણાં કેળવણીના વધવાથી લોકો પોતે કોણ અને પોતાનો ધર્મ શું? તેનો વિચાર કરવા લાગ્યા છે. કેળવણી, આવ જાની સગવડો અને વિચારની આપ લેનું સાધન અંગ્રેજી વિદ્યા વધવાથી હાલ લોકોમાં ધર્મ સંબંધીની જાગૃતિ આવી છે અને ધર્માચાર્યો પણ પોતાનાં કર્તવ્યો તરફ પ્રવૃત્ત થવા માંડ્યા છે અને તેમાંથી જ આજ કાલ ચર્ચાતા ધાર્મિક ઝઘડાઓને જન્મ મળ્યો છે.

મણીલાલ છબ્બારામ.

---

# મિથ્યા કુળાભિમાન.

પાશ્ચાત્ય કેળવણીના સંસ્કાર આર્ય પ્રજાઓના મગજ પર પડવાથી ઘણે ભાગે સંસાર સુધારણા તરફ સર્વેનું લક્ષ દોરાયું છે. જુના વિચારના વૃદ્ધોની સંખ્યા પ્રત્યેક જ્ઞાતિઓમાં ઘટવા લાગી છે; કોઈ કોઈ જુના વિચારના છે પણ નવા વિચારોનું ઘર્ષણ થવાથી અતિશે આગ્રહી લાગતા નથી. જુનું બધું ખોટું અને નવુંજ ખરૂં એવો એક કેળવાએલો નવો વર્ગ ઉદ્ભવ્યો હતો પણ હાલના ગ્રાજ્યુએટોએ તેમનો દોર નરમ કરી નાખ્યો છે. આપણી આર્ય પ્રજામાં "બ્રાહ્મણ" એ મુખ્ય કોમ ગણાતી આવેલી છે "ब्राह्मणोऽस्यमुखमासीत्" બ્રાહ્મણો વિરાટ ભગવાનનું મુખ છે એમ વેદ ડિંડિમ રવેથી કહે છે. બીજી- બધી આર્ય પ્રજા બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે અમલ કરતી; બ્રાહ્મણ ત્રણે વર્ણનો ગુરૂ ગણાતો. હાલ બ્રાહ્મણોનું પૂર્વેનું મહત્ત્વ તો રહ્યું નથી છતાં હજી કંઈ છે; વિચાર કરીને બ્રાહ્મણો જો

પોતાના સંસાર–વ્યવહારમાં સુધારણા કરવાને કાળજીથી યત્ન કરે તો તેમને પગલે, પગલે બીજી કોમોમાં પણ સુધારો થાય. આગળ ફક્ત બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ ચાર જ વર્ણો હતા; હાલ જે પ્રત્યેક વર્ણમાં સેંકડો પેટા વિભાગ પડી ગયા છે તે નહતા. જ્યાં ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર હતો. વેદ કાળમાં તો બ્રાહ્મણો ત્રણે વર્ણની કન્યાઓ લેતા; હાલ તો પોતાની વર્ણમાં પણ જ્ઞાતિ વિભાગ પડી જવાથી જ્ઞાતિમાંથી જ કન્યા લેવાય છે અને અપાય છે; તેમાં પણ ગામ, ગામના અને કુળાભિમાનના રીવાજોએ પરસ્પરનું સત્યાનાશ વાળી નાખ્યુ છે. આપવા લેવામાં એટલો બધો સંકોચ થયો છે કે કેટલીક જ્ઞાતિઓ અસ્તપ્રાય થઈ છે અને થાય છે. મિથ્યા કુળાભિમાનમાં જોઇએ તેવાં જોડાં બાંધી શકાતાં નથી. વર કન્યા અને તેમનાં વાલીયો દુ:ખમાં અને પશ્ચાતાપમાં જીંદગી ગુજારે છે. ક્ષેત્રનો સંકોચ થવાથી અનેક પ્રકારની વિપત્તિઓ ભોગવવી પડે છે. આ વિષયમાં વિદ્વાનોએ ગદ્યપદ્યાત્મકમાં લેખની દ્વારાએ આર્ય પ્રજાઓની ઘણી સેવા બજાવી છે, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં વગેરે અનેક દુષ્ટ રીવાજો પર પસ્તાળ પડયે જાય છે; હવે તો લખવા કરતાં થોડું, થોડુ અમલમાં મૂકવાની ટેવ પાડવી જોઇએ. "આભ ઉડળમાં ભરવા જઇએ" એમ કદી બને તેમ નથી, અત્યારે બ્રાહ્મણની બધી જ્ઞાતિઓને એકત્ર કરવાનો પ્રયત્ન કરવો એ ભગીરથ પ્રયત્ન આપણી શક્તિ બહારનો છે માટે હાલ તો આપણી જ્ઞાતિમા મિથ્યા કુળાભિમાનના કઢગા રીવાજો છે તેને દૂર કરી કુળવાન ગણાતાઓ એ માર્ગ ખુલ્લો કરી આપવો જોઇએ, તેમ કરવું તે આગેવાનોની સત્તા બહારનો વિષય નથી આગેવાનો બોલે છે ખરા પણ સમય આવ્યે વર્તતા નથી, એટલે એમનુ વચન 'परोपदेशे पाण्डित्यम्' એમ ગણી લોકો હસી કાઢે છે. કહેવાતા કુળવાનો મામા માશીઓની કન્યાઓ આમન સામાન આપી પગાણે કુળવાન રહેવાની તદ્બીરો કરે છે અને નાહક બીચારા બીજાને અકુળવાન અને અવાચક કહી ફુટી મારે છે. એ કહેવાતા કળવાનોના કરતાં બીચારા પૈસે ટકે વિદ્યાએ ચઢીઆતા હોય છે છતાં આગેવાનો મત્સરથી તેમનો તિરસ્કાર કરે છે. કેળવાએલા કુળવાનોને પુછશો કે આ બાબતમાં તમે કેટલો પ્રયત્ન કર્યો છે, તેના જવાબમાં તેઓ તમને એમ જ કહેવાના કે અમે એકલા શું કરીએ, આ નિર્માલ્ય જવાબથી સ્થૂળ બુદ્ધિવાળા સંતોષ પામશે, પણ જેમને ઉચ્ચ સંસ્કાર છે તે તો કહેવાના કે ભાઈ કુળના મિથ્યાભિમાનને તિલાંજલી આપવાના વિચારવાળા તમારી જ્ઞાતિમાં તમે એકલા જ છો કે તમારા વિચારને મળતા બીજા છે? એનો જવાબ તમને એવો મળશે કે જુજ વર્ગ કદાપિ હશે; પરંતુ તેથી શું વળવાનું. આ ઉત્તર માત્ર છેતરવાનું છે. પ્રત્યેક જ્ઞાતિમાં કન્યા આપતી વખતે કુળાભિમાન આડે આવે છે, લેતી વખતે આવતું નથી; રાયકવાળ વગેરે કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓમાં કન્યા લેવામાં પણ કુળાભિમાન હોય છે પણ એકે અભિમાન સુધારણાની આડે આવે તેવું નથી. કારણ કે કન્યા આપવી એ દરેક માબાપ કે કન્યાનાં વાલીઓની મુનસફીનો વિષય છે. જો અન્તઃકરણ પૂર્વક જ્ઞાતિના રિવાજો સુધારી બ્રાહ્મણ કોમનું ઐક્ય સાધવા સુધી નિશ્ચય થયો હોય તેવા અડગ સુધારકને જ્ઞાતિઓના આપ લે કરવાના અનિષ્ટ રીવાજો જરા પણ હરકત કરતા નથી. સુધારક કુળવાન્ ભલે જ્ઞાતિમાં એક જ હોય પરંતુ કન્યા આપવામાં તે સ્વતંત્ર જ છે. તેવા સુધારકે મિથ્યા કહેવાતા કુળવાનોને શોધવા ન જતાં જ્ઞાતિમાંથી વિદ્વાન, ભણેલો, સુખી એવો અકુળવાન છોકરો શોધી કાઢી કન્યા આપે તો

કોઈ જ્ઞાતિ તેને અડચણ કે બાધ કરી શકતી નથી. ભલે પોતાનું કુળ ઉતરવાની બીક લાગતી હોય તો છોકરાને કુળવાનની કન્યા લાવે પણ એ કામ ખરા સુધારકનું છે; નહિ કે લોકોને છેતરવા જાળ પાથરનારાઓનું ઘણી જ્ઞાતિઓમાં એવા ઢોંગીઓ આપણે જોઇએ છીયે કે કોઈ ગરીબ કુલવાન્ પોતાની ખરચવાની શક્તિને અભાવે કહેવાતા કુળવાનને કન્યા ન આપતાં એક પગથીયું ઉતરી કોઈ સુખીને કન્યા આપે તો એ સુધારકોજ એની નિંદા કરવા મચી પડે. ભાઈ જોયું કે રૂપિયા પંદરસેં લીધા! આવો મિથ્યા આરોપ મૂકનારા માત્ર લોકોમાં અમે સુધરેલા છિયે એવું દેખાડવા જ ડોળ કરનારા છે. જ્યાં સુધી આપણે નહિ સુધરીએ ત્યાં સુધી જ્ઞાતિને શી રીતે સુધારી શકીશું; અને જ્ઞાતિ નહિ સુધરે તો બીજી ભોજનવ્યવહાર સાથે કરનારી જ્ઞાતિઓને એકત્ર કરી ક્ષેત્ર વિશાળ શી રીતે કરવાના હતા? આપણે કહેવાતા કુળવાનો આપણે ચશમા ઉતારી આસપાસ દેખીશું તો પણ દીર્ઘ દૃષ્ટિ એની મેળે થશે. માટે કહેવા કરતાં કરી બતાવો હવે કર્તવ્ય જ શેષ છે. હજી બાજી હાથમાં છે અન્તઃકરણ પૂર્વક સુધારો ઇચ્છનારને કશું અસાધ્ય નથી. બ્રાહ્મણ વર્ગ પણ હવે ભિક્ષુક રહેવાને ઇચ્છતો નથી. કંઇ વ્યાપારી, કંઇ મીલોવાળા, કંઇ ઉચ્ચ અધિકારવાળા બ્રાહ્મણો સ્વજ્ઞાતિમાંથી મળી આવે છે, માટે સુધારક કુળવાનોને અમારી વિનતિ છે કે આપ કન્યાઓ લાવો ગમે ત્યાંથી પણ આ કુળવાન નહિ કહેવાતા પણ તમારી દૃષ્ટિએ સશાસ્ત્ર કુળવાન્ જેવા તમે ઉપદેશ દ્વારા સૂચવો છો તેવા છે માટે એકાદ માણસ પણ એવા વેપારી કે મીલવાળાને અથવા સત્તાધારીને કન્યા આપવાનો રીવાજ ચાલુ કરે તો રસ્તો પડવાથી ગરીબો નિંદાય નહિ અને સુધારણાનો માર્ગ સુલભ થાય તથાસ્તુ.

સર્વ શુભેચ્છક.

---

# બ્રાહ્મણોમાં-ગોત્રપ્રવરાદિ અને સ્થિત્યાંતરતા.

આ દુનિયાંમાં અનેક પ્રાણી ઉત્પન્ન કરેલાં છે. તેમાં મનુષ્ય પ્રાણી સર્વોતમ છે કેમકે તે ધર્મ-નિતિ અને જ્ઞાન ધરાવી શકે છે. તેમાં વળી બ્રાહ્મણો પોતાને સર્વ શ્રેષ્ઠ ગણાવે છે. તેનું કારણ આ સૃષ્ટિના ઉત્પન્ન કર્તા શ્રી બ્રહ્માજીના મુખથી ઉત્પન્ન થયા છે. સર્વે શરીરમાં બીજા અંગો કરતાં મુખ, એ ઉત્તમ અંગ છે. ઉત્તમથી ઉત્પન્ન થએલા ઉત્તમ જ હોવા જોઇએ. જ્યારે સર્વે જળમય સૃષ્ટિ હતી ત્યારે પરમાત્માની મરજીથી બ્રહ્મા ઉત્પન્ન થયા. અને જીવમય સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા થતાં મુખથી નીચેના ઋષિઓને ઉત્પન્ન કર્યા—

जमदग्निर्वसिष्ठोऽत्रि, विश्वामित्रोथ गौतमः ॥
भारद्वाजः कस्यपांस्योऽगस्त्यश्च गोत्रिण स्मृता ॥

(૧) જમદગ્નિ, (૨) વસિષ્ટ, (૩) અત્રિ, (૪) વિશ્વામિત્ર, (૫) ગૌતમ, (૬) ભારદ્વાજ, (૭) કસ્યપ, (૮) અગસ્ત્ય.

આ આઠના અને કોઈ છેલ્લા સિવાય સાતના વંશના સર્વે બ્રાહ્મણો પોતે છે એમ ખાત્રીથી માને છે એટલે મૂળ બ્રહ્માથી ઉત્પન્ન થએલા એક પિતાના વંશો અને વૃદ્ધિ થતાં મૂળ ઋષિઓના કુટંબીકોનો બ્રહ્મણો હશે તે હક દાવો રાખી શકે છે તો તેમણે પોતાની કુટંબીક માહિતી જાણવા સારૂઃ—

गोत्र शाखा वटकस्य, वेदा प्रवरा शिवा ॥
गणपति भैरवो देवी, नवं जानाति वाडवाः ॥

પોતાનું (૧) ગોત્ર, (૨, શાખા, (૩) અટક (૪) વેદ, (૫) પ્રવર, (૬) શીવ, (૭) ગણપતિ, (૮) ભૈરવ, (૯) અને કુળ દેવી એ નવની માહિતી અવસ્ય રાખવી જોઈએ છે. નિત્ય કર્માદિમાં તેની જરૂર પડે છે. પણ જેઓ—

સંધ્યા વેળે માતીકુ, કોદાળી ખટકર્મ, ધેંગ હોય બે આખલીયાં, તો-રહે બ્રાહ્મણનો ધર્મ, એમ વર્તનવાળાને, અગર એશી રોજ કડાકૂટ, એમ ધારનારને, તે મિથ્યા છે.

ઉપરના અષ્ટ ઋષિઓના વંશમા જે જે મહા વિદ્વાન થયા અને પ્રકાસ્યા તેઓ પ્રવર રૂપે ગણાયા છે.

श्रोतव्य नृप सावधान, मनसा सप्तर्षियो गोत्रिण ॥
स्तेषा पौत्र सुताद्य पत्य, मनुयः श्रेष्टोव भुवश्चये ॥
ते सर्व प्रवरानतेष्वनु भवेत्, साम्ये विवाहः क्वचिद्
पचानां त्रिषु षाद्दूषु समकृतं भगवादि वर्गे ध्विद ॥

મન સાવધાન રાખીને હે રાજા સાભળ-બ્રહ્માથી ઉત્પન્ન થએલા સત્પઋષિઓના વંશમાં જે પુત્રો અને પૌત્રોમાં ઘણા સારા વિદ્વાનો થઈ ગયા, તેઓ પ્રવર કહેવાયા છે. એ પ્રવરો જેમા સરખાંપણે મળતાં હોય તેઓમાં ક્યારે પણ વિવાહ સબંધ જોડવો ન જોઈએ. કેમકે તેઓ એક જ કુટંબી ગણાય છે.

ભગવાદિ ગોત્રમાં પાંચ પ્રવર અને ત્રણ પ્રવર એમ ભેદ છે.

सहस्त्र कक्षार्बुद सम्मितानी, गोत्राणि जातानि महितलेऽस्मिन्
एकोन पचाशदिहे रितानि, सत्पार्षि वृदस्यत एवतानि ॥

આ ભૂમિ ઉપર એટલાં બધાં ગોત્ર થયાં છે કે જે હજારો, લાખો, અને અર્બુદની સંખ્યામાં હશે, પણ બ્રહ્માથી ઉત્પન્ન થએલા सत्पर्षिना समूहमातो માત્ર ૪૯ ऐकोनपचाश ગોત્ર જ મુખ્ય છે. કારણ કે તેમાં થએલા પ્રવરોમાં વધારે ભેદ જોવામાં આવતો નથી.

વસ્તી પત્રકો હવે થવા લાગ્યાં છે. તે ઉપરથી જાણી શકીશું કે બ્રાહ્મણોની વસ્તી મોટે ભાગે ગુજરાતમાં અને તેની ઉત્તરે, પૂર્વે-દક્ષિણે અને પશ્ચિમે ગુજરાત અને તેના ભળતા પ્રદેશમાં બ્રાહ્મણ ઘણી જ્ઞાતિઓની સંખ્યા જોવામાં આવશે. પણ ગુજરાત સિવાયના ભાગમા જ્ઞાતિ સંખ્યા બ્રાહ્મણોની ઓછી જણાશે.

प्रजापतिर्हि वैश्याय, सृष्ट्वा परिददे पशून ॥
ब्राह्मणाय चराज्ञेच, सर्वाः परिददे प्रजाः ॥

પ્રજાપતિ બ્રહ્માએ જીવન પ્રજા-પશુવાદિને સરજીને શૂદ્રોને સોંપી. અને તમામ મનુષ્ય જાતને સરજીને બ્રાહ્મણ તથા ક્ષત્રીને સોંપી છે.

यानुपाश्रित्य तिष्टंति, लोकादेवाश्च सर्वदा ॥
ब्रह्मचैवधनयेषां, को हिंस्यात्तान् जिजीवीषुः ॥

બ્રાહ્મણોની સહાયતાથી મૃત્યુ લોકનો તથા દેવ લોકનો પણ નિર્વાહ થાય છે. (પોતાના વેદ મંત્ર વડે જ દેવને પણ બ્રાહ્મણો પ્રતિષ્ઠીત કરી શકે છે ત્યારેજ પૂજાય છે.) તેવા બ્રાહ્મણને કાંઈ પણ ઈજા કરીને સુખ પામવાની ઈચ્છાવાળો મનુષ્ય ક્યાં રહી શકે?

नविद्वांश्चैव विद्वांश्च, ब्राह्मणो दैवतं महत्
पणीतश्चा पणीतश्च, यथाग्निर्दैवत महत ॥

બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન (મૂર્ખ) હોય તો પણ બ્રાહ્મણનું દૈવત મોટું છે જેમકે અગ્નિ વેદમંત્રથી પ્રગટાવેલો હોય અથવા એમને એમ હોય તો પણ બાળી નાંખવાને સમર્થ છે.

श्मशानष्वपि तेजस्वी, पावको नैव दुष्यति ॥
हूयमानश्च यज्ञेषु, भूय एवाभिवर्द्धते ॥

શ્મશાનમાં પણ અગ્નિ અપવિત્ર થતો નથી પણ હવનની પેઠે તેમાં ઘી હોમે છે, ત્યારે ભડકો થઇને તેજસ્વી થાય છે. મતલબ કે બ્રાહ્મણને ધર્મ સંસ્કાર જોડાતાં તે મૂળ સ્વરૂપે પ્રકાશે છે.

हुंकारं ब्राह्मणस्योक्ता त्वंकारंच गरीयसः
स्नात्वानश्नहः शेप, मभिवाद्य प्रसादयेत् ॥

બ્રાહ્મણને જો કોઈ હુંકારો કે તુંકારો કરે તો તેણે સ્નાન કરીને એક દિવસ ઉપવાસ કરી બે હાથ જોડીને તે બ્રાહ્મણનું અભિવંદન કરીને પગે લાગવું.

ताडयित्वा तृणेनापि, कंठेवा बध्य वाससा ॥
ववादे वा विनिर्जित्य, प्रणिपत्य प्रसादयेत् ॥

કદાપિને બ્રાહ્મણને જો એક ત્રણખલાથી પણ મારવામાં આવ્યો હોય અથવા ગળે લૂગડું બાંધવામાં આવ્યું હોય, અગર તેને વાદવિવાદમાં હરાવવામાં આવ્યો હોય, તો, તેવો વાંક કરનારે તે બ્રાહ્મણને હરેક પ્રકારે પ્રણિપત કરીને પણ રાજી કરવો.

तेषां वेद विदो ब्रुयु, स्त्रयोप्यनः सुनिष्कृतिम्
सातेषां पावनायस्यात्, पवित्रं विदुषां हिवाक् ॥.

કનોજથી આવીને વસ્યા તે કનોજીઆ, ગયાજીથી આવી વસ્યા ગયાવાળ, (ભરૂચ) ભૃગુપુરીના ભાર્ગવ, મોતાવાસી મોતાળા, દક્ષિણમાંથી આવનારા, દેશસ્થ, કોકણ મધેના કોકણસ્થ, અને સેણવી, એ વિગેરે રૂષિ મુની પૈકીના બ્રાહ્મણ ગણો જ્યાં વસ્યા તે સ્થાનના કહેવાય છે. અને પાછળથી ઉદ્યમ અર્થે બીજા સ્થાનોએથી આવીને ગુજરાતમા વસ્યા તે, તે સ્થાનના કહેવાયા.

જો કે દરેક સંજ્ઞાવાળી જ્ઞાતિમા સમર્થ વિદ્વાન થએલાને પોતાને જૂના ગણાવાની અપેક્ષા થતાં પોતાની જ્ઞાતિનું પુરાણ કેટલાકે રચીને ઘણી મુદ્દતે બહાર પાડયું જણાશે.

પરંતુ હાલના શોધ ખોળના સંશોધકોને તેવાં પુરાણોમાં આદ્ય અતનો સંબંધ, ભાષા સંબંધ, રાજ્યકર્તાનો કાળમાન, જનસમૂહના આચાર વર્તનની તેમાં આવી ગએલી સ્વાભાવિક શૈલિ વીગેરેને લીધે બારીક દૃષ્ટીના આધુનિક તપાસ કરનાર વિદ્વાનોને—એલા સ્વાભા- સૈકામા, કયા રાજ્યઅમલમાં અને તે વખતની ભાષા પ્રચાર અને વિદ્વાનોને—એ ગ્રંથ કયા વિચારાદિથી દિગ્દર્શન થશે.

અને જનસમૂહના આચાર

બ્રાહ્મણો—રાજા—પ્રજામા પ્રશસન્ય હતા. મવે પ્રજા નિસ્પ્રહ રહેતા છતાં તેમનુ પોષણ થતું, અને આમન્યા રાજા પ્રજા કોઈ લોપતું નહિ. સર્વ પ્રજામા શ્રેષ્ઠ અને પૂજ્યનિક મનાતા તેઓ થતું, અને તેમનાથી સદા સર્વથા ધર્મ ધ્યાન સચવાતું, ધર્મસ્ય ટ્રપતું નહિ, તે નીચેની હકીકતથી જણાશે.

બ્રાહ્મણ તે ધર્મનું धर्मस्य ब्राह्मणोमूक मम राजन्य उच्यते

તે ધર્મનું મૂળ છે અને ક્ષત્રી તે શિખર તુલ્ય છે.

क्षत्रियो बाहुवीर्येण तरेदापद मात्मनः ॥
धनेन वैश्यशूद्रौ तु जपहोम द्विजोत्तमः ॥

ક્ષત્રી પોતાના બાહુબળથી આવેલી આપદાને દૂર કરી શકે છે, અને વૈશ્યો તથા શુદ્રો ધન વડે પોતાની આપદા મટાડી શકે છે, પણ બ્રાહ્મણો તો પોતાના ધર્મબળ જપ તપ, હોમથી અનેક પીડાને હઠાવી શકે છે. તેથી—

स्ववीर्या राजवीर्याश्च, स्ववीर्यं बलवत्तरम् ॥
तस्मात् स्वेनैव वीर्येण निगृण्हीयादरीन् द्विजः ॥

રાજાને તો બીજાની શક્તિ ઉપર આધાર રહેલો છે પણ બ્રાહ્મણને તો પોતાની જ શક્તિ ઉપર આધાર છે માટે રાજાથી પણ વધારે શક્તિવાન બ્રાહ્મણ છે.

न ब्राह्मणो वेदयत किंचि द्राजनि धर्मवित् ॥
स्ववीर्य्येणैव तान शिष्यान्मानवा नृपकोरिणः ॥

ધર્મશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણને પોતાનુ ભારે નુકશાન કરનારને માટે રાજાને પણ ફરિયાદ કરવી પડતી નથી કેમકે તે પોતાની શક્તિ વડે નુકશાન કરનારને બ્રાહ્મણ પોતે શાસન કરવાને (શાપથી.) સમર્થ શક્તિવાન છે.

છે પણ જ્યાં ગોર અને યજમાન બંનેજ એવા બને છે ત્યાં ગમે તેમ ઠોકાય છે. એવાઓ વિવાહ સંબંધ પણ સ્વગોત્રમાં કરી બેસે છે. તેથી વંશ વૃદ્ધિ થતી નથી અને સુખી થતા નથી એ ગોત્ર ગમનના દોષનો પ્રભાવ છે. ભૂલ કરેલા બ્રાહ્મણો ધાર્મિક અને ખરા હોય છે તે પાછળથી થએલી ભૂલ જાણતાં ભાઈ બેનના સંબંધથી સંસાર નભાવીને આયુષ્ય પુરૂ કરે લાના દાખલા છે. તેવાને પ્રસિદ્ધિમાં લાવવા ઉચિત નથી.

## ગોત્રાવલી નીચે પ્રમાણે—

> सप्ताब्धि, पंचाक्ष, दिगाब्धि वेद, दशेति संख्या प्रमितानि भूप
> श्री जामदग्न्यादि मुनीश्वराणां न्युनैक पञ्चाशदति स्फूटानि ॥

એ રીતે જમદગ્નિ ઋષિનાં ૭ વંશો, વસિષ્ટના ૪ વંશો, અત્રિના ૫ વંશો, વિશ્વામિત્રના ૫ વંશો, ગૌતમના ૧૦ વંશો ભારદ્વાજના ૪ વંશો, કશ્યપના ૪ વંશ અને અગસ્ત્યના ૧૦ વંશ ગોત્રો મળીને કુલ ૪૯ વંશ ગોત્રો થયાની વીગત નીચે પ્રમાણે—

### (१) जमदग्नि के भृगुनां ७ वंश.

| | |
|---|---|
| (१) वत्स, | (५) यास्क |
| (२) विद | (६) वैन्य |
| (३) आर्ष्टिषेण | (७) शुनक |
| (४) मित्रयुव | |

તે સાતેના દરેક વંશનાં પ્રવર નીચે મુજબ—

(૧) वत्स=૧ ભાર્ગવ, ૨ ચ્યવન, ૩ આપ્નવાન, ૪ ઔર્વ, ૫ જામદગ્ન્ય, પાંચ પ્રવર એ છે.

(૨) विद के वेद=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, એ ત્રિપ્રવર. અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય છે.

(૩) आर्ष्टिषेण=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, ઔર્વ, અને વૈદ એ પાંચ પ્રવર છે.

વળી કેટલાક ભાર્ગવ, ચ્યવન, અને જમદગ્ન્ય એમ ત્રિપ્રવર અથવા ભાર્ગવ, ચ્યવન, અને આપ્નવાન એમ ત્રિપ્રવર કહે છે.

(૪) मित्रयुव=ભાર્ગત, ચ્યવન, દિવોદાસ એ ત્રણ અને કેટલાક વાધ્નશ્વ, એ એક જ પ્રવર માને છે.

(૫) यास्क=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, અથવા ભાર્ગવ, વૈતહવ્ય, સાવેતમ એ ત્રણ પ્રવર કહે છે.

(૬) वैन्य=ભાર્ગવ, વૈન્ય, પર્થ, એ ત્રણ.

(૭) शुनक=શૌનકજ, અથવા ગાર્ત્સમદ, અથવા ભાર્ગવ અને ગર્ત્સમદ એમ બે પ્રવર કહ્યાં છે.

છે પણ જ્યા ગોર અને યજમાન બનેજ એવા બને છે ત્યાં શમે તેમ ઠોકાય છે. એવાઓ વિવાહ સંબધ પણ સ્વગોત્રમા કરી બેસે છે. તેથી વંશ વૃદ્ધિ થતી નથી અને સુખી થતા નથી એ ગોત્ર ગમનના દોષનો પ્રભાવ છે ભૂલ કરેલા બ્રાહ્મણો ધાર્મિક અને ખરા હોય છે તે પાછળથી થએલી ભૂલ જાણતાં ભાઈ બેનના સંબંધથી સંસાર નભાવીને આયુષ્ય પુરૂ કરે લાના દાખલા છે. તેવાને પ્રસિદ્ધિમા લાવવા ઉચિત નથી.

## ગોત્રાવલી નીચે પ્રમાણે—

सप्ताब्धि, पञ्चाक्ष, दिगाब्धि वेद, दशेति सङ्ख्या प्रमितानि भूप
श्री जामदग्न्यादि मुनीश्वराणां न्युनैक पञ्चाशदति स्फूटानि ॥

એ રીતે જમદગ્નિ ઋષિના ૭ વંશો, વસિષ્ટના ૪ વંશો, અત્રિના ૫ વંશો, વિશ્વામિત્રના ૫ વંશો, ગૌતમના ૧૦ વંશો ભારદ્વાજના ૪ વંશો, કશ્યપના ૪ વંશ અને અગસ્તના ૧૦ વંશ ગોત્રો મળીને કુલ ૪૯ વંશ ગોત્રો થયાની વીગત નીચે પ્રમાણે—

### (१) जमदग्नि के भृगुना ७ वंश.

(१) वत्स, (५) यास्क
(२) विद (६) वैन्य
(३) आर्ष्टिषेण (७) शुनक
(४) मित्रयुव

તે સાતેના દરેક વંશના પ્રવર નીચે મુજબ—

(૧) वत्स=૧ ભાર્ગવ, ૨ ચ્યવન, ૩ આપ્નવાન, ૪ ઔર્વ, ૫ જામદગ્ન્ય, પાંચ પ્રવર એ છે.

(૨) विद के वेद=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, એ ત્રિપ્રવર. અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય છે.

(૩) आर्ष्टिषेण=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, ઔર્વ, અને વૈદ એ પાચ પ્રવર છે.

વળી કેટલાક ભાર્ગવ, ચ્યવન, અને જમદગ્ન્ય એમ ત્રિપ્રવર અથવા ભાર્ગવ, ચ્યવન, અને આપ્નવાન એમ ત્રિપ્રવર કહે છે.

(૪) मित्रयुव=ભાર્ગત, ચ્યવન, દિવોદાસ એ ત્રણ અને કેટલાક વાધ્ન્યશ્વ, એ એક જ પ્રવર માને છે.

(૫) यास्क=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, અથવા ભાર્ગવ, વૈતહવ્ય, સાવેતસ એ ત્રણ પ્રવર કહે છે.

(૬) वैन्य=ભાર્ગવ, વૈન્ય, પાર્થ, એ ત્રણ.

(૭) शुनक=શૌનકજ, અથવા ગાર્ત્સમદ, અથવા ભાર્ગવ અને ગર્ત્સમદ એમ બે પ્રવર કહ્યા છે.

થયા ત્યારે ઘણો આગ્રહ, સમજાવી અને સત્કારથી તેમની યોગ્યતા મુજબ ગામ, ગરાસ આપીને વસાવ્યા. તેઓ ઉત્તરમાંથી આવેલા માટે ઔદિચ્યો નામ પડ્યું.

શિષ્ય ગણો આવેલા તે પણ છૂટા છવાયા વસી રહેલા જણાય છે અને રસ્તે આવતાં રહી પડેલા શિષ્યો પોતાના ગુરૂને આવવાની આશા રહીત થવાથી તેઓ પણ જ્યાં ત્યાં રહી પડયા.

આથી ગુજરાતમાં વૈદીક સદ્ધર્મના પ્રભાવને અંગે સુનિતિ અને સદાચાર રાજા અને પ્રજામાં વધ્યો.

તેમાંની કેટલીક જ્ઞાતિવાળા તો પોતે સ્વાશ્રિત જ રહ્યા. પોતાના ઉત્તમ બ્રાહ્મણ ધર્મ કર્મથી પરાશ્રિત થઇને નષ્ટ થવું યોગ્ય નથી એમ ધારી અદ્યાપિ પર્યંત સ્વાશ્રિત જ રહેલા છે.

પણ કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓ પોતાના સ્થાનના કે બીજા વણિકો આદિ શદ્રોની સુશ્રુતા કરવા લાગ્યા જેથી તેમણે પોતાના ગોર સ્થાપ્યા છે. તેમાંની કેટલીક ઉંચ ધંધાવાળી નાતોના ગોર બીજાની સાથે સંપંક્ત રહી શક્યા છે પણ અધમ ધંધાધારીના ગોરો પંક્તિ બહીષ્કાર થયાથી તેઓને પોતાનો નાનો એક વાડો કરી બેસવાની ફરજ પડેલી જણાય છે—જેમકે નાગર વાણીયાના નાગર બ્રાહ્મણ ગોર છે, મોઢ વાણીયાના મોઢ બ્રાહ્મણ ગોર છે. શ્રીમાળી વાણીયાના શ્રીમાળી બ્રાહ્મણ ગોર છે, તેમ ઝારોલાના ઝારોળા, વાયડાના વાયડા, હરસોલાના હરસોલા, દાયમા રજપૂતના દાયમા બ્રાહ્મણ ગોર છે. એ વિગેરે ઉત્તમ વર્ણોના ગોરો ઉપરાંત ઘાંચીના ઘાંચી ગોર, લુહારના લુહાર ગોર, ખમારના ખમાર ગોર, દરજીના સઇગોર, રાવતના રાવત ગોર, ભાવસારના ભાવસાર ગોર, ખાત્રીના ખાત્રી ગોર, સુતારના સુતાર ગોર વીગેરે ધંધાની નાત નામધારીના ગોર છપાયા છે તે બ્રાહ્મણોમાં બહીષ્કાર થયાથી એવી અનેક નાતો પણ થઇ છે તે સર્વ મૂળે ઉદિચ્યો અને સાથે આવેલા શિષ્ય ગણો પૈકીના છે. લુવાણાના ગોર સારસ્વત લુવાણા સાથે અને રાજ્યના થએલા ગોર રાજગર બ્રાહ્મણો યજમાનો સાથે ભોજન લેતા કહેવાય છે. તેમનાં પણ સતર્ષિ અને ગોત્ર શાખા પ્રવરાદિ સરખાં, ઘણે ભાગે મળતાં જ જણાશે.

મહાત્મા ઋષિ મુનિઓએ અગમ ચેતી એવી વાપરી છે કે પોતાના કુટંબી કોને ઓળખી રાખવા માટે પોતાનું ગોત્ર–પ્રવર–અટક–શાખાદિ હરહમેશ યાદ રાખવાને દરરોજના નિત્ય અને નૈમિતિક ધર્મ કાર્યમાં યાદ કરીને આગળ કામ લેવા માંડવામાં આવે છે. એથી પોતીકા સંબધીઓ જો દુર દુર દેશ જઈને વસેલા હોય, અને એક બીજાની ઓળખાણ ભૂલ્યા હોય, તોપણ ગોત્રોચાર કરતાં જ પોતાના સંબંધીકોને જાણી શકે છે. અને વિવાહાદિક સબંધમાં ભૂલ થતાં અટકાવે છે. ખરા બ્રાહ્મણો અદ્યાપિ એ પ્રસંસા પાત્ર પ્રથા ચાલુ રાખીને રહેલા છે.

કેટલાકની અટકો પોતાના ઉદ્યોગ કર્મ કાર્યના અંગે બદલાઈ છે જેમકે પ્રથમની અટક જુદી છતાં જ્યોતિષનું કાર્ય બે ત્રણ પેઢીથી ચાલતું આવ્યાને લીધે જોશી જ કહેવાય છે. લાંબી મુદત ગોરપદાને લીધે ગોરજ છપાયા છે. યજ્ઞોહોત્ર રાખનાર અગ્નિહોત્રી કહેવાયા છે, વીગેરે વિગેરે પણ ધર્મ કાર્યમાં તો તેમનાં ગોત્રોચાર અસલ પ્રમાણે જ થાય છે. કેટલાક બ્રાહ્મણો પોતાનાં ગોત્રોચાર ભૂલ્યા હોય છે તો તેમના પુરોહિતો તે યાદ રાખીને બોલી દેખાડે

## ૪ विश्वामित्र ऋषि वंश.

આ વિશ્વામિત્ર ઋષિવંશમા ૧૦ પુરૂષો ગોત્ર કર્તા થયા છે તેમના પ્રવરની હકીકત—

(૧) कुशीक=વિશ્વામિત્ર અને દેવરાજ એ બે જ પ્રવર છે પણ ત્રીજુ દેવલ ગણે છે.

(૨) लौहित=વિશ્વામિત્ર, લોહિત, અને અષ્ટક એત્રણ અથવા કેટલાક માધુચ્છદ, વૈશ્વારથ, અને અષ્ટક એ ત્રણ પ્રવર ગણે છે.

(૩) रौक्षक=વિશ્વામિત્ર, ગાથિન, અને રૈણુવ. અથવા વિશ્વામિત્ર રૌક્ષક, અને રૈણુવ એ ત્રણ ગણે છે.

(૪) कामकायन=વિશ્વામિત્ર, દેવશ્રવસ, અને દેવતરસ, આ ત્રણ અથવા વિશ્વામિત્ર દેવ તરસ, અને દેવશ્રવસ એ ત્રણ કહે છે.

(૫) अजना=વિશ્વામિત્ર, માધુચ્છદ, અને અજ, એ ત્રણ અથવા વિશ્વામિત્ર, આમ રમરથ્ય, અને માધુલ એમ પણ કહે છે

(૬) पुत=વિશ્વામિત્ર, કાત્ય, અને આક્ષિલ એ ત્રણ છે

(૭) धनजय=વિશ્વામિત્ર, માધુચ્છદ, અને અઘમર્ષણ એ ત્રણ અગર વિશ્વામિત્ર, માધુચ્છદ અને ધનજય એ ત્રણ પણ કહે છે.

(૮) अघमर्षण=વિશ્વામિત્ર અને અઘમર્ષણ એ બે છે

(૯) पुपण=વિશ્વામિત્ર અને પુપણ એ બે છે અથવા વિશ્વામિત્ર, દેવરાજ, અને પુપણ એ ત્રણ પણ છે.

(૧૦) इंद्रकौशिक=વિશ્વામિત્ર, અને ઇદ્રકૌશિક એવા બે છે.

એ રીતે વિશ્વામિત્રનો વશ ગણ્યુ છે

## ૫ गौतम वंश

ગૌતમ ઋષિના વશમા ૧૦ પુરૂષો ગોત્ર કર્તા થયા છે. પ્રવર નીચે મુજબ

(૧) आयास्य=આગીરસ, શારદ્વત, અને ગૌતમ એ ત્રિપ્રવર.

(૨) शारद्वत=આગીરસ, શારદ્વત, અને ગૌતમ એ ત્રણ પ્રવર છે.

(૩) वामदेव=આગીરસ, વામદેવ, ને ગૌતમ.

(૪) कौमड=આગીરસ, ઔતથ્ય, અને દૈર્ઘતમસ, એ ત્રણ પ્રવર છે.

(૫) राहुगण=આગીરસ અને રાહુગણ છે.

(૬) उतथ्य=આગીરસ, ઉતથ્ય, ને ગૌતમ.

(૭) बृहदुक्थ=આગીરસ, બ્હદુક્થ, ને ગૌતમ.

(૮) सोमराज=આગીરસ, સોમરાજ, ને ગૌતમ.

(૯) करेणुपाल=કરેણુપાળ, એ એક જ પ્રવર છે.

(૧૦) औशनस=ઔશનસ એ એક જ પ્રવર છે.

એ રીતે મુની ગૌતમનાં ગોત્રપ્રવર જાણવાં—

## ६ भारद्वाज वंश गोत्र.

આ ભારદ્વાજ વંશ કુળમાં ૪ ચાર જ ગોત્ર કર્તા પુરૂષ ઉત્પન્ન થયા છે તેમનાં પ્રવર

(૧) भारद्वाज=ભારદ્વાજ, આંગીરસ અને બાર્હસ્પસ, એ ત્રણ પ્રવર છે.

(૨) गार्ग=આંગીરસ, સૈન્ય, અને ગાર્ગ્ય, એ ત્રણ અથવા ભારદ્વાજ, ગાર્ગ્ય અને સૈન્ય એ ત્રણ ગણે છે.

(૩) ऋक्ष=આંગીરસ, માતવચસ, અને વાંદન, એ ત્રણ અથવા આંગીરસ, બાર્હ સ્પસ, ભારદ્વાજ, વાંદન અને માતવચસ, એ પાંચ પ્રવર ગણે છે.

(૪) कपी=આંગીરસ, મહીયવ, અને રૂક્ષયસ, એ ત્રણ પ્રવર છે.

એ રીતનાં ભારદ્વાજ કુળ ગોત્ર પ્રવર છે.

## ૭ काश्यप वंश.

આ કાસ્યપ વંશમાં (૫) ગોત્રકર્તા થયા તેમનાં પ્રવર નીચે પ્રમાણે—

(૧) काश्यप=કાસ્યપ, વત્સાર, અને નૈધ્રુવ એ ત્રણ અથવા કાસ્યપ, વત્સાર અને અસિત એ ત્રણ પ્રવર ગણે છે.

(૨) निध्रुव=કાસ્યપ, વત્સાર, અને નૈધ્રુવ, એ ત્રણ પ્રવર કર્તા થયા છે.

(૩) शांडिल्य=કાસ્યપ, વત્સાર, અને શાંડિલ્ય એ ત્રણ અથવા શાંડિલને બદલે દેવળ અથવા અસિત, દેવસ અને શાંડિલ એમ ગણે છે.

(૪) रैभ्य=કાસ્યપ, વત્સાર, રૈભ્ય, એ ત્રણ છે.

(૫) लौगाक्षि=કાસ્યપ, વત્સાર, અને વસિષ્ટ એ ત્રણ પ્રવર છે.

એ રીતે કાસ્યપ ગોત્રમાં સહકુટુંબીક જાણવા.

## (૮) अगस्त्य मुनि वंश.

આઠમા આ ઋષિ મુનિ વંશમાં ૧૦ કુલ ગોત્ર થયાં છે પણ તેમાંનાં પ્રસિદ્ધ ૪ જણાયાંછે.

(૧) इध्मवाह=આગસ્ત્ય, દીર્ધચ્યુત, અને ઈધ્યમવાહ એ ત્રણ અથવા એક જ આગસ્ત્ય પણ કહે છે.

(૨) सोमवाह=આગસ્ત્ય, દીર્ધચ્યુત, સોમવાહ.

(૩) दर्भवाह=આગસ્ત્ય, દીર્ધચ્યુત, ને દર્ભવાહ.

(૪) यज्ञवाह=આગસ્ત્ય, દીર્ધચ્યુત, યજ્ઞવાહ એ ત્રણ છે.

એ ચાર પ્રસિદ્ધ ગોત્રો સિવાય બીજા ગ્રંથોમાં ઋષિઓએ નીચેનાને પણ ગોત્ર કર્તા ગણ્યાછે.

૧ સાંભવાહ, ૬ પુર્ણમાસ.

૨ દત્તવાહ, ૭ અર્દ્દદ.

૩ અનવાહ, ૮ સારવાહ
૪ પૈનાકપાણી. ૯ દંતવાહ.
૫ હિમવાહ.

એ રીતે અગસ્ત્ય વંશ ગણાય છે.

ગોત્રપ્રવરાદિક બાબતમાં ઘણુંક સ્થિત્યાંતર થયું છે અને તેથી કેટલાકને આ વિષય વાંચીને શંકા શિલ થવાનું બને તો પોતે પોતાની મન મરજી પ્રમાણે માની લાવાને હરકત નથી. આ વિષય વિવાદીત થવા માટે ઇચ્છીત નથી તેથી સભ્ય જનોને મારી પ્રાર્થના છે કે પોતે જેમ સમજતા હોય તેમ સમજી લેશો અગર સુધારી લેશો.

વિષય એવો છે કે પોતે પોતાની શંકાને શોધી-શંકા દુર કરવા યત્ન કરે તો જ પોતે પોતાનું શોધી શકે-ગ્રંથો એટલા બધા રૂપતાંતરો થએલા જણાશે કે અસલ કયું અને રૂપાંતર કયું તે લાંબા વખતે અને સ્વાનુભવે સમજી શકાય. મૂન્ડે મૂન્ડે મતિ ર્ભિન્ના પ્રમાણે જૂદા જૂદા ગ્રંથકારો કરી ગયા છે તો આધુનિક વિદ્વત જનો કરે એ કાંઈ નવિનતા નથી તોપણ ઘણે ભાગે સરખાપણું આવે છે તેથી પોતે પોતાની શંકાનું સમાધાન વિચારી લેવું એ ઉત્તમ માર્ગ છે ઘણી જ્ઞાતિઓ છિન્ન ભિન્ન હોવાથી પોતાના અસલ આચાર વિચારમાં ભૂલચાપ પણ થએલી સંભવિત ધારવી જોઇએ અને અટક, શાખા, પ્રવર, વેદ, અને દેવી, ગણપતી આદિમાં ભૂલ થવા પામેલી ઘણાકને જણાશે. અરે ? ઘણાક તો પોતાની કુળ દેવ્યાનું નામ પણ જાણતા નથી અને તેથી બેચરાજી અગર અંબાજી એજ અગર ગામની કોઈ માતાએ પોતાના બાળકોના વાળ-બાળમુવાળા ઉતરાવતા થએલા ઘણેજ ભાગે જોશો

સપક્તીક બ્રાહ્મણોની યાદી પ્રગટ કરી હતી ત્યારે એક સુજ્ઞ મહાશયે શંકા બતાવી હતી કે અમુક બેત્રણ જ્ઞાતિઓ સપક્ત લાગતી નથી તેનો ખુલાસો કરવો પણ તે જ ગૃહસ્થ સંબંધકમાં શહેર ચોરાશી જમાડવામાં આવી અને ત્યાર બાદ એક ચોકે સર્વ સપક્તીક બ્રાહ્મણોની ચોરાશી ધનાસુતારની પોળમાં જમી ત્યારે તેઓ પોતે જ પોતાની શંકા સ્વાનુભવે સુધારી શકયા હતા એમ આ બાબતમાં વિવાદીત થવા મારી ઇચ્છા નથી.

લી. બ્રાહ્મણ સેવક
**નાનાલાલ દેવશંકર યાજ્ઞિક.**
અમદાવાદ.

# *બ્રાહ્મણો.

ઇસ્વી. ૧૮૯૧ માં ગુજરાતના બ્રાહ્મણોની વસ્તી કચ્છ અને કાઠીઆવાડનો સમાવેશ કરતાં ૫૬૮૮૬૮ ની હતી અથવા તો સમગ્ર હીન્દુ વસ્તીની ૫૭૫ ટકા જેટલી હતી.

દયારામના કાવ્યો અને મીરાતે-આહમદી ( ઈસ્વી ૧૭૬૦ ) માં આપેલા વર્ણન ઉપરથી માલુમ પડે છે કે બ્રાહ્મણની ગુજરાતમાં ૮૪ જાતીઓ છે પરંતુ તેમાં દર્શાવેલી જાતીઓ એકબીજા સાથે મળતી આવતી નથી, તેમજ હાલ ગુજરાતમાં નહિ જણાતી જાતીઓના નામ તેમાં આવેલા છે. અને મુખ્ય કેટલીક જાતીઓ પડતી મુકવામાં આવી છે તે ઉપરથી અનુમાન કરી શકાય કે ચોરાસીની સંખ્યાની માત્ર એક સાધારણ માન્યતા છે. પેટા વિભાગ બાદ કરતાં એમ માલુમ પડી આવ્યું છે કે ગુજરાતમાં બ્રાહ્મણોની જુદી જુદી ૭૯ જાતો છે. તેઓમાંની ઘણીખરી જાતો એકબીજા સાથે ભોજન વ્યવહાર રાખે છે. પરંતુ કન્યા વ્યવહાર હોતો નથી. દરેક જાતીમાં ભીક્ષુક અને ગૃહસ્થ નામના બે ભાગ હોય છે. આ નીયમને અપવાદ રૂપ ફક્ત અનાવલા બ્રાહ્મણોની જ્ઞાતી છે જેમાં સઘળા ગૃહસ્થ છે. ભાર્ગવ નાગર અને બીજા થોડા બ્રાહ્મણો સીવાય ગુજરાતના સઘળા બ્રાહ્મણો ઘણું કરીને યજુરવેદી હોય છે. દરેક વિભાગમાં પાંચથી પચીસ ગોત્ર હોય છે અને દરેક ગોત્ર અમુક રૂષીના વંશના હોવાનો દાવો કરે છે. એકજ ગોત્રના કુટુંબીઓમાં એકબીજા સાથે લગ્ન થઇ શકતાં નથી. ભીક્ષુક અથવા ગૃહસ્થની પદવી વંશપરંપરાથી ચાલતી આવે છે અને તેને ધંધા સાથે કાંઈ સંબંધ હોતો નથી. બ્રાહ્મણોની મુખ્ય ૫૪ જાતો છે. તેમાં ઔદીચ, ખેડાવાળ, મેવાડા, મોઢ, નાગર, શ્રીગોડ અને શ્રીમાળી જાતના બ્રાહ્મણો કચ્છ અને કાઠીઆવાડનો સમાવેશ કરતાં આખા પ્રાંતમાં માલુમ પડી આવે છે. બ્રાહ્મણોની ૫૪ જાતોની વીગત નીચે પ્રમાણે છે.

**અબોટ.** તેમની સંખ્યા ૫૧૪૩ ની છે. કચ્છ અને કાઠીઆવાડમાં તેઓ રહે છે. શ્રી કૃષ્ણે દ્વારકામાં કરેલા યજ્ઞ વખતે ગરૂડ સાથે આવેલા વાલ્મીકના નાના પુત્રના વંશના છે તેમ તેઓ બતાવે છે તેઓની જાતી ઘણી ગરીબ છે અને તેમનો ધંધો મંદીરમાં સેવક તરીકે રહેવાનો, મીઠાઇ બનાવવાનો અને ભીખ માગવાનો છે. થોડાક ખેતીનો ધંધો કરે છે. તેઓ વૈશ્નવ સંપ્રદાયના છે અને કુળદેવતા તરીકે દ્વારકાનાથને પુજે છે.

**અનાવલા.** તેઓ ભાટેલા અને મસ્તાનના ઉપનામથી ઓળખાય છે. તેઓની સંખ્યા ૪૦૩૩૪ ની છે અને તેઓ સુરત જીલ્લા અને વડોદરા રાજ્યમાં તેઓની વસ્તી છે. દક્ષીણ ગુજરાતમાં તેઓ પ્રવીણ ખેડુત લેખાય છે. અનાવલા નામ સુરતની પુર્વે આશરે ચાલીસ માઈલ ઉપર આવેલું ગાયકવાડના તાબાનું અનાવલ ગામ ઉપરથી પડ્યું છે. મસ્તાન અને ભાટેલા નામ આ ઉપરથી પડ્યું તે અચોકસ છે. મસ્તાનનો અર્થ તોફાની અથવા મગરૂર થાય છે જે અર્થ આગળના ખેડુતો અને દેસાઇઓના ગુણ સાથે મળતો આવે છે. મસ્તાન શબ્દ કદાચ મહાસ્થાન ઉપરથી ઉતરી આવેલો હોય અને તેઓ ગુજરાતમાં આવી વસ્યા તે વખતની

* બોમ્બે ગેઝીટીયર ગુજરાત હિંદુપોપ્યુલેસન બ્રાહ્મણમાંથી ઉતારો.

કોઈ જગ્યાનું નામ હોય ભાટેલા શબ્દ પણ કદાચ ભાટ અથવા ભાત ઉપરથી નીપજેલો હોય ભાટ શબ્દ ભાટ જાતી સાથે જોડાયેલો છે અને તેઓ ડાંગર ઉપજાવવામાં પ્રખ્યાત હોવાથી કદાચ ભાતનો અપભ્રંસ થઇ ભાટ થયો હોય અને તેમ હોય પરંતુ ભાટેલાનું નામ તેઓને પસંદ નથી. એવું પણ માનવામા આવે છે કે ઉત્તર હીન્દુસ્તાનમાંથી પાછળથી આવેલા બ્રાહ્મણોએ તેમને ભ્રષ્ટ થયેલા કહ્યા હોય અને તે ઉપરથી તેઓ ભાટેલા કહેવાયા. તેઓની ઉતપત્તી વીષે લોક માન્યતા એમ છે કે જ્યારે શ્રી રામચંદ્ર લંકામાંથી વીજય મેળવી પાછા ફર્યા તે વખતે સુરતની પાસે આવેલા વારસદાની ટેકરીઓમાં પાતરવાડ નામની જગ્યા ઉપર તેઓ યોજ્યા યજ્ઞ કરવાની ઇચ્છાથી તેઓને બ્રાહ્મણોની જરૂર પડી આસપાસ દેશમાં ચારે તરફ તપાસ કરતા બ્રાહ્મણો નહિ મળી આવવાથી તેમણે ડુંગરમા વસ્તી જાતીના ૧૮ હજાર મનુષ્યોને બ્રાહ્મણ બનાવ્યા પરંતુ વાસ્તવીક રીતે એમ માની શકાય કે પ્રાચીન સમયમા બ્રાહ્મણના ટોળા દક્ષિણ તરફ ઉતરી આવેલા અને જંગલોમા વસ્તી પ્રજાને મારી કાઢી જમીન રહેવા તથા ખેડવા લાયક બનાવી તેઓ ઉત્તર તરફથી ઉચ્ચ સામાજીક અને ધાર્મીક રીવાજો લાવ્યા હતા. જે રીત રીવાજો તે વખતે ત્યા રહેનાર જાતીઓને પસંદ નહોતા. પોતાની શ્રેષ્ટતા જાળવી રાખવા સારૂ તેઓએ તે વખતે ત્યા વસતા બ્રાહ્મણોને પોતાથી ઉતરતી પંકતીના ગણવા લાગ્યા અનાવલા બ્રાહ્મણોના સબંધમા પણ કદાચ એમ હોય કે અનવલ નામના ઉષ્ણ ઝરાની પાસે વસેલા કોઇ કોઈ ઉચ્ચ બ્રાહ્મણના તેઓ અનુયાઈ હોય. એતો ચોકસ છે અનાવલા બ્રાહ્મણો ઘણા લાંબા વખતથી દક્ષીણ ગુજરાતમા વસેલા છે કારણ કે બીજા બ્રાહ્મણોની માફક તેઓમા કોઇ ભીક્ષુક છે નહિ પરંતુ સઘળા ગ્રહસ્થ મનાય છે સઘળા અનાવલા બ્રાહ્મણો શીવને પુજે છે. પરંતુ એક જાતી તરીકે તો એ ધર્મમા પછાત અને ધાર્મીક સીદ્ધાંતો માનવામા બેદરકાર હોય છે જો કે તેઓની જાત હઠીલી અનનાડ અને કજીયા ખોર છે તો પણ તેઓ સતોષી, કેળવણીના હીમાયતી નમ્ર અને ઉદાર હોય છે. પચાસ વર્ષ પહેલા તેઓ સઘળા ખેડુત હતા અને હજુ પણ ખેતી તેમનો મુખ્ય ધંધો છે પરંતુ હાલ તેઓમાના ઘણા ખરા સારા કેળવાયેલા અને સારા હોદ્દાઓ ઉપર રોકાયેલા છે. કેટલાક વકીલાતનો ધંધો કરે છે કેટલાક વહેપાર ખેડે છે અને કેટલાક ઉચી સરકારી નોકરીમા છે. તેઓમા દેસાઇ અને સાધારણ ખેડુત એવા બે વીભાગ છે બ્રીટીસ અમલ પહેલા અને ત્યાર બાદ થોડા વર્ષ સુધી દેસાઇઓએ ગામના જમીનદાર તરીકે અને દેસાઈ તરીકે ખુબ સત્તા ભોગવી હતી., તેઓ પૈસે ટકે ઘણા સુખી હતા. અને ખેડુતોની પાસેથી મનસ્વી રીતે વેરો ઉઘરાવતા પરંતુ બ્રીટીસ અમલ થયા બાદ સરકાર તરફથી બારોબાર ખેડુતોની નીમણુકોથી તેઓની સ્થીતી ,પલટાઇ ગઈ અને તેઓની મુખ્ય આવકનું સાધન બંધ થયું, દેસાઇ કુટુમ્બ વાળાઓ ભાટેલાઓને કન્યા આપતા નથી હાલમા પૈસાદાર ભાટેલાઓના આગેવાનો ગરીબ દેસાઇઓને પોતાની કન્યાઓ આપે છે. અને આવી હરીફાઇથી કેટલાક ખરાબ રીવાજો તેમનામા દાખલ થયા છે પૈસાની તંગીમા આવેલો દેસાઈ તરત બીજી કન્યા સોધી લે છે અને તેમા મળેલા નાણાથી પોતાનુ દેવું ચુકવી દે છે. બીજું ખરાબ પરીણામ એ આવ્યુ છે કે લગ્ન વખતનો ખર્ચ શ્રીમન્ત વખતનો અને કન્યાને પુત્રી પ્રસવ થતા કરીયાવરનો ખર્ચ કન્યાના પીતાને સીર હોય છે. આવા કરીયાવરના ભારે

ખર્ચને લીધે કેટલાક દેશાઈ કુટુમ્બો પાયમાલ થઈ ગયાં છે અને તેથી કરીને દેસાઈ કુટુમ્બમાં કન્યાનો જન્મ તે એક ભારે દુઃખ સમાન ઓલખાય છે. આવા ત્રાસદાયક ખર્ચથી અલગ રહી ભાટેલા ખેડુતો બ્રીટીસ રાજ્યની છાંયા હેઠળ સુધરતા જાય છે અને હાલ સુરત જીલ્લાના કેટલાક ગામોમાં ભાટેલાં કુટુમ્બને ઘણીજ સારી સ્થીતી ઉપર આવી ગયા છે. ઈસ્વી. ૧૮૮૬–૧૮૯૬ સુધીમાં ઘણાજ અગત્યના સુધારા તેઓની જાતીમાં થયા છે. લગભગ ૭૦૦ કુટુમ્બીઓએ લગ્નના ખર્ચ કમી કરવાના સોગન લીધા છે. એક ઉપર બીજી કન્યા લેવા તથા દેવાની મનાઈ કરી છે અને કુળના મીથ્યા અભીમાનને છોડી દઈ પોતાની દીકરીઓ પોતામાંજ આપવી શરૂ કીધી છે. તેઓની આ સંબંધની ચળવળ એટલા મંજબુત પાયા ઉપર હાલ આવી છે કે ઘણાખરા દેસાઈઓને પોતાના દીકરાઓને પરણાવતી વખતે મોટી રકમો મળતી બંધ થઈ છે.

**ઔદીચ.**

ઔદીચ બ્રાહ્મણોની સંખ્યા ૨૦૪૬૦૮ અને તે આખા ગુજરાતમાં પથરાયેલી છે. લોક કહેવત મુજબ સઘળા ઔદીચ રૂષી તરીકે મનાય છે. તેઓ ઉત્તર હીન્દુસ્થાનમાંથી આવી ગુજરાતમાં વસ્યા હતા. તેઓના કહેવા મુજબ અણહીલવાડના મુળરાજ રાજાએ એક યજ્ઞ કરતી વખતે તેઓને બોલાવ્યા હતા. યજ્ઞ થઇ રહ્યા પછી રાજાએ આ દેશમાં રહેવાને તેઓને લલચાવવાની ખાતર સારી જમીનો બક્ષીસ કરી. કેટલાકે કબુલ કર્યું પરંતુ બીજાઓએ જ્યાં સુધી મહી નદીના મુખ આગળ આવેલી એક પવીત્ર જગ્યા આપી સમજાવવામાં આવ્યા નહિ. ત્યાં સુધી ના પાડી. જેઓએ રહેવાને પહેલા હા પાડી તેઓ એક હજાર બ્રાહ્મણો હતા. તે ઉપરથી તેઓ ઔદીચ સહસ્ત્રના નામથી ઓળખાય છે. જેઓએ ટોળી બાંધી ના પાડી તેઓ ટોળકીઆ ઔદીચના નામથી ઓળખાય છે. સહસ્ત્ર ઔદીચમાં પણ સીહોરા અને સીધપુરા નામના બે ભાગ છે. સીહોરા નામ ભાવનગરની પાસે આવેલા સીહોર ગામ ઉપરથી પડેલું છે અને સીધપુરા મહેસાણા પાસે આવેલા સીધપુર શહેર જે તેમના વડવાઓને મુળરાજ રાજા તરફથી બક્ષીસ કરવામાં આવેલું તે ઉપરથી પડ્યું છે. ઘણાખરા ઔદીચ બ્રાહ્મણોનો નીર્વાહ ભીક્ષાવૃત્તી ઉપર છે. કેટલાક ખેતીનો કેટલાક રસોઇનો અને કેટલાક ગામડામાં ગોરપદાનો ધંધો કરે છે. નીચી જાતીના હીન્દુઓમાં ગોરપદાનો ધંધો કરવાનો રીવાજ ઔદીચોમાં એટલો બધો નીચો ગણાય છે કે જેથી હાલ તેઓમાં ઘણાજ કજીઆ અને તડ ઉત્પન્ન થયાં છે. ઉત્તર ગુજરાતમાં આ ધંધા કરનારાઓને નાત બહાર કાઢી મુકવામાં આવ્યા છે આથી કરી તેઓમાં ઘણા ભાગ પડી ગયા છે અને હાલમાં તેઓ કણબીગોર, દરજીગોર, ગાંધ્રવગોર, હજામગોર અને કોળીગોરના નામથી ઓળખાય છે. ખેતી કરતા ઔદીચોની વસ્તી કચ્છમાં આવેલા વાગડમાં છે. તેઓમાં હુક્કા પીવાનો પુનરલગ્ન કરવામાં અને એવા બીજા રીવાજો હોવાથી તેઓ ઘણા હલકા મનાય છે. પરંતુ તેઓની દીકરીઓ કાઠીઆવાડમાં આવેલા હાલાવાડના ઔદીચો લે છે. હાલાવાડી કન્યાઓ ધાંગધ્રામાં અપાય છે અને ધાંગધ્રાની કન્યાઓ વીરમગામ, અમદાવાદ અને સીધપુરના ઊંચા ગણાતા બ્રાહ્મણોમાં દેવાય છે.

ભરૂચના અસલ વતનીઓ તરીકે દાવો કરતા ભાર્ગવ બ્રાહ્મણોની વસ્તી સુરત અને

**ભાર્ગવ.**

ભરૂચમાં મળી આશરે ૧૯૮૪ ની છે. ભરૂચ શહેર બાંધનાર ભૃગુ રૂપીના નામ ઉપરથી તેઓનું નામ ભાર્ગવ પડ્યું છે. તે શહેરમાં એક વખતે તેઓની સત્તા સર્વોપરી હતી. તેના દાખલા રૂપે અધ્યાપી પર્યંત પારસીઓ પોતાના લગ્ન પ્રસંગે ભાર્ગવ બ્રાહ્મણોને અમુક રકમ આપ્યા કરે છે. ભરૂચ અને સુરત શીવાય તેઓની વસ્તી માંડવી અને કામલેજમાં પણ છે. પુરાતન સમયમાં ભરૂચ અને માંડવીના બ્રાહ્મણો સગપણથી જોડાયેલા હતા. પરંતુ કેટલીક પેઢીઓ પહેલાં માંડવી જતી એક જાત નર્મદામાં ડુબી ગઇ હતી. તે કમનસીબ બનાવ પછી ભરૂચ અને માંડવીના બ્રાહ્મણોમા થતાં લગ્ન બંધ થઈ ગયા. ભીક્ષુક અને ગૃહસ્થના ભાગ શીવાય ભાર્ગવ બ્રાહ્મણોમાં વીસા અને દશા નામના ભાગ છે. તેઓમાં એક બીજા સાથે લગ્નનો વ્યવહાર નથી. ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણો હુશીઆર દેખાવડા અને કેટલાક કેળવણીમાં નામાંકીત છે. સરકારી અને દેશી રાજ્યોમાં નોકરી કરતાં થોડા કુટુંમ્બો સીવાય તેઓની સમસ્ત જાતી સુખી નથી. મુખ્યત્વે કરીને કામલેજ અને માંડવીના ભાર્ગવો ખેતી અને મજુરીના ધધામા પડેલાં છે.

**ભોજક.**

ભોજકો ૧૦૦૮ ની સંખ્યામા આ દેશનાં ઉતરી આવી કચ્છ અને કાઠીઆવાડમાં વસ્યા. ઘણા શ્રીમાળી બ્રાહ્મણોએ ઉદર નીર્વાહ સારૂ જૈનધર્મ સ્વીકાર્યો અને ઓસવાળ વાણીઆઓ સાથે ભોજન લીધુ તેથી કરી તેઓ ભોજક ( ખાનારા ) કહેવાય છે. ભોજકો જૈન દહેરાંઓમાં ગીત ગાય છે અને શ્રાવકો સાથે જમે છે. તેઓમા વિધવા વિવાહની છુટ છે.

**બોરસદા.**

બોરસદા બ્રાહ્મણોની વસ્તી ૧૫૪૭ ની અને તેઓ મુખ્યત્વે કરી ખેડામાં વસે છે. તેઓનું નામ ખેડા પાસે આવેલા બોરસદ ગામ ઉપરથી પડ્યું છે. તેઓનો ખેતીનો ધંધો અને ઘણા ગામડાઓની માલકી બતાવી આપે છે કે તેઓ ઘણાજ લાંબા વખતથી આ દેશમાં આવીને વસ્યા છે. તેઓ કહે છે કે મહમદ બેગડાના વખતમાં ( ઈ. ૧૫૦૦ ) એક મુસલમાન ફકીરે આવી તેઓના ગામમાં એક બકરાને કાપી નાંખ્યુ. બ્રાહ્મણો તેની પાછળ પડતાં ફકીર પોતાના જીવના જોખમે નાસી ગયો. આ વાતની મહમદ બેગડાને ખબર પડી અને તેઓનાં ગામ લુટી લીધાં જેમાંના ઘણાંખરાં હાલ મુસલમાનોને તાબે છે.

**ચોવીસા**

ચોવીસા બ્રાહ્મણોની વસ્તી ૨૪૯૮ ની છે અને તેઓ કાઠીઆવાડ અને વડોદરામાં રહે છે. તેઓમાં મ્હોટા અને ન્હાના નામના બે વિભાગ છે.

**દધીચ.**

દધીચ બ્રાહ્મણો ૧૦૭૩ ની સંખ્યામાં ઉતરી આવી ખેડા અને ભરૂચ જીલ્લામાં વસ્યા. તેઓનું નામ દધીચ રૂપીના નામ ઉપરથી પડ્યું છે. તેઓ કહે છે કે તેઓનું હાલનું નામ વીજાપુર પાસે આવેલા દેહવાન ગામ ઉપરથી પડ્યું છે જ્યાં હાલ પણ દધીચ રૂપીનો આશ્રમ છે. તેઓનો ધધો ખેતીનો અને નાણાં ધીરવાનો છે.

**દીસાવાળ.**

દેસાવળ બ્રાહ્મણો ૨૨૮ ની સંખ્યામાં ઉતરી પડી સુરત અને અમદાવાદમાં વસ્યા. તેઓનું નામ પાલનપુર પાસે આવેલા ડીસા ગામ ઉપરથી પડ્યું છે. તેઓ દીસાવાળ વાણીઆના ગોર છે.

---

(અપૂર્ણ.)

# ભૂત અને ભવિષ્ય.

પુરાણુ પૂર્વજ હતા તમારા, વનવાસી, કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કોણુ નિયમમાં પળનારા,—
બાલક મ્હારાં. ૧

દેશ, જીત્યા, બહુ રાજ્યો, સ્થાપ્યાં, ધર્મ કલા ને વ્યાપાર,
શાસ્ત્ર, ફિલસુફી, હુન્નર નીતિ, કહોને શું ઉતર્યા પાર,
બાલક મ્હારાં. ૨

જંગલ ભેદ્યાં; પશુઓ રાની પાળ્યાં કંઈ કંઈને માર્યા;
અનાર્ય બહુએ પશુ જેવાને પુનિત સ્પર્શે ઉદ્ધાર્યાં;
બાલક મ્હારાં. ૩

નરહૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે,
દાનવસૈન્ય હણી સુર પોષી પૌરુષજ્યોતિ ધરી માથે,
બાલક મ્હારાં. ૪

એહ જ્યોતિના બની ઉપાસક-બોધક ધસ્યા નિડર જગમાં,
ખાળી શક્યું નહિ કોઇ એમને–વધાવતા સહુકો પગલાં !—
બાલક મ્હારાં. ૫

મને મુકાવી પશુ–અનાર્ય–વન–તિમિર–ઘોર અધર્મોથી,
ધસ્યા મુકાવા ખંડ અન્ય, અટક્યા કેવલ જ્યાં પૃથ્વી ખુટી !—
બાલક મ્હારાં. ૬

નવે ખંડની દેવીઓમાં બ્રહ્માએ હું પ્રથમ ઘડી,
સૌના બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હુંજ છડી,—
બાલક મ્હારાં. ૭

ભૂત કાળ પૂરો મેં દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીણી,
માટે કહું છું ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી,—
બાલક મ્હારાં. ૮

કોટિ તણી સખ્યાથી જોજો ફોકટ ગર્વે ન ધરશો બાલ,
મ્હને નવસી, પરવસોધી કરશો માં આખર બેહાલ;
બાલક મ્હારાં. ૯

સ્હેરો ને શહેરી રોગો ને કંતાયેલાં સ્હેરી તન,
ટુંકાં જીવન, નિર્બળ કલુષિત શિથિલ બિચારાં સ્હેરી મન,—
બાલક મ્હારાં. ૧૦

પુઠા ઉપર જુઓ.

સ્હેરી ગરીબી, સ્હેરી સુસ્તી; વ્યર્થ સ્હેર તણી જંજાળ,
સ્હેરી પાપો, સ્હેરી જૂઠાણાં, સ્હેર તણાં કલહો કંગાળ,—

બાલક મ્હારાં. ૧૧

એ સહુ આવરણોને તોડો, એ માયાને પરી કરો,
હિત ને હિતનાં સાધન શાશ્વત, સ્વચ્છ લોચને ઉરે ધરો;—

બાલક મ્હારાં. ૧૨

વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડીઓ, પશુ પાળો,
ખાતર—બીજ—ઋતુ—ચારા—ધરતીના ભેદ પૂરા ન્યાળો.

બાલક મ્હારાં. ૧૩

નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્રવારિ મિષ્ટ કરો,—
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરતનાથી મિત્ર કરો;

બાલક મ્હારાં. ૧૪

નીકો ખોદો, બંધો બાંધો, આગ વીજ ને રસાયણો,
ખનિજ—સૃષ્ટિ વળી વાયુચક્રને આધીન કરી ખપમાં આણો;—

બાલક મ્હારાં. ૧૫

એ વનવાસ વિષે ઉછરતાં દૂધ—મધ તમારાં બાલ,
નહિ વ્યાઘ્રથી ડરશે પાછાં, નહિ એમને છળવે વ્યાલ,—

બાલક મ્હારાં. ૧૬

ધોધ કદી એ હસશે સામાં, નદીપુર તરી ઉતરશે,
ખરે બપોરે જોજન ખેતરે લણી કણસલાં—ઢગ રચશે;

બાલક મ્હારાં. ૧૭

જોમનું પૂર વિષે એ આવી નીરખી જગ વિસ્મિત બનસે,
અસ્ત થશે કલિયુગ આ દેશે, નવીન યુગ વર્તી રહેશે.

બાલક મ્હારાં. ૧૮

# ગુર્જર બ્રહ્મમંડળનો

## તા. ૩૧-૮-૧૧ સુધીનો હિસાબ

—૦—૦ સંવત ૧૯૬૭ ના આશ્વિન વદી અમાસ સુધીમાં પુરા થતા વર્ષના લવાજમના નીચેના સામાન્ય સભાસદોના લવાજમના

૧—૦—૦ રા. રા. જેઠાલાલ ઉમેદરામ
" " અંબાલાલ બાપાલાલ બી. એ.
" " ભોળાનાથ નર્મદાશંકર
" " મણીશંકર શિવશંકર
" " રતીલાલ બાપાલાલ
" " ચંદુલાલ મોહનલાલ રાવળ બી. એ.
" " જોષિ ગિરજાશંકર હરિશંકર
" " રામશંકર હરજીવન ત્રિપાઠી
" " હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા
" " કૃષ્ણલાલ જયશંકર
" " મણીલાલ બુલાખીદાસ વ્યાસ
" " મોતીલાલ હરિભાઈ
" " જેઠાલાલ દેવશંકરશાસ્ત્રી
" " જાની ગોવિંદલાલ રામશંકર
" " અમૃતલાલ નાથજી ઠાકર
" " દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિક
" " હીરાલાલ મંછારામ મહેતા
" " મોહનલાલ પુરૂષોત્તમ મહેતા

૧૮—૦—૦ કુલ

રા. રા. રામમોહનરાય જશવંતરાય દેસાઈ તરફથી ભેટ

---

૨—૦—૦ મીનીટ બુક રજીસ્ટર વગેરે
૦—૧૪—૦ શેઠ શ્રી ચીનુભાઈને ત્યાં લઈ ત્યાંથી અનાસુતારની પોળમાં એક ગૃહસ્થને ત્યાં જવામાં ગાડીભાડું
૨—૬—૦ જાહેરખબર તથા કાર્ડ છપામણ
૧—૪—૦ હારે તથા સામાન લાવવા લઈ જવામાં મજુરી
૦—૨—૬ ઔદિચ્યની વાડી સાફ કરાવવામાં
૧—૪—૦ પ્રયોજક તથા સલાહકારક મંડળની આમંત્રણ પત્રિકાને માટે ટીકીટો
૦—૧—૬ કાર્ડ નં. ૫૦
૦—૬—૦ ટીકીટો તા. ૨૫—૮—૧૧ ની મીટીંગ માટે

૮—૬—૦

૧૦—૧૦—૦ સિલિક આપી ભટ્ટ ગોવિંદરામ ગણપતરામને તા. ૩—૯—૧૧

દા. રામશંકર હરજીવન ત્રિપાઠી

REGISTERED No B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમા, વિચારમા અને કર્મમા એકતા રાખો તમારા સમાજનુ કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો, તમારી ગૂઢ કાર્યે દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે તમારી ઇચ્છાઓ સમાન હો, તમારા હૃદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામા ગાઢ એકતા થાય હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.

વર્ષ ૩, અંક ૪,—૫. [ માસિક. ] { આશ્વિન, સંવત ૧૯૬૭ / કાર્તિક. સંવત ૧૯૬૮.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.
પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.



પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ
વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં—મોતીલાલ શામળદાસે છાપ્યું.

# કુમાર્ગે ચઢેલી કુમારિકાઓને અમેરીકામાં પવિત્ર સ્ત્રીઓ કેવી રીતે બનાવવામાં આવે છે!

હિન્દના પાયતખ્ત શહેરમાંજ પોલીસે મેળવેલા આંકડા ઉપરથી માલુમ પડ્યું છે કે કુમાર્ગે ચઢાવનાર અનીતિવાન ગૃહોમાં ચૌદ વર્ષ કરતાં ઓછી ઉમ્મરની ૧૦૪૩ કુમારિકાઓ રહે છે. ઉપર દર્શાવેલી સંખ્યામાં લગભગ ૧૪૦ છોકરીઓ નિરાધાર અને માબાપ વિનાની છે.

ઉપરના આંકડા કેવી શોચનિય સ્થિતિનું ભાન કરાવે છે ? આ હાલત સારૂ આપણે અવસ્ય શરમાવું જોઇએ, પરંતુ તેટલેથી જ સંતોષ માનવાનો નથી. આપણુને બહાનું કાઢવાનું મળા આવે છે કે આ કુમારિકાઓનું સુધરવું આશા રહિત છે. તેઓ ઉપર કાંઇ પણ હક રાખવો તે અસંભવિત છે. પરંતુ દુનીયાના બીજા દેશોમાં તેમને સુધારવાને કેવા ફળીભુત થતા પ્રયત્નો આદરવામાં આવે છે તે જોતાં આપણો આ નિર્ણય ભૂલ ભરેલો માલુમ પડે છે.

ગમે તેમ હોય પણ આપણે ભારતવાસીઓ ભ્રમિત થઈ એવુંજ માની બેઠા છીએ કે આપણે પ્રભુએ સરજેલી બાકીની મનુષ્ય જાતથી કાંઇ જુદાજ છીએ. દુનીયાની બીજી જાતોને જે નિયમ લાગુ પડે છે તે આપણુને લાગુ પડતા નથી. જ્યાંસુધી આપણે આ ભ્રમમાં રહીશું ત્યાં સુધી આપણે બહારની દુનીયામાંથી કાંઇ શીખી શકીશું નહિ. તેમજ આપણા પાછળ રહેલા દેશને આગળ વધારી શકીશું નહિ. બીજા દેશોનું અનુકરણ અવિચારી રીતે આપણે કરી શકીએ નહિ તે યોગ્ય છે. પરંતુ જે ઉપચારોથી બીજી પ્રજાઓ સુધરી છે તે ઉપચારો આપણા દેશને લાગુ પાડવામાં કાંઇ વાંધો નથી.

દુનીયામાં બીજી પ્રજાઓ પાસેથી આપણુને કાંઈ પણ શીખવાનું હોય તો એજ છે કે આપણે આપણા બાળકો પ્રત્યેની આપણી વર્તણુક સારી અને ન્યાયપરાયણ હોવી જોઇએ. અને તેમાં મુખ્યત્વે કરીને નિરાધાર અને કુમાર્ગે ચઢેલાં બાળકો ઉપર યોગ્ય લક્ષ આપવું જોઇએ.

* * * *

યુનાઇટેડ સ્ટેટસના ઓઈયોવા પરગણામાં છોકરીઓને સારૂ એક મહાન ઉદ્યોગીક શાળા ખોલવામાં આવેલી છે. આ શાળાની મુખ્ય નેમ કાચી વયની કુમાર્ગે ચઢેલી કુમારિકાઓને સુધારવાની છે એક વખત ખરાબ થયેલા છોકરાઓને સુધારવાનું કામ ઘણું કઠિન છે પરંતુ ખરાબ થયેલી છોકરીઓને સુધારવાનું કામ તેથી પણ વધારે કઠિન્ છે. કારણ કે ખરાબ કુટેવો તેમના હૃદયમાં સજ્જડ મૂળ ઘાલી દે છે અને તે મૂળને ઉખેડવાનું કામ ઘણું જ ભારી છે. પરંતુ આ શાળાએ તેને સોંપાયેલી કાચી વયની કુમારિકાઓને સુધારવાના કામમાં ઘણી સારી ફતેહ મેળવી છે. જો તમો થોડીવાર તે શાળાના મુખ્ય અધિકારી પાસે બેસો અને શાળામાં દાખલ થતી નિરાધાર છોકરીઓની કહાણી સાંભળો, તો અવસ્ય તમને ખેદ અને લજ્જા પ્રાપ્ત થયા વગર રહે નહિ. નિરાધાર છોકરીઓને અનીતિવાન પુરૂષ અને સ્ત્રીઓએ કેવી રીતે ફસાવી કુમાર્ગે ચઢાવી હતી તેનું વૃતાંત સાંભળી તમને ગુસ્સો ચઢયા વગર

રહેશે નહિ. માબાપની ઘાતકી બેદરકારીથી કેવાં પરિણામ નીપજે છે તે સાંભળી તમને પરિતાપ થયા વગર રહેશે નહિ.

છોકરીઓને દાખલ કરતી વખતે મુખ્યાધિષ્ઠાતા એક ચોપડીમાં તેનું પૂર્વ વૃત્તાંત લખી લે છે. આ પુસ્તકમાં તેની નૈતિક સાંસારિક અને આજુબાજુની બીજી સ્થિતિનું વૃત્તાંત લખી લેવામાં આવે છે. છોકરીને કેવી રીતે ઉછેરવામાં આવી, આડે માર્ગે ક્રમ દોરાઇ તે વિગત પણ લખી લેવામાં આવે છે. છોકરીની શાળામાં દાખલ થતી વખતની શારીરિક અને નૈતિક સ્થિતિ કેવી છે તે પણ ટાંકી લેવામાં આવે છે, અને તે સ્થિતિમાં જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ બાકી રાખેલા ખાનાંમાં લખી લેવામાં આવે છે. નવથી અઢાર વર્ષની છોકરીઓને આ શાળામાં મોકલવામાં આવે છે. દાખલ કરતી વખતની તેમની શારીરિક સ્થિતિ બહુધા ખરાબ અને એથી રોગોથી ભરપુર હોય છે. તેઓના ફીક્કા ગાલ ઉંડી ગયેલી આંખો અને નિસ્તેજ ચહેરો બતલાવી આપે છે કે તેમણે તેમના શરીરોને છિન્ન ભિન્ન કરી નાંખેલાં છે. જ્યાં સુધી શારીરિક સ્થિતિમાં સુધારો થઇ શકે નહિ ત્યાં સુધી તેમની નૈતિક સ્થિતિને સુધારવામાં મુસ્કેલીઓ પડે છે.

સ્કૂલમાં દાખલ કરીને તરત જ છોકરીને વૈદક સલાહકાર પાસે મોકલવામાં આવે છે. તેને પહેલાં નહવરાવવામાં આવે છે. તેના આખા શરીરની તપાસ કરી તેનો રીપોર્ટ કરવામાં આવે છે જો તેની આંખોને ચશ્માની જરૂર હોય તો શાળા ચશ્માં પુરાં પાડે છે. જો તેના દાંત કાંઇ પણ દૂષણવાળા હોય તો શાળામાં રાખેલો દંતશાસ્ત્રી રાજ્યના ખર્ચે તેના દાંત સાફ કરે છે બીજા બેસાડે છે. શરીરના આ અવયવો ઉપર આટલી બધી દેખરેખ રાખવાનું કારણ તે એક સાધારણ વાંચનારને સમજવું કઠિન થઈ પડશે, પરંતુ આ શાળા અને એવી જ બીજી શાળાઓના અનુભવ ઉપરથી સિદ્ધ થયું છે કે જ્યાં સુધી શારીરિક વ્યવસ્થા યોગ્ય સ્થિતિ ઉપર લાવવામાં આવતી નથી ત્યાં સુધી નૈતિક સુધારાની આશા રાખવી તે નકામી છે. શાળામાં દાખલ થતી વખતે છોકરીઓએ પહેરેલાં વસ્ત્ર બહુધા ચીંથરીઆ હાલતમાં હોય છે, તેથી શાળા પોતાના ખર્ચે સાદા અને સ્વચ્છ આભૂષણ તેમને આપે છે. ખર્ચાળ કીમતી કપડાં પહેરવાં તે જો કે અયોગ્ય છે, તો પણ સાદાં અને ચોખ્ખાં વસ્ત્રો ધારણ કરવાનું ખર્ચ બહુ હોતું નથી, અને માણસ સારી રીતે સુઘડ રહી શકે છે. શાળામાં રહેતી દરેક છોકરી હમેશાં સુંદર આભૂષણમાં સજ્જ થઇ રહે છે. તેઓનાં વસ્ત્ર એવાં યોગ્ય અને સુંદર હોય છે કે, દરેક છોકરી તેને સારૂ યોગ્ય અભિમાન ધરાવે છે. તેઓનાં વસ્ત્ર પ્રત્યેની તેમની કાળજી તેમને ઉંચે ચઢાવે છે. વસ્ત્ર કેવી રીતે સાફ રાખવાં. સાંધવાં, વિગેરે કાળજી આપોઆપ ઉદ્ભવે છે. શાળાના સીવણ ખાતામાં દરેક છોકરીને અમુક વખત રાખવામાં આવે છે, જ્યાં પોતાના-પોતાના બાળકોના કપડાં કેમ શીવવાં વિગેરેનું શિક્ષણ આપવામાં આવે છે. દાખલ થનાર છોકરી ઘણે ભાગે અશિક્ષિત અવિકાસિત મગજવાળી અને ભાગ્યે લખતાં વાંચતાં પણ જાણનારી હોય છે તેને વાંચતાં લખતાં શીખવડાવામાં આવે છે તેને એવી રીતે કેળવવામાં આવે છે કે છોકરી પોતે જ વાંચવા-લખવાની શોખીન બની જાય છે. સારાં ચુંટી કાઢેલાં પુસ્તકોની બનેલી શાળાની લાઇબ્રેરીમાંથી તેને વાંચવા પુસ્તકો આપવામાં આવે છે.

તેની માનસિક સીમા વધારવાના દરેક પ્રયત્નો યોજવામાં આવે છે. અશિક્ષિત અ-

જ્ઞાન અને સંકુચિત મનવાળી સ્ત્રી દેશનું લાંછન છે, એ સૂત્ર હમેશાં તે શાળાના વ્યવસ્થાપકો ધ્યાનમાં રાખે છે. માત્ર લખવા વાંચવામાંજ તેની કેળવણીનો સમાવેશ થતો નથી. તેને સંગીત અને ઘરને યોગ્ય વ્યવસ્થામાં કેમ રાખવું. તેના સંબંધનું પુરતું જ્ઞાન આપવામાં આવે છે. ગુંથણકળા, ચીની કામ અને લેસ ગુંથવાનું કામ તેને શીખવાડવામાં આવે છે જેથી કરી પોતાનો નિર્વાહ યોગ્ય રીતે તે ચલાવી શકે. સંગીત અને ગુંથણકળા તેમના હૃદયને નમ્ર અને નૈતિક બનાવે છે. દરેક છોકરીને એક ઓરડી રહેવા સારૂ આપવામાં આવે છે. ઓરડાને સાફ રાખવી ફરનીચરને અને પોતની પથારીઓને ઝાટકી સાફ રાખવાનું કામ નોકરને શિર હોય છે. દરેક કામ નિયમિત અને અમુક ઠરાવેલા વખતે જ કરવાની ટેવ તેમને પાડવામાં આવે છે. છોકરીઓ સારૂ રાંધણશાળા જુદી રાખવામાં આવે છે. તેમને ત્યાં રસોઇ કરવાનું સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે છે. રસોડુ અને જમવાનો ઓરડો અનુભવી શિક્ષકની સંભાળમાં હોય છે. છોકરીઓને ગૃહકાર્યભારનું દરેક કામ સંગીન રીતે શિખવાડવામાં આવે છે. પોતાની બાધી આવકમાંથી ભવિષ્યમાં પોતાનો નિર્વાહ કેમ ચલાવવો તેનું જ્ઞાન પણ યથાયોગ્ય રીતે આપવામાં આવે છે. ધોબીશાળામાં જુદી જુદી જાતનાં કપડાં કેમ ધોવાં, ઇસ્ત્રી કરવી વિગેરે શીખવાડવામાં આવે છે. ટુંકામાં તેને એક આબરૂદાર ભાર્યાની પદવી સાચવી શકે કોર્ટ તરફથી સોંપવામાં આવતી ગુનેહગાર છોકરીઓની ઉમ્મર ૯ થી ૧૮ વર્ષ સુધીની હોય છે. ત્યાં તેને ૨૧ મા વર્ષ સુધી રાખવામાં આવે છે. દરેક છોકરી સ્કૂલના ખર્ચે મહિનામાં એક વખત પોતાનાં માબાપને કાગળ લખે છે. તેમજ વર્ષમાં એક યા બે વખત છોકરીના પાસેનાં સગાઓને તેની મુલાકાત લેવાની છૂટ આપવામાં આવે છે.

આ સ્કૂલ આટલી બધી ફતેહમંદ કેવી રીતે નીવડી તે સમજાવવું કઠિન નથી. સ્કૂલમાં દરેક છોકરી સાથેની તેઓના શિક્ષકોની વર્તણુક બહુજ ઉત્તમ હોય છે. છોકરીને પોતાના ગુનાહ સારૂ તેણીને સુધારવાને સ્કૂલમાં મુકવામાં આવી છે તેવું કદી માનવા દેવામાં આવતું નથી. પરંતુ તે શાળા સાધરણ જનસમાજને ઉપયોગી થઇ પડે તેવી સંસ્થા છે તેવું સમજાવવામાં આવે છે. આ રીતે ગુનેહગાર બચ્ચાંઓને સુધારવા માટે પ્રજા પાસેથી લેવાતો કર નિરર્થક જતો નથી. પરંતુ દેશની સુધારણા અર્થેજ વાપરવામાં આવે છે સ્કૂલમાંથી શિક્ષણ પામેલી છોકરીઓમાંથી લગભગ એંસી ટકા જેટલી છોકરીઓ પોતાની બદચાલ છોડી દે છે અને માનવંત જીંદગી ગાળે છે.

* * * *

હિન્દના પુત્રો પોતાની ઉછરતી કન્યાઓને સારૂ પુરતી કાળજી રાખે, તો પણ હાલને માટે બસ છે. ભલે તેઓ પાશ્ચાત્ય કેળવણીને નિંદે પોતાની કન્યાઓને સારૂ તે કેળવણી ઉપયોગી નથી તેવા ઉદ્‌ગાર કહાડે પરંતુ તેટલેથી જ બેસી રહેવાથી પોતાના બાળકો પ્રત્યેની ફરજો અદા થઈ છે તે સમજવું મૂર્ખાઇ ભરેલું છે. પ્રાચીન કાળમાં આધુનિક કન્યાશાળાઓને હંફાવે તેવાં ઋષિપ્રણીત કન્યા મહાવિદ્યાલયો હતાં, જેમાંથી સેંકડો કન્યાઓ સુશિક્ષિત બની પ્રજાની ઉન્નતિનું એક સાધન પૂરૂં પાડતી હતી, પ્રાચીન પ્રણાલિકાઓને પૂજતા હિન્દ પુત્રો તેવા કન્યામહાવિદ્યાલયેની પાછી સ્થાપના કરે તો અવસ્ય સડેલા ગૃહસંસારથી પીડાતું હિન્દ પોતાનું પ્રાચીન ગૌરવ સહેલાઇથી અંગિકાર કરી શકશે. તથાસ્તુ.

ॐ

# द्विजधन.

दीपवत् द्योतयति योभुर्भुवःस्व र्जगत्त्रयम् ॥
सवितु स्तं वयं भर्गमपवर्ग करस्तु मः ॥

અર્થ.—જે સર્વ પ્રકાશક સૂર્ય દીવાની માફક ભૂલોક ભુવર્લોક, અને સ્વર્લોક એ ત્રણુલોકને પ્રકાશ કરે છે તે સૂર્યના મોક્ષકરી તેજની અમે સ્તુતિ કરીએ છીયે

પૂર્વે દ્વિજોના પુત્રો ઉપનયન સંસ્કાર થયા પછી ગુરૂને ત્યાં જઇ બ્રહ્મચર્ય વ્રત પાળી વેદવિદ્યા તથા ઉપજીવિકાના સાધનોની વિદ્યા ભણુતા હતા, તે વેદવિદ્યા, દેશકાલ, અને ગુણના ક્ષોભથી રાજસવિદ્યાના સમાગમથી એટલો તેનો નાશ થયો છે કે પોતે પોતાનુ દ્વિજત્વ જાલવી શકવાની મુશ્કેલી થઇ પડી છે માટે દ્વિજોએ ઉપનયન સંસ્કાર થયા પછી વેદવિદ્યાનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ મનુસ્મૃતિમા વેદવિદ્યા ભણવાને માટે બ્રહ્મચર્યવ્રત પાલવાનુ બતાવેલુ છે કે

वेदानधीत्य वदौ वा वेद वापि यथा क्रमम् ॥
अविप्लुत ब्रह्मचर्यो गृहस्थाश्रम माविशेत् ॥ १ ॥

અર્થ—બ્રહ્મચર્યમાથી ભ્રષ્ટ થયા શિવાય ત્રણુ વેદ ( ऋग्‌ यजुः साम अथर्व ) અથવા તો બે વેદ અથવા તો એકવેદ જે પોતાનો હોય તે અનુક્રમે ભણીને લગ્ન કરવુ

આ પ્રમાણેના મનુવચનથી બ્રાહ્મણોએ અવશ્ય વેદ ભણવો જોઇએ. તેવી આજ્ઞા છે એમ પ્રતીતિ થાય છે તેમા પારસ્કાચાર્ય એવુ કહે છે કે વેદ ભણવો પણ તેની સાથે વેદના છ અંગો પણ ભણુવા કે જેથી વેદનો અર્થ સારી રીતે સમજવામા આવે.

तयोर्विशेषैर्विविधै व्रतैश्च विधिनोद्वितैः ॥
वेदःकृत्स्नोधिगंतव्यः सरहस्यो द्विजन्मना ॥ २ ॥

અર્થ—દ્વિજોએ જુદા જુદા પ્રકારના વ્રતોવિધિ પ્રમાણે પાળી રહસ્ય સાથે વેદ ભણવો અને જાણવો

ઉપર લખેલા મનુના શ્લોકમા રહસ્ય સાથે વેદ એકવચન નથી બ્રાહ્મણે સઘળોવેદ ગ્રંથ-અને અર્થથી ગણવો એવુ છે તો વેદાધ્યયન અને વેદાર્થ જ્ઞાન શિવાય ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવાનો અધિકારજ નથી. અને ગૃહસ્થાશ્રમ શિવાય સર્વકર્મનો પણ અધિકાર નથી.

यो न धीत्य द्विजो वद मन्यत्र कुरुते श्रमम् ॥
स जावन्नेवशूद्रत्व माशुगच्छति सान्वयः ॥ ३ ॥

અર્થ—દ્વિજ વેદ ભણ્યા શિવાય બીજુ ભણવાને શ્રમ કરે છે. તે દ્વિજ જીવતાજ પોતાના કુલ સાથે જલદીથી શૂદ્રપણાને પામે છે

આ પ્રમાણે મનુએ વેદાધ્યયન અને વેદાર્થજ્ઞાન રહિત બ્રાહ્મણને શૂદ્રત્વ પ્રતિપાદન કરેલુ છે, તેમ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા પણ કહ્યુ છે કે—

वस्तुजानाति तत्त्वेन आर्षं छंदश्च दैवतम् ॥
विनियोगं ब्राह्मणंच वेदार्थं ज्ञानकर्म च ॥ ४ ॥
एकैकस्याऋचः सोभिवंद्योह्यतिथिवद्भवेत् ॥
देवतायाश्च सायुज्यं गच्छत्यत्र नसंशयः ॥ ५ ॥
पूर्वोक्तेन प्रकारेण ऋष्यादीन्वेत्तियोद्विजः ॥
अधिकारो भवेत्तस्य रहस्यादिषु कर्मसु ॥ ६ ॥
मंत्रे मंत्रे प्रयत्नेन ज्ञातव्यं ब्राह्मणेनतु ॥
विज्ञाने परिपूर्णस्तु स्वाध्याय फलमश्नुते ॥ ७ ॥

અર્થ—બ્રાહ્મણ પુરૂષતત્વથી એક એક મંત્રના ઋષિ, છંદ, દેવતા, વિનિયોગ, બ્રાહ્મણ, અર્થ, જ્ઞાન, કર્મ, જાણે છે તે બ્રાહ્મણ :અતિથિની પેઠે અભિવંદન કરવા યોગ્ય થાય છે અને દેવના સાયુજ્યને પામે છે. પૂર્વે બતલાવ્યા પ્રમાણે મંત્રના ઋષ્યાદિકને જે બ્રાહ્મણ જાણે છે તેને વેદના રહસ્યાદિ કર્મમાં અધિકાર હોય છે. માટે બ્રાહ્મણે પ્રયાસથી પ્રત્યેક મંત્રમાં પ્રવીણ થવું અને તે પ્રમાણે જ્ઞાનમાં પ્રવીણ થનાર પુરૂષને અભ્યાસનું ફલ મળે છે.

*વેદના ઋષિ છંદ અર્થ વિગેરે જાણ્યાં શિવાય અભ્યાસ કરવાનું કેવું ફલ થાય છે તે વિષે યાજ્ઞવલ્ક્ય કેહે છે કે—*

अविदित्वातु यः कुर्यात् याजनाध्यापनंजपम् ॥
होमर्मतर्जलादीनि तेभ्योत्यल्पफलंभवेत् ॥ ८ ॥

અર્થ—જે વેદના ઋષિ છંદ વિગેરે જાણ્યા શિવાય યજ્ઞ કરાવવું અધ્યાપન કરાવવું. જપ કરવો, હોમ કરવો તે વિગેરે, જે જાણીને કરે છે તેના કરતાં તેમને ઓછું ફલ થાયછે.

आपद्यते स्थाणुमर्त्तं स्त्वयंवाविप्रमीयते ॥

અર્થ—અર્થ વિગેરે જાણ્યા શિવાય અભ્યાસ કરવાથિ સ્થાણુરૂપી ખાડામાં પડે છે, અથવા તો પોતે અલ્પાયુષી થાય છે.

તેમજ અન્યત્ર કહ્યું છે કે,

अंतर्जलादिके जप्ये इतरेषा गजानताम् ॥
नाधिकारोस्ति मंत्राणामेवं स्मृति निदर्शनम् ॥ ९ ॥

અર્થ—અઘમર્ષણ વિગેરે જપપ્રકરણને નહિ જાણનારાઓને મંત્રો ભણવા સંબંધી અધિકાર નથી તેવું સ્મૃતિઓનું કેહેવું છે.

માટે વેદાધ્યયન કર્યા પછી મંત્રાર્થ જ્ઞાનની આવશ્યક્તા છે. કેટલાકો વેદાધ્યયન કર્યા શિવાય ફક્ત વેદના મંત્ર સંબંધી અર્થ વિચારજ કરે છે. પણ કેવલ વેદ ભણવો તે અથવા તો કેવલ મંત્રાર્થ જાણવો તે એ બે કરતાં વેદનાં થોડા પણ મંત્ર અર્થ સાથે ભણવા તે ઉત્તમ છે. વેદ ન ભણવાથી બ્રાહ્મણ શી દશાને પામે છે. તે યમ સ્મૃતિમાં કહ્યું છે.

न शूद्रो वृषलोनाम वेदोहिवृष उच्यते ॥
यस्य विप्रस्य तेनालं सर्वे वृषल उच्यते ॥ १० ॥
तस्मात् वृषलभीतेन ब्राह्मणेन प्रयत्नतः ॥
एकदेशोपि ध्येतव्यो यदि सर्वो नशक्यते ॥ ११ ॥

**અર્થ**—વૃષલ એ નામ શુદ્રનું છે, પણ વૃષલ શુદ્ર નથિ. વૃષ એ વેદનું નામ છે. તે વેદને જાણવામાં અશક્તિમાન્ તેજ વૃષલ જાણવો ( એટલે શુદ્ર જાણવો ) માટે બ્રાહ્મણે વૃષલ ( શુદ્ર ) એ શબ્દ પોતાને લાગુ ન પાડવા દેવો હોય તો સઘળો વેદ સાર્થ ન ભણી શકાય તો વેદનો એક ભાગ પણ સાર્થ ભણવો.

अधीत्य यत् किंचिदपि वेदार्थमिगमेरतः ॥
स्वर्गलोकपवाप्नोति धर्मानुष्ठानविद् द्विजः ॥ १२ ॥
तथा समुचितस्तोक मपिश्रुताधीताविशिष्यते ॥

**અર્થ**—જે કંઈ થોડું પણ ભણી વેદાર્થ જાણવાને પ્રીતિમાન હોય તે ધર્મનુષ્ઠાનને જાણનાર બ્રાહ્મણ સ્વર્ગમાં જાય છે. તેમ વધારે અથવા થોડું પણ સાંભલીને જાણ્યું હોય તે ઉત્તમ છે.

ઉપર પ્રમાણે વેદનો એક ભાગ પણ સાર્થ જાણવાથી ગૃહસ્થાશ્રમનો અધિકાર થાય છે, તો તેમાં એક સંશય ઉત્પન્ન થાય કે કીયો ભાગ ભણવો ? શું પોતાની ઇચ્છાથી વેદનો ચોથો ભાગ અને ત્રીજો ભાગ ભણવો. કે નિત્યકર્મમાં ઉપયોગી ભાગ ભણવો. તેમાં જો પાઠ ક્રમને અનુસરીને પ્રથમ ભાગ એકલોજ ભણે તેના કરતાં જે ભાગમાં સ્નાન સંધ્યા નિત્યકર્મ તથા ગર્ભાધાનાદિક સંસ્કાર ઉપયોગી મંત્ર ભાગ ભણવો તે ઉત્તમ છે. એટલુ ભણવા પણથી વેદનો એક ભાગ નિર્ણય થઈ શકે છે તેમાં એમ ન સમજવું કે ગાયત્રી એકલી સાર્થ ભણ્યા એટલે પણ વેદનો એક ભાગ થઈ શકે. કારણ કે ગાયત્રી મંત્રનો જપ કરવાનો અધિકાર સ્નાનાદિ ક્રિયા પછી થાય છે. તો પ્રથમ સ્નાનાદિ કર્મના મંત્ર ભણવાજ જોઇએ, માટે પ્રથમ પ્રાતઃકાલમાં ઉઠયા પછી દંતધાવનથી આરભી રાત્રીએ સુઈ રહ્યા સુધીના નિત્ય કર્મના અને ગર્ભાધાનાદિ અંત્યેષ્ટિ પર્યંતના ગૃહસ્થાશ્રમોપયોગી તેમજ અન્ય આશ્રમોપયોગી મંત્રો અવસ્ય સાર્થ ભણવાજ જોઇએ.

(કોઇ વિદ્વાનનો મળી આવેલો લેખ.)

---

# બ્રાહ્મણોત્કર્ષ.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૨૮૬ થી. )

હાથની કોણીના ખુણાથી છેક છેલી નાની આંગળીની ટોચ સુધી લંબાઇની તથા અંગુઠાના વેઢા જેવડી ચાડાવાળી ખેર વૃક્ષની કે કાંસાની કડછી એટલે સરવો લેવો, અને તે જમણા હાથમાં અંગુષ્ઠ, મધ્યમા અને અનામિકા એ ત્રણું આંગળીવડે વચમાંથી ધરીને તેનાથી ઘી આદિ પ્રવાહી પદાર્થોની આહુતી આપવી. પણ ભાત જવ અને રાંધેલો ભાત ઇત્યાદિક અપ્રવાહી પદાર્થની આહુતી, જમણા હાથના અંગુષ્ઠ મધ્યમા અને અનામિકા એ ત્રણ આંગળીની અણી એકઠી કરી તેમાં આવે એટલો ભાગ લેઇને એકેક આપવી. વળી ભાત અને જુવારની ધાણીની પણ વિશેષ આહુતી અંજળી પ્રમાણે આપવામાં આવે છે. તથા સમિધા એટલે પૂર્વોક્ત યજ્ઞીય વૃક્ષના અને તેમાં મુખ્યત્વે કરીને ચંદનના. કીડન લાગેલા અને પાંદડાં વિનાના તથા નફાટ પડેલા એવા કાપેલા દશ આંગળ લાંબા કાષ્ઠના કટકા જાણવા. એવી સમિધાને પૂર્વોક્ત સરવા પ્રમાણેજ અંગુષ્ઠ, મધ્યમા અને અનામિકા એ ત્રણ આંગળીની ટોચથી પકડીને તેની આહુતી આપવી

પત્ની—હોમાહુતી વિધિ કહેવા કૃપા કરો.

પતિ—પૂર્વોક્ત યજ્ઞીયકાષ્ટ અને તૃણાદિ ઉપલબ્ધ ( મળે તે પ્રકારના ) ઇંધનદ્રવ્ય; સંસ્કારમાં કહેલા ઘૃતાદિ સર્વે આહુતીદ્રવ્ય; શુદ્ધોદક પૂર્ણપાત્ર ( લોટો અને પ્યાલું ); આ જયપાત્ર ( કાંસાનું મોઢું ગોળ વાસણ સુમારે બશેર ઘી માય એવડું ); પૂર્વોક્તસ્રુવ (સરવો) અને કુશાદિ ઉપલબ્ધ લીલું તૃણ; એવા પદાર્થો તમામ યજ્ઞકુંડ પાસે આણીને મુકવા. પછી તે કુંડની દક્ષિણ બાજુએ પુરોહિતને બેસવા સારૂ એક પીઠાસન ( પૂર્વોક્ત યજ્ઞીય વૃક્ષનું એક સારૂં ઊંચું આસન ) અને કુંડની પશ્ચિમે કાર્ય કર્તાને બેસવા સારૂ નરમ અને શુભ આસન એવા બે આસન સ્થાપન કરવાં.

પત્ની—એ પ્રમાણે સર્વે સાહિત્ય સિદ્ધિ કર્યા પછી કાર્ય કર્તાએ શું કરવું ?

પતિ—**ॐ भुर्भुवः स्वः** સકલગુણ સંપન્ન. સર્વવ્યાપક, પરમાત્મા, જીવિત ઉત્પાદક, સર્વપ્રિય, દુઃખનિવારક, આનંદદાયક, વિવિધ સુખનો હેતુ વિવિધચેષ્ટાના આધાર એવા પરમાત્મા એ મંત્ર ઉચ્ચારથી બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય વર્ણના યાજ્ઞિકોના ઘરમાંનો અગ્નિ આણીને અથવા શમીવૃક્ષપર ઉગેલા પીપળાના કે બીજા વૃક્ષના કાષ્ઠનું ઘર્ષણ કરીને, અગ્નિ ઉત્પન્ન કરી તે નિર્ધૂમ ( ધુમાડા વગરનો ) કુંડ પાસે મુકવો. પછી ઉત્તર દિશા તરફ જવું. અને હાથ હાથ પગ ધોઇને શુદ્ધ ધોએલું વસ્ત્ર પેહેરીને અને યજ્ઞોપવીતવત્ ( જનોઇની પેઠે જમણા હાથની નીચે કાખમાંથી ને ડાબા હાથના ખભાપર આવે તેમ ) ઉપવસ્ત્ર ઓઢીને પૂર્વયોજીત ( પ્રથમના ઠરાવેલા ) પુરોહિત પાસે જવું.

પત્ની—પુરોહિતની યોગ્યતા જણાવશો.

પતિ—યોગ્ય ધર્મોક્ત કૃત્ય પૂર્ણપણે સમજનાર, વિદ્વાન્, સદ્ધર્મી, કુલીન, નિર્વ્યસની,

અને શીયળવ્રત પાળનાર, એવા વેદ પ્રિય પૂજ્ય ગૃહસ્થની પુરોહિત સંજ્ઞા જાણવી ( પુરઃ= અગ્ર ભાગી, હિત=મુકેલા અર્થાત્ પૂજ્ય ) તેમાં સ્ત્રીઓનો પણ કોઇ પ્રસંગે સમાવેશ થાય છે.

એવા પુરોહિત પાસે જઈ પુરોહિતપણું સ્વિકારવા માટે ॐ **आवसोः सदनेसीद** ॥ ( હે વિદ્વાન્ શ્રેષ્ઠ [ યજ્ઞ કાર્યાર્થે ] આ આસનપર બેસો. ) એ મંત્ર ઉચ્ચારથી તેમના આગળ વિનયપૂર્વક વિનતિ કરવી. તે પછી પુરોહિતે ॐ **सिदामि** એવું કહી હાથ પગ ધોઇ આચમન કરી નિર્માણ કરેલા પીઠાસન પર બેસવું. અને કાર્ય સમાપ્તિ લગી યજ્ઞકુંડની ઉત્તર તરફનુ મુખ રાખીને શાંત અને નમ્રપણે રહેવું, તથા ઉપસ્થિત કાર્ય સંબંધી જ માત્ર ભાષણ કરવું, અન્ય નહિ. અને છીંકું તો ઇશ્વરની ક્ષમા માગવી એવી રીતે પુરોહિતની સ્થાપના થયા પછી કાર્ય કર્તાએ કુંડની સામે પૂર્વાભિમુખે બેશીને, હૃદયમાં જાય એટલું ઠંડુ પાણી જમણા હાથની અંજલીમાં લેવું ( હાથની કોણીને ખાંધની બહાર નહિ જાય, એવી રીતે હસ્તાંજળી હૃદયની સામે ધરવી ) અને પછી ॥ ॐ **अमृतोपस्तरणमसि स्वाहा** ॥ ( ઇશ્વર કૃપાથી મારૂં અંતઃકરણ અને પ્રાણ ઇંદ્રિય ઉત્તમ સ્થિતિમાં રહો. ) એ મંત્રથી આચમન કરવું, અને વળી તેજ પ્રમાણે ॥ ॐ **अमृतोपिधानमसि स्वाहा** ॥ ( એમ બોલી આચમન કરવું ) ॥ ॐ **सत्यं यशः श्रीर्मयिश्रीः श्रयतां स्वाहा** ॥ ( સત્ય, યશ, કીર્તિ, લક્ષ્મી, વિદ્યા, એ મારામાં સ્થિર રહો. ) એ બે મંત્રોથી પ્રત્યેક મંત્રે એકેક વખત; એવાં બે મળીને આચમન કરવાં—અને પછી બન્ને હાથ ધોઇને, કર્ણ, ચક્ષુ, અને નાસિકા આદિ ઇંદ્રિયોને જળનો સ્પર્શ કરવો. તે નીચે પ્રમાણે આવો આ આચમન અને જળ સ્પર્શ વિધિ શાંતપણે આસનપર બેસીને કરવો. પણ ચાલતાં, ફરતાં, હસતાં, ઉભા રહીને, પગ પસારીને, પગમાં જોડા પહેરીને, ગળે કે ડોકે વસ્ત્ર બાંધીને, મોઢેથી ફરફર અવાજ કરીને, તથા આડી હસ્તાંજળીએ કે આંગળાથી, અને પાણી આંખે જોયા વિના, એવી રીતે એ આચમન વિધિ ન કરવો. એવો એક સાધારણ નિયમ જાણવો

ॐ **वाङ्मऽआस्येस्तु** ॥ આ મંત્રથી મુખને.
ॐ **नसोर्मे प्राणोस्तु** ॥ આ મંત્રથી નાકને.
ॐ **अक्ष्णोर्मे चक्षुरस्तु** ॥ આ મંત્રથીબંને ડોળાને,
ॐ **कर्णयोर्मे श्रोत्र मस्तु** ॥ આ મંત્રથી બંને કાનને.
ॐ **बाह्वोर्मेबल मस्तु** ॥ આ મંત્રથી બે બાહુને.
ॐ **ऊर्वोर्मेऽओजोस्तु** ॥ આ મંત્રથી બંને જાંગને.

ॐ **अरिष्टानिमेंङ्गा नितनू स्तनवा मे सह संतु** ॥ આ મંત્રથી સર્વ અંગે જમણા હાથથી જળ સ્પર્શ કરવો. સાતે મંત્રોનો ભાવાર્થ=વાચા, નેત્ર, કર્ણ આદિ જ્ઞાન ઇંદ્રિયો અને હસ્ત, પાદાદિ કર્મ ઇંદ્રિયો, એ સદા સતેજ, પીડા રહિત ન્યાય અને સદ્ધર્મ પ્રવર્તક એવી મારામાં કાયમ રહો એ પ્રમાણે આચમન અને જળ સ્પર્શ વિધિ થયા. પછી યજ્ઞ કુંડમાં થોડાં થોડાં કાષ્ઠ રચીને તેના પર ॐ **भूर्भुवः स्वः** ॥ એ મંત્રથી અગ્નિની સ્થાપના કરવી. પછી તે અગ્નિપર ફરીથી બીજાં કાષ્ઠ અને વચ્ચે વચ્ચે કુશાદિ તૃણ પૃષ્ઠ ભાગ લગી રચીને વાંસના પખાથી વા નાંખીને અગ્નિ પ્રદીપ્ત કરવો. તે પછી ઘૃત પાત્રમાં, આહુતી આપવી હોય તેટલું ઘી લેઇને, તેના પર તપાવવું અને પછી તે નીચે ઉતારી, તેમાં

કેશ, કચરો કે કીડી વગેરે જે કાંઇ પડેલું હોય, તે સર્વ દર્ભની અણીથી બહાર કાઢીને તે દર્ભ યજ્ઞના અગ્નિમાં નાંખવું. પણ એ દર્ભ-જમણા હાથના અંગુઠા અને અનામિકાથી પકડીને પછી તેની અણીથી સર્વ કચરો કાઢવો, એમ જાણવું. એ સમયે—

॥ ॐ देवस्त्वा सवितोत् पुना त्वाच्छिद्रेण
पवित्रेण वसोः सूर्यस्य रश्मिभिः ॥

( અગ્નિ અને સૂર્ય કિરણ એને યોગે સર્વ પદાર્થ શુદ્ધ થઇને પ્રાપ્ત થાઓ. ) એ મંત્ર એક વખત બોલવો. અને એ પ્રમાણે માનસિદ્ધ કરીને અગ્નિપરથી નીચે ઉતારી કુંડની ઉત્તર દિશાએ મુકવું. પછી સ્થાલિપાક એટલે ચોખાનો ભાત જે સંસ્કારમાં કહેલો હોય, તે સંસ્કારમાં તૈયાર કરવો. તે કરવાનો વિધિ ભાતની આહુતી આપવાની હોય, તે મંત્રમાંનો દેવતા એટલે ઇશ્વર વાંચી જે મુખ્ય શબ્દ હોય ( જેમ અગ્નિઃ ) તેના પર નીચે લખ્યા પ્રમાણે શબ્દો વધારીને ॥

ॐ अग्नयेत्वा जुष्टं निर्वपामि ॥

( સર્વ પૂજ્ય ભગવાન્ પ્રાપ્ત થઈને કાર્યસિદ્ધિ થાય એ હેતુથી આ વ્રીહિ સંસ્કાર કરૂં છું. ) એવો મંત્ર રચીને, તેના ઉચ્ચારથી પ્રત્યેક આહુતી દીઠ ચાર ચાર મુઠી ગણીને ભાત કે બીજું જે કાંઇ ધાન્ય કહેલું હોય, તે લેઈને ઉખલીમાં ( ખાંડણીમાં ) નાંખવું. પછી વળી બીજીવાર મંત્ર ઉચ્ચાર કર્યા વગર મુગે મોઢે ઉપર કહ્યા પ્રમાણે ફરીથી પ્રત્યેક આહુતી દીઠ બીજું ચાર ચાર મુઠી ભાત તેમાં નાંખવો. તે પછી પૂર્વ તરફનું મુખ કરીને મુસળથી તે ભાત ત્રણ વેળા ફરી ફરીને ખાંડવું. અને સુપડાથી ત્રણ વેળા ફરી ફરીને ઝાટકીને તેના શુદ્ધ ચોખા કરવાં. તથા તેને ત્રણ વેળા ફરી ફરીને પાણીએથી ધોઇને સ્વચ્છ કરી, ચરૂ સ્થાલીમાં એટલે ભાત સારો સીજે એવો ત્રાંબાના વાસણમાં રાંધવો. અને ભાત સીજીને સારો ખીલે, ત્યારે તવેથો ચારે બાજુએ ગોળ ફેરવી તેને હલાવવો. અને પછી તે ખીલેલા ભાતમાં સ્રુવ ( સરવા ) થી ઘી નાંખીને, તે ભાત અગ્નિપરથી નીચે ઉતારવો. તથા તે કુંડથી ઉત્તર બાજુએ ઘૃત પાત્રની પાસે જ મુકવો. અને વળી ફરીથી બીજું ઘી તે ભાતમાં રેડીને ભાત ઢાંકી મેલવો. એ પ્રમાણે સ્થાળીપાક ( ભાત સીજવેલો ) અને ઘૃતાદિ કહેલાં આહુતી દ્રવ્યો સર્વ તૈયાર થયા પછી સમિધા ધાન કરવું. સમિધા કાષ્ટ ( અગ્નિ સારો પ્રજ્વલિત થાય તેટલાં ) લેઇને તે પરસ્રુવ (સરવા)થી ઘૃતસિંચન કરવું. અને તેમાંથી

॥ ॐ अयंत इध्म आत्मा जात वेदस्तेने ध्यस्व वर्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभि र्ब्रह्म वर्चसेना न्नाद्येन समेधय स्वाहा इदमग्नये जात वेदसे, इदन्न मम ॥

( સર્વ વ્યાપક પરમાત્માની કૃપાએ અમને સંપતિ, સંતતિ, અન્ન, તેજ, બળ, અને ઇશ્વરભક્તિ એ પ્રાપ્ત થાઓ. ) એ મંત્રે એકેક સમિધ લેઇને અગ્નિકુંડમાં નાંખી અગ્નિ સળગાવવો. સમિધો સળગે ત્યાં સુધી કુશાદિ તાજું ત્રણ હાથમાં લઇને તેનો દક્ષિણ બાજુએથી આરંભ કરી, કુંડને ફરતું ચારે બાજુએ શોભે તેવું એક વેંતભર તે પાથરવું, અને વળી ૧ હાથભર લાંબા અને એક આંગળ કરતાં કાંઇક વધારે જાડાં એવાં શમી કે પળશ

વૃક્ષનાં તાજા છાલવાળા લાકડાં થોડાં ઘણા કુંડની પ્રત્યેક બાજુએ મુકવાં. અને પછી, ડાબો પગ પલાંઠીની માફકવાળી તેની પાટલી પર જમણા પગની જાંગ ( સાથળ ) ઉંધી મુકીને જમણો પગ ઉંધો વાળવો, અને જમણા પગનો ઘુટણ જમીનપર ટેકવીને બેસવું. ( જેમ રાજવંશી લોક જે આસને બેસે છે તેમ અને હાથની અંજલીમા પાણી લેઈને કુંડની દક્ષિણ બાજુએથી પૂર્વ તરફ એક વેંતભર લગી છાટવુ. અને તે સમયે ॐ **अदितेऽनुमन्यस्व** ॥ એ મંત્ર બોલવો. અને તેજ પ્રમાણે ॐ **अनुमतेऽनुमन्य** એ મંત્રે પશ્ચિમે અને ॐ **सरस्वत्यनु मन्यस्व** ॥ એ મંત્રે કુંડની ઉત્તરે હસ્તાંજળીથી પાણી છાટવું.

એ ત્રણ મંત્રનો ભાવાર્થ—હે અદિતે ( અવિનાશક ) સરસ્વતી ( અત્યન્ત જ્ઞાનવાન્ ભક્તપ્રિય ) અમારી સત્કામનાની સિદ્ધિ કર.

તથા ॐ **देव सवितः प्रसुव** ( ઘોતમાન, જગત્પ્રસવિતા, શુદ્ધાત્મા, જ્ઞાનાધિપતિ, પરમાત્મા મારે અંતકરણ શુદ્ધ કરો ) એ મંત્રથી કુંડને ફરતું ત્રણવાર ફરીને પાણી છાંટવુ. તે પછી ઘૃતાદિ આહુતી દ્રવ્ય ઉપર ॐ **विष्णो र्मनसा पूतेस्थ** સર્વ બ્યાપક અને પાવન પરમાત્માની કૃપાથી સર્વ પદાર્થ શુદ્ધ થઈને પ્રાપ્ત થાઓ. એ મંત્ર બોલી સર્વ પદાર્થ પર પાણી છાંટવું અને પછી આહુતી આપવાનો પ્રારંભ કરવો. પ્રથમ ઘૃતાહુતી, અને પછી સીજવેલા ભાતની આહુતી આપવી.

પત્ની—પીઠી ચોળવાની રીતી સમજાવશો.

પતિ—વિવાહને દિવસે પ્રાતકાળે વધુને સૌભાગ્ય બધુ વર્ગની પાચ સ્ત્રીઓએ જવ અને અડદનો કલ્ક ( પીઠી ) અગે ચોળીને શુદ્ધ સ્નાન કરાવવું. પીઠી ચોળતાં અને સ્નાન કરાવતાં તે સ્ત્રીઓએ નીચેનો પાઠ ભણવો.

**ॐ कामवेदने नाममदो नामासि समानयामु ᳪ सुरा ते अभवत् । परमत्र अनवाप्रे तपसो निर्मितोसि स्वाहा ॥ १ ॥**

**ॐ इमन्त उपस्थं मधुना स ᳪ सृजामि प्रजापते र्मुखमे तद् द्वितीयं । ते नपुं सोभि भवासि सर्वान वशान्व् शिन्यसि राज्ञी स्वाहा ॥ २ ॥**

**ॐ अग्निं क्रव्यादम कृण्वन्गुहानाः स्त्रीणामुपस्थ मृषयः पुराणाः । तेनाज्य मकृण्व ᳪ स्त्रैशृंग त्वाष्ट्रं त्वयि तद्द धातु स्वाहा ॥ ३ ॥**

અર્થ—હે જગદુત્પાદક પરમાત્મન્ આપની પૂર્ણ કૃપાએ આ વધૂ તેજસ્વી, સૌભાગ્યવતી, સ્વામિની હો, એ પતિપ્રિયા કામ સ્વરૂપિ થઇને ઉત્તમ સતતિવાન હો; એવી આપની પાસે અનન્ય ભાવે અંતકરણપૂર્વક પ્રાર્થના છે. આ ત્રણ મંત્રનો પાઠ કરવો.

પત્ની—એવો પાઠ તો કોઇ કરતું નથી પણ પીઠીના ગીતો ગાય છે, તે પણ હસવા જેવાં હોય છે તેનું કારણ શું.

પતિ—તેનું કારણ અજ્ઞાન છે. તેથી ઈશ્વરની પ્રાર્થનાને બદલે લવારા કરે છે.

પત્ની—સ્નાન થયા પછી શુ કહે છે.

અપૂર્ણ.

---

વસ્યા. જેઓએ અસ્વીકાર કરી બીજા ગામમાં જઈ વસ્યા તેઓ બાજ કહેવરાવવા લાગ્યા અને જેઓ ખેડામાં રહ્યા તેઓ ભિતરા કહેવાયા. ગુજરાતના બીજા બ્રાહ્મણો કરતાં તેઓ શરીરે તન્દુરસ્ત–ઉદ્યમી અને ઉત્સાહી હોય છે. તેઓની સ્ત્રીઓ વરઘોડામાં અથવા ન્યાતી ભોજનોમાં ભાગ લેતી નથી. વીધવાઓ સફેદ લુગડાં પહેરે છે અને સૌભાગ્યવતીના ઘરેણા ઘણાખરાં દક્ષણી સ્ત્રીઓમાં પહેરાંતાં ઘરેણા સાથે મળતાં આવે છે. ભિતરા વિભાગના ખેડાવાળ બ્રાહ્મણોમાં લાડ વાણીઆમાં ગોરપદાનો ધંધો કરે છે. તેઓની અડક દવે હોય છે. તેઓમાં કહેવત છે કે "લાડ સુકું ઝાડ અને દવે કોરવાડો." બાજ ખેડાવાળ કોઇ પણ જાતનું દાન નહિ લેવાનું અભીમાન ધરાવે છે અને તેઓનો મુખ્ય ધંધો સરાફી અને વહેપારનો છે. ખેડામાં સઘળો સબંધ રાખીને તેઓમાંના કેટલાક મદ્રાસ અને બંગાળામાં જઇને વસ્યા છે. મહીકાંઠામાં પણ ખેડાવાળ બ્રાહ્મણોની વસ્તી છે. તેઓની એવી માન્યતા છે કે તેઓનું નામ ઇડર રાજ્યમાં ઓવલા ખેડબ્રહ્મા ઉપરથી પડ્યું છે.

રાજપુતાનામાં આવેલા મેવાડ ઉપરથી ઓળખાતા મેવાડા બ્રાહ્મણો ગુજરાતમાં આવી વસ્યા ત્યારે તેઓની સંખ્યા ૩૨૮૫૯ ની હતી. તેઓમાં ભટ મેવાડા ચોરાસી મેવાડા અને ત્રીવેદી મેવાડા નામના ત્રણ વીભાગ છે. તેઓ એક બીજા વિભાગ સાથે

**મેવાડા.**

કન્યા વ્યવહાર રાખતા નથી. ઘણે ભાગે તેઓ ભીક્ષુક ગોર અને ખેડુત હોય છે. નાતમાં ઘીના વરાઓ કરી તેઓ હાલ નીચોવાઈ ગયા છે. ત્રવાડી મેવાડામાં મરણ વખતે એક એવા વિચીત્ર રીવાજ છે કે વર પરણ્યા પહેલા ખાટલા ઉપર સુઇ જાય છે. કન્યા આવી તેની નાભિ ઉપર ગોળ લગાવે છે ત્યારબાદ વર મંડપમાં પરણવાને જાય છે.

વાત્રક નદી પાસે આવેલા મોઢેરા ગામ ઉપરથી મોઢ વાણીઆની માફક ઓળખાતા મોઢ બ્રાહ્મણો ૩૮૮૯૨ ની સંખ્યામાં ગુજરાતમાં આવી વસ્યા. તેઓના

**મોઢ.**

છ વિભાગ છે. અગીઆરસણા, ચાતુર્વેદી, ધીનોજા, જેઠીમલ, તાંદળજા અને ત્રીવેદી. ઘણા દેશી રાજ્યોમાં જેઠીમલ નામના મોઢ મલ્લ તરીકે રોકાયેલા છે. તેઓમાં પુનર્વીવાહની છુટ છે. થોડાક ખેડુતો સીવાય તેમાંના ઘણા ખરા ભીક્ષાવૃત્તી અને ગોરપદાનો ધંધો કરે છે. તેઓ તેમની ભીક્ષાર્થે કરેલી લાંબી પર્યટન માટે મશહુર છે.

સુરતની પાસે આવેલા મોતા ગામ ઉપરથી કહેવાતા મોતાળા બ્રાહ્મણો સુરતમાં આવી વસ્યા ત્યારે તેમની સંખ્યા ૧૪૫૬ ની હતી. તેઓમાં

**મોતાળા.**

ચાલતી દંતકથા પ્રમાણે તેઓ પ્રાચીન વખતમાં હનુમાનની સાથે કોલાહપુરમાંથી આવ્યા હતા. તેઓમાં એવી પણ માન્યતા છે કે મોતાળા, જામ્બુ અને કપીલ બ્રાહ્મણો ગુજરાતમાં સાથે આવીને વસ્યા હતા. તેઓનો [illegible] છોડવાનું કારણ એ હતું કે તે વખત રાજ્ય કરતો મલેક કાફર (ઇ. સ. ૧૩૦૬) [illegible] એમ પણ જણાવવામાં આવે છે કે તેઓ ઇ. સ. ૧૩૦૫ [illegible] હરસમાં દુર્ગા દેવીના કોપથી ચાલેલા દુષ્કાળને લીધે નાશી [illegible] હેવાલ ઉપરથી એમ સાબીત થાય છે કે તેઓ [illegible] આવ્યા જ હશે. તેઓ દેખાવે દક્ષણી બ્રાહ્મણોને મળતા [illegible] ટલાક એવા રીવાજો છે. જે ઉપરથી તેઓ દક્ષીણમાંથી

ઉતરી આવ્યા તેમ સાબીત થાય છે. તેઓની કુળ દેવી કોલ્હાપુરની મહાલક્ષ્મી છે. પરણુતી વખતે અને ત્યાર પછી ચાર દીવસ સુધી કન્યા દક્ષણી સ્ત્રીઓની માફક માથે ઓઢતી નથી. તેમજ સાડી પણ તેમની માફક જ પહેરે છે. મરતી વખતે વપરાતા કાંકણદોરો નાડાછડીને બદલે ઉનનો હોય છે. તેઓ કણ્વ શાખાના છે.

ઉપર જણાવેલા પહેલા રીવાજ શીવાય મોતાળા, જામ્બુ અને કપીલ બ્રાહ્મણોના પરણુતી વખતના રીવાજ દક્ષણી બ્રાહ્મણોને મળતા આવે છે. મોતાળા બ્રાહ્મણોમાં લગ્ન દરેક ચાર વરસે એક જ દીવસે આવે છે. તેઓ ચાલાક, ચપળ મહેનતુ હોય છે. કેટલાક પોતાની જ નાતમાં ગોરપદાનો ધંધો કરે છે સરકારી નોકરી યા કારકુન તરીકે જોડાયેલા છે અને કેટલાક મુંબાઇમાં વહેપારી પેઢીઓમાં છે.

**નાંદોરા.** રાજપીંપળાની રાજ્યધાની નાંદોદ ઉપરથી કહેવાતા નાંદોરા બ્રાહ્મણોની વસ્તી ખેડા અને રાજપીંપળા અને ધરમપુરના દરબારના કુટુમ્બ ગોરની પદવી ભોગવે છે. બાકીના થોડા ખેડુત શીવાય તેઓનો નીર્વાહ ભીક્ષા વૃત્તી ઉપર છે.

**નાગર.** ૨૮૨૫૦ આત્માઓની બનેલી નાગર નાતના ૭ વિભાગ છે:—ચીત્રોડા, કૃષ્નોરા, પ્રશ્નોરા, સાઠોદ્રા, ડુંગરપરા સાથે લેતાં વડનગરા, અને વીસનગરા. તેઓમાં એક બીજા સાથે કન્યા વ્યવહાર અથવા ભોજન વ્યવહાર હોતો નથી. માત્ર વડનગરા નાગરનું બીજા નાગરો જમે છે. ૭ વીભાગમાનાં સાઠોદ્રા, વડનગરા અને વીસનગરા દરેકમાં ગૃહસ્થ અને ભીક્ષુક નામના બે વીભાગ પડેલા છે. તેઓમાં પણ વળી પોતાની જ્ઞાતીમાંની કન્યાઓ નહિ મળવાથી બીજી જ્ઞાતીમાંથી કન્યા લાવેલા બાયડ નામનો જુદો ભાગ છે. ચીત્રોડા અને કૃષ્ણોરાની વસ્તી ગુજરાતમાં માલુમ પડતી નથી. પ્રશ્નોરા કાઠીઆવાડમાં વૈદ્ય અને પુરાણીનો ધંધો કરે છે. ડભોઇની પાસે આવેલા સાઠોદ ગામ ઉપરથી ઓળખાતા સાઠોદ્રા નાગરની મુખ્ય વસ્તી અમદાવાદ અને ખેડામાં છે તેઓ શરાફી, કારકુની અને દેસાઇગીરીમાં જોડાયેલા હોય છે. વીસનગર ઉપરથી કહેવાતા વીસનગરા નાગરો અમદાવાદ વડોદ્રા અને સુરતમાં, સરાફ, ખેડુત અને નોકર હોય છે. વડનગરાની વસ્તી આખા ગુજરાતમાં આવેલી છે અને બ્રાહ્મણોમાં સર્વથી ઉંચ ગણાય છે. તેઓ ચહેરે સુંદર, બુદ્ધીશાળી અને ખંતીલા હોય છે. કાઠીઆવાડની રાજ્ય ખટપટોમાં તેઓએ અગત્યનો ભાગ લીધેલો છે. વડનગરા બ્રાહ્મણો પોતાનું અસલ નીવાસ સ્થાન તરીકે વડનગર ગામ હોવાનો દાવો રાખે છે. વડનગરના પુરાતન વતનીઓ હોવાનો તેઓનો દાવો વલભી રાજાઓ તરફથી મળેલી બે બક્ષીસો ઉપરથી સાબીત થાય છે. એક બક્ષીસ ઇ. સ. ૬૫૬ માં ખરાગ્રહ તરફથી મળી હતી અને બીજી ઈ. સ. ૭૬૬ માં સીલાદીત્ય તરફથી મળી હતી. આ બક્ષીસો મેળવનાર આનંદપર ( વડનગર ) ના રહેવાસી અને સાર્કરાક્ષી ગોત્રના બ્રાહ્મણો હતા. તેઓની ઉત્પત્તી વીષે નાગરોમાં ઘણી દંતકથાઓ છે. એક વાતમાં એમ કહેવામાં આવે છે કે તેઓને શીવના વિવાહ વખતે ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. બ્રહ્મા શીવનું પાર્વતી સાથે લગ્ન કરાવવાને ગયા હતા. પરંતુ તે પાર્વતીની સુંદરતાથી અંજાઇ ગયા અને પોતાની વૃત્તીઓ ઉપર અંકુશ નહિ રહેવાથી લગ્ન છોડી ચાલ્યા ગયા. લગ્ન કરાવનાર કોઇ બ્રાહ્મણ પાસે નહિ હોવાથી શિવે ૭ ચોખાના દાણા ફેંક્યા અને તેમાંથી ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા. બ્રાહ્મણ છોકરીઓ નહિ મળવાથી શિવે આ ૭ બ્રાહ્મણોનું લગ્ન ૭ નાગ કન્યાંઓ સાથે કર્યું. બીજી વાત એ છે કે પાર્વતીની માતાએ

શીવને તેના કદરૂપા સ્વરૂપથી પાર્વતી બીહે નહિ તે માટે સુંદરતા ગ્રહણ કરવાને ફરમાવ્યું પોતાનું રૂપ ફેરવવા જતાં શીવે પોતાને કપાળે ચોઢેલા ૭ અક્ષત પાડી નાંખ્યા અને તેમાંથી ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા. શીવના લગ્ન પછી આ ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા. શીવના લગ્ન પછી આ ૭ બ્રાહ્મણો પોતાની નાગ સ્ત્રીઓ સાથે વડનગરમાં જઈ વસ્યા અને હાટકેશ્વરના ઉપાસક બન્યા. એક એવી પણ બીજી વાત છે કે તેઓને સીવે કરેલા યજ્ઞ વખતે ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. બ્રહ્માએ એક વખતે એક યજ્ઞ આરંભ્યો જેમાં ઘણા બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા હતા. શીવની પત્ની પાર્વતીને આથી અદેખાઈ ઉપજી અને એવો જ બીજો યજ્ઞ કરવાને શીવને આજીજી કીધી બધા બ્રાહ્મણો બ્રહ્માને ત્યાં થતા યજ્ઞમાં ગયેલા હોવાથી શીવે ૭ બ્રાહ્મણોને ઉત્પન્ન કીધા અને બીજા બ્રાહ્મણો સાથે કાંઇ પણ સંબંધ નહિ રાખવાને આજ્ઞા કીધી. તેઓ નાગર સાથી કહેવાયા તે વીષે એમ કહેવામાં આવે છે કે યજ્ઞ થયા બાદ તેઓને હલકા દેશોમાં મોકલી દેવામાં આવ્યા જ્યાં તેઓને નાગ લોક સાથે ઘણી ભાંજગડ થઇ. તેઓએ શીવની મદદ માગી અને તે ઉપરથી શીવે તેમને નાગર ( ના=નહિ. ગર=વિષ ) શબ્દ સાપના ઝેરના ઉપચારઅર્થે જપ કરવાને કહ્યું.

ત્રીજી એ વાત છે કે એક વખત એક રાજા સાપ રમાડતા મદારીની કન્યા સાથે પરણ્યો થોડાક વખત બાદ તેને કોડ નીકળ્યા જે ઉપરથી પેલી મદારીની છોકરીએ તેનો રોગ સાપ ખવરાવી મટાડયો. આ વાત બીજી રાણીઓના જાણવામાં આવી અને તેઓએ મદારીની છોકરી ઉપર અદેખાઇ લાવી રાજાને જણાવ્યું કે તેણે ક્ષત્રીને અયોગ્ય એવા સાપનો ખોરાક તારી મદારી રાણીએ ખવરાવ્યો છે. જ્યારે આ ગુનોહ તે મદારીની છોકરી ઉપર મુકવામાં આવ્યો ત્યારે તેણીએ જણાવ્યું કે રાજાની દવા સારૂ જે સાપ વાપરવામાં આવ્યા હતા તે નાગ જાતમાંના નહિ હતા પરંતુ સાધારણ સાપ હતા. તેણીને ફક્ત એક જ નાગની માહીતી હતી જે પડોશમાં આવેલા સરોવર રહેતો હતો. રાજાને તે નાગ જોવાનું મન થયું જેથી તે રાણીએ પોતાના લાલવાદી અને ફુલવાદી નામના પોતાના બાપ તથા કાકાની મદદ લીધી. તેઓએ રાજાને તથા પોતાનો એક ઉત્તમ શીષ્ય મોકલાવી આપ્યો. પોતાના જાદુથી તેણે તે નાગને સરોવરના કીનારા ઉપર બોલાવ્યો. નાગ ગુસ્સે થવાથી પોતાના વિષથી રાજાને રાણીને અને મદારીના શીષ્યને મારી નાખ્યાં જ્યારે મદારીને અને તેના ભાઇને આ વાતની ખબર પડી ત્યારે તેઓ એકદમ નાગને શીક્ષા કરવાને સરોવર પાસે ગયા. નાગ, મદારી સાથે હરીફાઈ કરવામાં પોતે ફાવશે નહિ એવું ધારી બ્રાહ્મણનું રૂપ ધારણ કીધું અને વડનગરમાં જઈ બ્રાહ્મણ કન્યા સાથે પરણ્યો અને વડનગરમાં જઈ બ્રાહ્મણ કન્યા સાથે પરણ્યો અને તેને કેટલીક સંતતી થઇ. વેર વાળવાના ઇરાદાથી મદારી અને તેનો ભાઇ વડનગર આવી પહોચ્યા નાગનું રહેઠાણ શોધી કાઢયું અને નાગને તેના બ્રાહ્મણ રૂપમાં મારી નાંખવાની તૈયારી કરતા તે વખતે તે નાગની સ્ત્રી અને તેના છોકરાઓએ કાલાવાલા કરી તેની જીંદગી બચાવી. આ ઉપરથી તેના વંશજો નાગર બ્રાહ્મણ કહેવાયા. તેઓમાં ૭ વિભાગ પડવાનું કારણ તેઓ એમ જણાવે છે કે શીવનું દહેરૂં વડનગરમાં નહિ હોવાથી શીવ કોપાયમાન થયા અને તેથી તેઓ વડનગર મુકી ગુજરાતમાં આવી જુદે જુદે સ્થળે વસ્યા. તેઓની ૭ જાતના નામ જુદા જુદા ગામના નામ ઉપરથી પડેલાં છે જેવી રીતે વડનગર ઉપરથી વડનગરા વીસનગર ઉપરથી વીસનગરા અજમેર પાસે આવેલા પુષ્કર ઉપરથી પુષ્કર્ણા, સાઠોડ ઉપરથી સાઠોદ્રા, ચીતોડ ઉપરથી ચીત્રોડા અને કીશ્નનગર ઉપરથી કશ્નોરા.

---

(અપૂર્ણ.)

# પ્રભુસ્તવન.

### છપ્પા.

જય જય શ્રી જગતાત, દયાનિધિ પૂરણ કામી;
વંદન કરીએ નાથ, આપછો અંતરજામી.
ઓગણિસેં અડસઠ, વીરવિક્રમનું વર્ષ;
ઉદય થયું છે આજ, નાથ કરજો ઉત્કર્ષ.
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રીહરિ;
તે હળિ મળિ ચાલે સંપથી, પ્રેમપૂરણ અંતરભરી. ૧

સજી કપટની વાત, સત્યપર તનમન વારે,
કન્યાવિક્રય સજી, સ્વાર્થ મડળનો ધારે;
સાટા કે ત્રેખડા, કરે નહિ કન્યા દેતા,
વરવિક્રય નવ કરે, કદાપિ કન્યા લેતાં;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રીહરિ,
તે હળિ મળિ ચાલે સપથી, પ્રેમપૂરણ અંતર ભરી ૨

બાળલગ્ન નવ કરે, કજોડા કરતાં કપે,
ગોળ એકડા સજી, મહા મડળમા ઝંપે,
સોળે સુદરી વરે, પુરૂષ પચ્ચીસે પરણે,
સજે સ્વાર્થ માબાપ, વેદ તેના ગુણ વરણે;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રીહરિ,
તે હળિ મળિ ચાલે સપથી. પ્રેમ પૂરણ અતર ભરી. ૩

કન્યાને કેળવી, સુદરી સરસ બનાવે,
સોળ ધરી શણગાર, શ્રેષ્ઠ વરને દે ભાવે;
એવો બ્રાહ્મવિવાહ, બ્રાહ્મણો કરવા ઇચ્છે,
નિજ સ્વારથથી અધિક, હિત કન્યાનું ઇચ્છે;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રીહરિ,
તે હળિ મળિ ચાલે સંપથી, પ્રેમપૂરણ અતર ભરી. ૪

પુત્ર પુત્રી કેળવે, ધર્મનીતિ વ્યવહારે,
પ્રેમ ઉભયપર ધરે, અધિક કે ન્યૂન ન ધારે;
સકટ વિધવા તણા, ટાળવા તનમન જોડે,
જ્ઞાનદાન દેઇને, કરે ઉપયોગી કોડે;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને એ મતિ દેજો શ્રી હરિ,
તે હળિમળિ ચાલે સંપથી પ્રેમપૂરણ અંતર ભરી ૫

મૃતકતણાં મિષ્ટાન્ન, ભક્ષ કરવાનું ભૂલે,
કરી બારમાં કોઈ, અધિક અંતર નવ ફૂલે;
ધર્મ અર્થને કામ, મોક્ષ મ રગમાં ચાલે,
પર કલ્યાણે પ્રેમ, ધરી ધન ખરચે વ્હાલે;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રીહરિ,
તે હળિ મળિ ચાલે સંપથી, પ્રેમ પૂરણ અંતર ભરી. ૬

ઉધમ કરો વિવિધ, ઉરથી આળસ કાઢો,
દીર્ઘાયુ ભોગવો, ત્યજી દ્યો મારગ આડો;
વિવિધ યજ્ઞને યાગ, કરો વડિલોની સેવા,
જ્ઞાતિનું હિતકરો, લાવ લાખેણો લેવા;
આ ગુર્જર બ્રાહ્મણ સર્વને, એ મતિ દેજો શ્રી હરિ.
તે હળિમળિ ચાલે સંપથી, પ્રેમપૂરણ અંતર ભરી. ૭

---

# सर्वोत्तम टेवोनो सत्ता.

## ॐ तत् सत् परमात्मने नमः

આ વિષય એવો સર્વ વિદિત છે, કે તેના સંબંધમાં લખવું એ એક સાધારણ દીવાથી સળગતી મશાલને ઓળખાવવા પ્રયત્ન કરવા જેવું છે. તેમ છતાં આ વિષય એટલો મહત્વ અને જરૂરનો છે કે તેના સંબંધમાં લખવું તે અનેક ગુણ લાભ આપનાર જણાયું છે. તેમ કોઈ પણ વિષય વધારે વખત ચર્ચાયાથી તેના સંસ્કાર ઉંડા પડે છે. અને જેમ સંસ્કાર ઉંડા પડે છે તેમ વધારે સ્મરણમાં રહી વધારે ફાયદાકારક થાય છે.

મનુષ્યની કિંમત તેના ગુણ અથવા લક્ષણ ઉપર આધાર રાખે છે. અને સારામાં સારાં લક્ષણ એ સારામાં સારી ટેવોનું પરિણામ છે. એકનું એક કામ વારંવાર કરવાથી થએલી મનની સ્થિતિ અથવા વલણ એ ટેવ છે. જો સારામાં સારાં કૃત્યો કરવામાં આવે તો સર્વોત્તમ કૃત્યો કરવા તરફ વલણ રહે છે; તથા નઠારાં કૃત્યો કરવામાં આવે તો નઠારાં કૃત્યો કરવા તરફ વલણ રહે છે. અને તે ઉપરથી સારી કે નઠારી ટેવો બંધાયા પછી– પડયા પછી મનુષ્ય તેનો એવો ગુલામ થાય છે કે-ટેવોની સત્તા તેના ઉપર સંપૂર્ણ ચાલે છે. કેટલીક વખત તો પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ ટેવની પડેલી ધરડમાં તેને ચાલવાની જરૂર પડે છે. જેમ મોડા ઉઠવાની ટેવવાળાને તેની ઇચ્છા વિરુદ્ધ પણ મોડું ઉઠવું પડે છે. વગેરે ઘણા દાખલાઓમાં માણસ ટેવનો ગુલામ થએલો જોવામાં આવે છે.

આથી સ્પષ્ટ જોઈ શકાય છે કે મનુષ્ય સારી અથવા નઠારી જેવી ટેવો પાડવા ધારે છે, તેવી પાડી શકે છે, અને જેવી ટેવ પાડી હોય, તેવી ટેવને અનુસરનાર થાય છે માટે સર્વોત્તમ ટેવો પાડવી એ મનુષ્યનું સર્વોત્તમ કર્તવ્ય છે.

મનુષ્યને સારી કે નઠારી ઘણી ટેવો બાળપણમાં પડે છે એટલે સારી કે નઠારી ટેવોનું બીજ ઘણું કરીને બાળપણમાં રોપાય છે. ત્યારે એ પણ સ્પષ્ટ છે કે સારી ટેવો પાડવાને સર્વોત્તમ સમય પણ બાળપણ છે. માટે બાળપણમાં સર્વોત્તમ ટેવો પાડવાની દેખરેખ અને કાળજી રાખવાની ખાસ જરૂર છે. જેમ જમીનમાં ઉત્તમ રોપા ન રોપીએ તો કાંટાવાળા છોડ કે નકામું ઘાસ ઉગે છે. તેમ સારામાં સારી ટેવો પાડવામાં ન આવે તો તેને ઠામે નઠારી ટેવો પડે છે. વળી સારી ટેવો પડતાં મહેનત વધારે પડે છે અને વાર વધારે લાગે છે. પણ નઠારી ટેવો પડતાં બહુ મહેનત પડતી નથી તેમ વાર પણ લાગતી નથી માટે ખરૂં છે કે સારી ટેવો ત્વરે પાડવામાં નથી આવતી તો તેને ઠામે નઠારી ટેવો એકદમ દાખલ થાય છે. બીજી રીતે કહીએ તો સારી ટેવોનો અભાવ તે નઠારી ટેવો; અને નઠારી ટેવોનો અભાવ તે સારી ટેવો એટલે-સારી કે નઠારી બને ટેવોમાંથી જે એક પાડવા ધારીએ તે પાડી શકીએ છીએ અને તે ટેવો પડયા પછી ટળતી નથી અથવા ઘણી મુશ્કેલીથી ટળે છે. મર્હુમ દલપતરામભાઇની કવિતામાં કહીએ તો " પડી ટેવ તે તો ટળે કેમ ટાળી " ઉખાણામાં કહીએ તો " લક્ષણ લાખા " " જાય દક્ષણ પણ ના જાય લક્ષણ " વગેરેથી એમ જણાય છે કે પડેલી ટેવો ટળતી નથી અથવા ઘણી મુશ્કેલીથી ટળે છે. માટે નઠારી ટેવો તો પડવા દેવીજ જોઇએ નહિ. પણ સર્વોત્તમ ટેવો પાડવા ખાસ પ્રયત્ન કરવો જોઇએ. કેમકે સર્વોત્તમ ટેવોએ મનુષ્યના અભ્યુદયની ચાવીઓ છે. અને સર્વોત્તમ ટેવોથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ સાધે છે. જુઓ ધર્મ સાધવા શૌચ, દયા, દાન, નિત્યકર્મ સદાચાર, શાસ્ત્રવાચન, શાંતિ, સત્ય ક્ષમા, સંતોષ વગેરે ગુણો જોઇએ; તે તેવી ટેવો કેળવવાથી પ્રાપ્ત થાય છે.

અર્થ સાધવા-ઉદ્યોગીપણું, પ્રામાણિકપણું, વ્યવસ્થિતપણું, નિયમિતપણું, વગેરે ગુણો જોઇએ. તે તેવી ટેવો કેળવવાથી પ્રાપ્ત થાય છે.

કામ સાધવા—કસરત, મિતાહાર, સ્વચ્છતા, દુર્વ્યસન ન કરવું વગેરે ગુણો જોઈએ તે ટેવો કેળવવાથી પ્રાપ્ત થાય છે.

મોક્ષ સાધવા માટે—સાધન ચતુષ્ટય ( વિવેક, વૈરાગ્ય, ષટ્ સંપત્તિ મુમુક્ષતા ) તથા અષ્ટાંગ યોગ વગેરે એ પ્રકારની ટેવો કેળવવાથી પ્રાપ્ત થાય છે. જેમ ઉત્તમ ધ્યાન આવવાની ટેવ કેળવવાથી ધ્યાન ધરતાં આવડે છે; શુભ વાસના કેળવવાથી **सोऽहम्** કે **तत्वमसि** નું મનન, ને નિદિધ્યાસન કરવાની ટેવ કેળવવાથી તત્વાનું સંધાન થાય છે અગર ભક્તિ માર્ગ પ્રિયને પ્રેમ લક્ષણા કે પરાભક્તિની ટેવ કેળવવાથી તે દ્વારા મોક્ષ સધાય છે. અર્થાત્ ચારે પુરુષાર્થ સાધવામાં તો સર્વોત્તમ ટેવો જ ઉપયોગી જણાય છે.

ત્યારે હવે સવાલ એ ઉદ્ભવે છે કે (अ) સારી ટેવો કઈ કઈ ? (ब) સારી ટેવો શી રીતે પાડવી ? (क) પડેલી સારી ટેવો શી રીતે કાયમ રાખવી ?

**अ સારી ટેવો**:—(૧) ચોકસાઈની (૨) સત્ય બોલવાની (૩) સ્વચ્છતાની (૪) પ્રમાણિકપણાની (૫) વ્યવસ્થિતપણાની (૬) આત્માવલંબનતાની (૭) દૃઢતાની ( પણ દુરાગ્રહ નહિ ) (૮) શ્રદ્ધાની (૯) ઉદ્યોગીપણાની (૧૦) ધૈર્યની (૧૧) વહેલા ઉઠવાની (૧૨) કામ ચોકખું અને સંપૂર્ણ કરવાની (૧૩) ધ્યાન આપવાની (૧૪) સમયસૂચકતાની (૧૫) શ્રવણ,

વાંચન, મનનની વિદ્યાવિલાસની (૧૬) ઊંડો વિચાર કરવાની યા ઊંડા ઉતરવાની (૧૭) નિયમિતપણાની (૧૮) નમ્રતાની (૧૯) વિવેકની (૨૦) ઈશ્વિર ભક્તિની (૨૧) શુદ્ધ, સ્પષ્ટ; સરસ; અને પ્રિય બોલવાની (૨૨) કરકસરની (૨૩) કસરત કરવાની—આમાં ટટાર બેસવું—ટટાર ચાલવું વગેરેનો સમાવેશ થાય છે ) (૨૪) અવલોકન કરવાની ('પાંચે ઈંદ્રિયથી') (૨૫) પરોપકાર અને કૃતજ્ઞતાની (૨૬) સત્ય શોધક–શોધક બુદ્ધિની (૨૭) મિતાહારની (૨૮) ઈંદ્રિય નિગ્રહ, ને મનો નિગ્રહની (૨૯) સાહસિકપણાની (૩૦) ચોરી ન કરવાની (૩૧) ચાડી ના કરવાની (૩૨) ક્ષમા–મોટા મન કે ઉદારપણાની (૩૩) સ્વાશ્રયની (૩૪) હિંસા ન કરવાની અને દયા રાખવાની (૩૫) જુગાર ના રમવાની (૩૬) અપશબ્દ નહિ બોલવાની (૩૭) અદેખાઇ–(ઈર્ષ્યા) નહિ કરવાની (૩૮) ક્રોધ નહિ કરવાની અથવા શાંતિ રાખવાની (૩૯) સંતોષ અથવા નિર્લોભિપણાની (૪૦) નિરભિમાનની (૪૧) આત્મનિષ્ટની (૪૨) ખુશામત ન કરવાની (૪૩) કર્તવ્ય નિષ્ઠાની (૪૪) શુભ વાસના અને શુદ્ધ વિચાર સેવવાની (૪૫) સત્સંગ કરવાની (૪૬) ડોળ, દંભ, કે ખોટા આડંબર નહિ કરવાની (૪૭) દુર્વ્યસન નહિ કરવાની (૪૮) અખાજ–નહિ ખાવાની ને અપેય નહિ પીવાની (૪૯) વ્યભિચાર નહિ કરવાની (૫૦) આનંદી રહેવાની (૫૧) મિલનસારપણાની અથવા મળતાપણાની (૫૨) દગો પ્રપંચ કે વિશ્વાસઘાત નહિ કરવાની.

આ અને આ સિવાય આમાં નહિ જણાવેલી બીજી કેટલીક ટેવો કેળવવા લાયક છે. તેનો સમાવેશ ઉપર જણાવેલી ટેવો બરોબર કેળવવામાં આવે તો થાય છે. એટલું જ નહિ પણ ઉપર જણાવેલી ટેવો પૈકી કેટલીએક બરોબર કેળવવામાં આવે તો તેઓમાં પણ બીજી કેટલી એકનો અંદર અંદર સમાવેશ થઇ જાય છે પણ સ્પષ્ટતાની ખાતર બધી જુદી જુદી ગણાવવામાં આવી છે

**૪ સારી ટેવો શી રીતે પાડવી**:—આપણે ઉપર કહી ગયા કે સારી ટેવો પાડવાનો સર્વોત્તમ સમય બાળપણ છે. અને બાળક એ નકલ કરનાર પ્રાણી છે માટે બાળક ઉત્તમમાં ઉત્તમ વસ્તુનું અનુકરણ કરે તેવો યોગ કરી આપવો. તેટલા માટે બાળકને જે નમુનાની નકલ કરવાની હોય તે નમુનો સર્વોત્કૃષ્ટ રાખવો. દાખલા તરીકે ચોકખાઈની ટેવ પાડવી હોયતો બાળકને રહેવાની જગા સ્વચ્છ જોઇએ, તેને પહેરવાનાં લુગડાં સ્વચ્છ જોઈએ, તેનાં સાહિત્ય પણ સ્વચ્છ જોઇએ અર્થાત્ તે જે જુએ તે સ્વચ્છ જ હોય. શુદ્ધ બોલવાની ટેવ પાડવાની હોય તો. જે જે સાંભળે તે સઘળું શુદ્ધ જ બોલાતું હોવું જોઇએ વગેરે.

બાળકને નાનપણમાં માબાપ અને સગાં વહાલાંના સહવાસમાં રહેવાનું છે; ત્યાર પછી શિક્ષકના સહવાસમાં રહેવાનું છે, અને ત્યાર બાદ મોટપણમાં સમાજના સહવાસમાં રહેવાનું છે. એટલે કહેવાની જરૂર નથી કે બાળકના કલ્યાણની ખાતર બાળકની સારી ટેવો પાડવાની ખાતર માબાપે, શિક્ષકે, અને સમાજે સર્વોત્તમ વાણી, સર્વોત્તમ વર્તન, સર્વોત્તમ વિચાર, સર્વોત્તમ કર્મ અને સર્વોત્તમ ક્રિયા કરવાની જરૂર છે. અને તેમાં જેટલે દરજ્જે જેઓ પોતાના કર્તવ્યમાં આગળ વધ્યા છે તેટલે દરજ્જે તેઓ શાબાશીને લાયક થાય છે. અને જેટલે દરજ્જે તેઓ પાછળ હઠ્યા છે તેટલે દરજ્જે તેઓ ખામીને લાયક થાય છે.

શરૂઆતમાં બાળક માબાપ કે વાલીના સહવાસ અને દેખરેખ નીચે ઉછરે છે; તે વેળા સાચું બોલવું, સ્વચ્છ રહેવું; ચોરી ના કરવી, આજ્ઞાધીન રહેવું, વહેલું ઉઠવું, વ્યવસ્થિતપણે રહેવું, કામ ચોક્સ અને પૂર્ણ કરવું, પોતાની બધી શક્તિ વાપરીને શ્રમ કરવું, વગેરે ટેવો કેળવવા ખાસ દેખરેખ રાખવાની જરૂર છે. સાચું બોલવાની ટેવ પાડવી હોય તો તે ખરૂ બોલે તેવો સૂચના કરવી. લગાર જુઠું બોલે તો રોકવો અને જ્યારે બોલે ત્યારે બારીક ધ્યાન આપવું. એમ કરતાં તેઓ સત્ય બોલતાં શીખશે.

સ્વચ્છતાની ટેવ પાડવા માટે તેને દાતણ કરાવી સારી રીતે મ્હોં ધોઇને લોહવું અને સારી રીતે ચોળીને એક બે વખત દિવસમા નવરાવી સ્વચ્છ રૂમાલવતી દીલ લોહવું. કપડાં તથા સાહિત્ય સ્વચ્છ આપવાં. તેમ છતાં બાળક મેલું થાય અગર લુગડાં કે સાહિત્ય મેલું કરે તો ચોકખુ તરત કરી આપવું અગર તેની પાસે ચોકખુ કરાવવું; તેમ કરતાં પછી સ્વચ્છતાની ટેવ પડશે.

ચોરી ન કરવાની ટેવ પાડવી હોય તો બાળકને માલેકની રજા સિવાય કોઇની કોઇ વસ્તુ લેવી નહિ એમ કહેવુ તેમ છતા તે પરાઇ વસ્તુ લેતું જોવામાં આવે તો તે વસ્તુ માલિકને પાછી અપાવવી. ને ફરી તે પ્રમાણે ના કરવા તાકીદ આપવી. ને તે પ્રમાણે કોઇની ચીજ નાલે. તે માટે બારીક ધ્યાન આપવુ. આથી પછી તેને ચોરી ના કરવાની ટેવ પડશે.

કામ પોતાની બધી શક્તિ વાપરીને સંપૂર્ણ કરવાની રીત રખાવવાથી ચોકસાઇની ટેવ પડે છે આ પ્રમાણે દેખરેખ રાખવાથી માબાપ કે વાલી બાળકોને કેટલીક ઉત્તમ ટેવોના પ્રદાતા બને છે. પણ કેટલીક વખત તે બાળકના સગાં કે સ્નેહી જાણતાં કે અજાણતાં તેઓનામાં સુટેવને બદલે કુટેવના બીજ હોયે છે ત્યારે તેઓ વહાલાં થઇ વેરીનાં કામ કરે છે. જેમકે બાળક ખાઇને ઉઠયું હોય છતાં તેનાં કેટલાંક સગાં જમવા અથવા ખાવા લેઇ જાય છે. અગર જમતા વિશેષ ખાવાની સૂચના કરે છે. આથી તેઓનામાં અમિતાહાર, અને અનિયમિતપણાની ટેવ પડે છે

કેટલાંક સગાં અગર માબાપ છોકરાં પાસે આપસ આપસમાં ગાળો દેવરાવે છે કે મરાવે છે, તેથી છોકરાંમા, મર્યાદા તોડવાની ગાળો દેવાની વગેરે ટેવો પડે છે. કેટલીક વખત તહેવાર કે બીજા પ્રસગે શોક હોય, અને જમવા સારૂ મિષ્ટાંન બનાવવામાં આવે છે; અગર શોખને સારૂ કાંઇ સારૂ જમણુ કરવામાં આવે છે, છતાં છોકરાંને તેને બદલે બીજું કહેવાનું સૂચવવામાં આવે છે. તેથી પણ જૂઠુ બોલવાની અને છેતરવાની ટેવ પડે છે. તેજ પ્રમાણે સહીયારી ધંધાદારીથી તે મત્રીઆરામાં કેટલાક ઘરના માગણથી છોકરાંને ગુપ્ત રીતે ચીજો ખાવાની અથવા લેવાની સૂચના કરવામાં આવે છે તેથી પણ ચોરી કરવાની અને અપ્રમાણિક થવાની ટેવ પડે છે.

વળી છોકરૂં તોફાન કરતું હોય અગર રડતું હોય તે વારે સિપાઇ કે બાઊડાની બીક બતાવવામાં આવે છે. તે પ્રમાણે સિપાઈ બાલડો કશું હોતું નથી એટલે તેમને બીજી વખત કાંઇ અસર થતી નથી અને છોકરાંમાં, જૂઠુ બોલવાની, ડોળ કરવાની અને બીકણપણાની ટેવ કેળવાય છે.

આ પ્રમાણે અનેક માઠી ટેવો અજાણતાં પડે છે માટે સાવધ રહેવાની જરૂર છે. બાળક લગભગ પાંચ વરસનું થવા આવે છે એટલે તેને નિશાળે બેસાડવામાં આવે છે ત્યાં તે સોળકે વીસ વરસનું અથવા તેથી વધારે ઉમ્મરનું થાય ત્યાં સુધી રાખવામાં આવે છે. એટલે " સોળે સાન અને વીશે વાન " એ કહેવત પ્રમાણે તે નિશાળમાં દાખલ થાય ત્યાંથી નિશાળ છોડે ત્યાં સુધીમાં તેઓનાં શરીર અને બુદ્ધિ એટલાં કેળવાવાં જોઇએ કે પછીથી કેળવવાનુ ઘણું ઓછું બાકી રહે; અર્થાત્ નિશાળની મુદતમાં તેઓને સારી ટેવો ઘણીખરી પડવી જોઇએ. નિશાળમાં દાખલ થવા સારૂ બાળક આવે છે તેઓમાં શિક્ષિત ઘરનાં બાળક હોય છે. તેમને કેટલીક સારી ટેવો પાડવામાં આવી હોય છે તે દૃઢ કરવા શિક્ષકે પ્રયત્ન કરવો. અને ના પાડી હોય તે પાડવા પ્રયત્ન કરવો. શરૂ થઈ ન હોય તે શરૂ કરી સંપૂર્ણ કેળવવી. રમત અને કસરતમાં,-હિંમતની. ધૈર્યની, સમય સૂચકતા, ઉદારતાની, નીતિની, સ્વાશ્રયની, સત્યતાની, વિનયની વગેરે ટેવો કેળવાય છે. કઠણ દાવ કરવામાં હિંમતની અને રમતમાં દાવ લાંબો સમય ચાલવામાં ધૈર્યની જરૂર પડે છે. રમતમાં સમય સૂચકતા વાપરવાની પળે પળે જરૂર પડવાથી તે ટેવો કેળવાય છે, તેમ કોઈ અશક્તનો દાવ આપવાથી ઉદારતાની ટેવ કેળવાય છે દાવ નક્કી કરવામાં-તેમાં અનચી, નહિ કરવામાં અથવા કરવા દેવામાં સત્ય અને પ્રામાણિકપણાની ટેવ કેળવાય છે. માંહે માંહે છોકરાં ગાળાગાળી કે મારામારી ન કરે તેવો બંદોબસ્ત રાખવાથી ગાળો નહિ દેવાની અને મારામારી નહિ કરવાની ટેવ પડે છે. વળી છોકરા શિક્ષક સાથે બોલે તેમાં તથા છોકરાઓ માંહે માંહે વાતો કરે તેમાં વિવેક, ચોકસાઈ, વિનય વગેરેની ટેવો કેળવાય છે. આ પ્રમાણે ઘણી ખરી સારી ટેવો પડી સુદૃઢ થઈ જાય છે.

શાળામાં આ પ્રમાણે ઘણીખરી સારી ટેવોનો પાયો બંધાય છે, તથા વૃદ્ધિ પામે છે, પણ છોકરાં શાળામાં ઘણી થોડી વેળા રહે છે અને બાકીનો ઘણો સમય તે ઘેર અથવા બીજે ગુજારે છે, તેમાં જો કમભાગ્યે માબાપ કે સગાં સંબંધી લોકો અશિક્ષિત હોય તો સારી ટેવોનો પાયો બંધાતાં વાર લાગે છે; અથવા બંધાતા પાયામાંજ ખાર લાગે છે, અને તેથી આગળ જતાં તે સારી ટેવો રૂપી ઇમારત વહેલી મોડી પડે છે. સારી ટેવોનો પાયો સંગીન બની તેના ઉપર તેની મજબુત ઇમારત થાય તેવો ઉપાય એક એ છે કે પહેલાંની માફક ગુરૂકુળ અથવા ઋષિકુળ સ્થપાય અને તે સર્વોત્તમ લક્ષણવંતા ગુરૂના અને વ્યવસ્થાપકોના હાથથી ચાલે. ઋષિકુળ અથવા ગુરૂકુળ, એ સ્કૂલ અને બોર્ડિંગ હાઉસ બંનેનુ કામ ભેગું કરે છે પણ જ્યારે સ્કૂલો સરકારથી હાલ ચાલે છે. તો બોર્ડિંગો વધારે પ્રમાણમાં સ્થપાય અને તેના વ્યવસ્થાપકો ઉત્તમ લક્ષણવાળા હોય અને છોકરાને ઉત્તમ લક્ષણવાળા બનાવવાની કાળજીવાળા હોય તો કેટલેક દરજ્જે તે હેતુ પાર પડે. અર્થાત્ ગુરૂકુળ, ઋષિકુળ, અને બોર્ડિંગો વધારે પ્રમાણમાં સ્થપાય અને તેના વ્યવસ્થાપકો તથા નેતાઓ સદ્વર્તનશાળી હોય તથા સદ્વર્તનશાળી છોકરાંને બનાવવાની ઉત્કંઠાવાળા હોય તો ઉત્તમ ટેવો પાડવાનો હેતુ પાર પડે.

આ સર્વ ટેવો ઉપરાંત બ્રાહ્મણનાં છોકરાંને જે ખાસ ટેવો પાડવાની છે તે ધ્યાન બહાર રહેવાથી કેટલીક બ્રાહ્મણ ધર્મને ના છાજે તેવી ટેવો પડે છે. ઉપવીત સંસ્કાર થયા પછી બ્રાહ્મણના છોકરાંને, સ્નાન, સંધ્યા, જપ વગેરે જરૂરનાં નિત્યકર્મ કરવાની ટેવ નહિ

પાડવાથી મોટપણમાં તે ક્રિયા કરવા તરફ ભાવ થતો નથી; અથવા તે ટેવ નહિ પડેલી તેજ જણાય છે. ખરૂં છે કે કર્મોનું રહસ્ય કે મર્મ જાણ્યા વગર ગાડરીઆ પ્રવાહે કર્મ કરવાની ટેવ ના પડે તેની કાળજી રાખવાની જરૂર છે નહિ તો રહસ્ય સમજ્યા વગર ધાર્મિક કામો કરવાની ટેવ પડે છે; અને તેથી આગળ 'દંભ અને ખોટા ડોળ કરવાની' ટેવ પડી જાય છે કે કદાચ આગળ વધવાનુ પગથીઉં બંધ થાય છે. આ ચારમાં અગર રહેણીમાં, ખાવામાં, પીવામાં વર્તણુંકમાં બ્રાહ્મણ ધર્મને બાધ ના આવે એ પ્રમાણે ટેવ પાડવાની જરૂર છે. આપણાં ધર્મશાસ્ત્રો, સ્મૃતિઓ અને શ્રુતિઓએ જે ખાવા પીવાની છૂટ આપી હોય તે વિરુદ્ધ ખવાય પીવાય નહિ. એવી ટેવ પાડવાની જરૂર છે. બ્રાહ્મણના સર્વોત્તમ આચાર પાળવાથી બ્રાહ્મણ ધર્મનું મહત્વ વધે છે અને રક્ષણ થાય છે.

બ્રાહ્મણે સ્વચ્છ કપડાં પહેરીને–સોળે અરપર્શ રીતે પાક કરી અથવા કરેલો જમવાનો છે. તેમ છતાં કેટલા બ્રાહ્મણો જોડા અને દિશાએ જવાનાં લુગડાં પહેરી હોટલમાં પારસી કે મુસલમાન કોમ સાથે બેશી ઉનાં ઉનાં ભજીયાં કે બીજાં ખાણાં ખાય છે. અગર સોડા વોટર કે બીજાં પીણાં એક પ્યાલે પીએ છે. એ યોગ્ય નથી કેમકે તેથી સત્વ ગુણને હાનિ થવા સંભવ છે, સાત્વિક અહાર અને પાન એ સાત્વિક વૃત્તિ ઉત્પન્ન કરનાર છે. માટે શ્રુતિ સ્મૃતિ આદિ શિષ્ટ ગ્રંથોમાં જણાવેલા અને બ્રહ્મનિષ્ટ મહાત્મા, ઋષિમુનિએ પાલન કરેલા આચાર બ્રાહ્મણ ધર્મનું રક્ષણ કરવાને તેનુ મહત્વ વધારવા પાળવાની ટેવ પાડવી અને તે જરૂર જણાય ત્યાં લગી નિભાવવી.

સ્કૂલની કેળવણી પૂરી કર્યા પછી મનુષ્ય સમાજના સંબંધમાં આવે છે આ વખતે તે સ્વતંત્ર હોય છે. સમાજનો સાધારણ રીતે તેનાપર કાબુ હોય છે પણ તે સારી ટેવોને ખીલવે એવા અંકુશવાળો જબરો કાબુ જૂજ હોય છે, માટે સમાજનું બંધારણ એવું હોય કે મનુષ્યમાં સારી ટેવો બંધાઈ મજબુત થાય, એ ઇચ્છવા યોગ્ય છે. સમાજના કાયદા, રૂઢી–લોકાચાર સારી ટેવોને ઉત્તેજન મળે તેવાં હોવા જોઇએ. સમાજમાં ઘણા બીડી કે દારૂ પીનારા, ચોર, અપ્રામાણિક, ઉદ્ધતને નિરુદ્યમી હોય તો તેમાં દાખલ થનારા તેવા થવા સંભવ છે; તે માટે જે સમાજના નિયમને બંધારણ ઉંચા પ્રકારનાં હોય, અને તેમાં દાખલ થએલા માણસ સદ્વર્તનવાળા હોય તેવી સમાજમાં દાખલ થવું, અગર ઉત્તમ લક્ષણ ઉદ્દભવે તેવું સમાજના બંધારણને ફેરવવું.

પોતાની જ્ઞાતિએ પણ સમાજ ગણાય તો ન્યાતનાં બંધારણને નિયમ ઉંચા, પ્રચારનાં બાંધવાં કે જેથી ઉત્તમ ટેવો બંધાય, અને ઉત્તમ ટેવો બંધાય, અને ઉત્તમ લક્ષણને ઉત્તેજન મળે ।

**ક પડેલી સારી ટેવો શી રીતે કાયમ રાખવી:**—પડેલી સારી ટેવો રૂઢ થાય તે માટે તે ટેવોનું બરોબર પાલણ કરવું, બીલકુલ તૂટ પડવા દેવી નહિ; જ્યારે જ્યારે પ્રમાદથી તેનું પાલણ બરોબર ન થાય ત્યારે શિક્ષા દાખલ અમુક નિયમ રાખવો જેમકે પાંચ વાગ્યે ઉઠવાની ટેવ રાખવામાં આવી હોય, ને એક દિવસ સાત વાગતાં પ્રમાદને લીધે ઉઠાય તો તે દિવસે એક રોટલી ઓછી ખાવી; અથવા કોઈ ગમ્મતમાં એક કલાક ઓછો ભાગ લેવો.

નઠારી-સોબત બનતાં સુધી કરવી નહિ; પણ કેટલીક વખત, ધંધાને અર્થે, કુટુંબ સ્નેહીને સમાજ સિવાય બીજા વિવિધ મનુષ્યો પરિચયમાં આવવાની જરૂર પડે છે; તેઓ સદ્ભાગ્યે ઉત્તમ લક્ષણવાળા મળે તો સારી ટેવો પોષાયને વૃદ્ધિ પામે; પણ કમ ભાગ્યે માઠી ટેવોવાળા મળે તો સારી ટેવો વિસરાય છે, અને તેને ઠામે માઠી ટેવો પડે છે; તેથી માઠી ટેવોનું અનુકરણ ના કરવું પણ તેમની સારી ટેવોનું અનુકરણ કરવું. આટલી ઉમ્મરે મનુષ્ય સ્વતંત્ર હોય છે અને સારૂં શું અને ખોટું શું તે સમજી શકે છે, ત્યારે કાળીબાજુ ઉપર પડદો નાખી ઉજળી બાજુ જુએ અર્થાત્ સારી ટેવો તરફજ લક્ષ રાખે એ તેને માટે શોભા આપનાર છે.

કેટલાક મનુષ્યો મોટા ગણાતા મનુષ્યની નકલ કરવામાં વડાઈ સમજે છે; પછી તે સારી હોય કે ખોટી. જેમકે કેટલાક લોકોની દારૂ પીવાની, ચાહ પીવાની, મોં (મ્હોં) માં બીડી ઘાલી ધુમાડો કાઢતાં કાઢતાં ચાલવાની, વગેરેની નકલ કરે છે. પણ બુદ્ધિમાન્ વિવેકી જાણે છે કે આ નકલ કરનાર કેવળ મૂર્ખ છે. અને નકલ કેટલાક સમયે જ્યારે ટેવ રૂપે બંધાઈ જાય છે ત્યારે નકલ કરનાર પસ્તાય છે. માટે પરિચયમાં આવનારની માઠી ટેવોની નકલ કરવી નહિ તેમ તેના કુસંગનો પાસ બેસવા દેવો નહિ; એમ છતાં પોતાને એમ લાગે કે મને માઠી ટેવોની અસર થશે તો એવા મનુષ્યોનો ત્યાગ કરીને પણ પોતાને પડેલી સારી ટેવોનું સંરક્ષણ કરવું.

ઉપરના મનુષ્ય પ્રયત્ન ઉપરાંત સારી ટેવો પાડવામાં શ્રી ઇશ્વરની સહાયની જરૂર છે. તેથી દરરોજ ઇશ્વરની ભક્તિ કરી માગણી કરવી કે હે ઇષ્ટ દેવ સર્વોત્તમ ટેવો પાડવાની અને તે રૂઢ કરવાની મને શક્તિ આપ. પછી ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી સારી ટેવો પાડવાનો પ્રયત્ન કરવો. ને માનવું કે જરૂર મને ઇશ્વર કૃપાથી સારી ટેવોજ પડશે. તેમ પોતાના મનને પણ સારી ટેવો પાડવાનું સૂચવતા રહેવું. અને કલ્પનામાં પણ પોતાને સર્વોત્તમ ટેવોવાળા બનેલા કલ્પવા. કેમકે સતત કલ્પનાથી પોતાને જેવા બનવાની ઈચ્છા હોય તેવા બની શકાય છે. તેથી દિવસમાં ઘણીવાર કલ્પનાનો પ્રયોગ પણ કરવો. વળી વાણીથી પણ સારી ટેવો માટે પ્રયત્ન થતો હોય તે દિવસમાં ઘણીવાર મનને કહ્યા કરવો જેમકે હું, નિયમિત છું, હું ચોક્કસ છું, હું વ્યવસ્થિત, હું સુદૃઢ છું. વગેરે.

આ પ્રમાણે પ્રયત્નો કરવાથી જરૂર સારી ટેવો પડશે; અને પડેલી સારી ટેવો રૂઢ થશે. જ્યારે સારી ટેવો પડી ઉત્તમ લક્ષણવંતા મનુષ્ય થયા એટલે " એક ટકાના તેર " ના ટોળામાંથી નીકળી " સો લાખોએ ના મળે " એવા ઉત્તમ મનુષ્ય કોટીમાં આવ્યા; એ બે વર્ગમાંથી જે વર્ગમાં રહેવાની ઇચ્છા થાય તે વર્ગમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા વાંચકની મુનસફી ઉપર સોંપી—અત્રે વિરમાય છે; અને સાથે પરમ દયાળુ પરમાત્માને વિનવાય છે કે, મને અને બ્રાહ્મણ બન્ધુઓને સર્વોત્તમ ટેવોની બક્ષિસ કરો. તથા સત્ય જ્ઞાન અને સત્ય માર્ગે પ્રેરી સત્ય માર્ગે પ્રયત્ન કરવાનું બળ આપો. ઇતિ શિવમ્.

ધનતેરસ સંવત ૧૯૬૭

લી० સેવક,
ભોગીલાલ કૃપાશંકર ત્રવાડી.
મુખ્ય શિક્ષક; ડાંગરવા તા० વીરમગામ.

---

ॐ

સકળ નિયંતા પરમેશ્વરને નમસ્કાર કરૂં છું.

# "આપણી સ્ત્રીઓની શારીરિક તથા માનસિક સ્થિતિ કેવીરીતે સુધરે. !"

આ વિષય ઘણો અગત્યનો છે. સંપૂર્ણ રીતે આ વિષય ઉપર વિવેચન થઇ શકે એટલું જ્ઞાન મારામાં નથી. તોપણ મારી અલ્પમતિ અનુસાર હું મ્હારા વિચાર દર્શાવવા હીંમત ધરૂં છું.

પ્રથમ આપણી શારીરિક સ્થિતિ કેવી રીતે સુધરે તે સબંધી વિચાર કરીએ.

' શરીરે સુખી તો સુખી સર્વ વાતે
શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે "

આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ વગેરેનો લ્હાવો લેવાનું મુખ્ય સાધન શરીર છે. શરીરને નિરોગી રાખી રક્ષણ કરવું એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે. રાજ્ય મહેલમાં રહેનારી રાણી જો રોગી હોય તો તેના કરતાં ઝુંપડામાં રહેતી ગરીબ કંગાલ મજૂરણ જો નિરોગી હશે તો તે સુખ શાન્તિ ભોગવશે. વડિલ-માબાપ એ ઘરની શાળાના ગુરૂ છે. તેમણે પોતાનાં અને બાળકોનાં શરીર સાચવવા માટે શરીર રક્ષણના ઉપાયો જાણવા જોઇએ. આપણા ઘરડાઓ કરતા આપણી શારીરિક સ્થિતિ ઘણીજ નબળી હોય છે. તેનું કારણ તેમને કસરત તથા ફરવાનું મળતું, ઘરનું કામ કરવાથી કસરતની ગરજ સરતી અને દેવદર્શન જવાથી ફરવાની ગરજ સરતી. શરીરના આરોગ્યને માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની છે.

જીવન જાળવવા માટે હવાની પ્રથમ જરૂર છે. સ્વચ્છ અને તાજી હવા લાભકારક છે. માટે તે જાળવવા થોડો થોડો વખત સાંજ કે સવાર ખુલ્લી હવામાં ફરવું જોઈએ.

જેટલી હવાની જરૂર છે. તેટલી જ પાણીની જરૂર છે. પાણી સ્વચ્છ અને ગાળેલુ પીવું. સ્વચ્છ પાણી મળી શકે નહિ, તો તેને ઉકાળી ઠંડુ પાડી ગાળેલું પીવું. ગાળવાનું કપડું સ્વચ્છ રાખવું.

જેટલી હવાની તેમજ પાણીની જરૂર છે, તેટલીજ ખોરાકની જરૂર છે. ખોરાક નિયમિત વખતે અને પચે તેટલો લેવો જોઇએ. જમતાં જમતાં વધારે પાણી પીવું નહિ. મોડી રાત્રે જમવું નહિ. અને ભારે ખોરાક ખાવો નહિ. કારણ કે તે હાની કર્તા છે. નિયમિતપણું ખાવામાં ઘણુંજ ઉપયોગી છે. ખાવામાં નિયમિતપણું એટલે મિતાહાર કરવો અને દરરોજ નિયમ પ્રમાણે ખાવું. તન્દુરસ્તિનો મુખ્ય આધાર ખાવાના નિયમિતપણા ઉપર રહેલો છે. એ નિયમિતપણાથી શરીર તન્દુરસ્ત રહે છે. ખાવાના વખતમાં અને ખાવામાં નિયમિત નહિ રહેવાથી કેટલું નુકશાન થાય છે. તથા નિયમિત રહેવાથી કેટલા ફાયદા થાય છે. તે વિષે આપણી સ્ત્રીઓ વિચાર કરતી નથી. ડૉક્ટરોના પણ વિચાર છે કે નિયમિતપણે ખાવું અને મિતાહાર કરવો એ તન્દુરસ્તી રાખવાનું એક સાધન છે.

વળી અજવાળુંએ સાક્ષાત તન્દુરસ્તી છે. અજવાળાથી હવા સ્વચ્છ થાય છે. અને નાશકારક જીવ જંતુ નાશ પામે છે. લાંબી માંદગી ભોગવી ઉઠેલાને અજવાળું નવું જીવન આપે છે. માટે તન્દુરસ્તી જાળવવાને પવન અને સૂર્યના તાપને, અંદર આવવા દેવો.

કપડાં ધોયેલાં અને સ્વચ્છ રાખવાં અને શરીરે પણ નાહિ ધોઇ સ્વચ્છ રહેવું. નહાતી વખતે શરીરને ઝપાટો ન લાગે તે સંભાળવું.

સ્ત્રીઓને કસરત કરવાને ઘરનું કામ કરવાની જરૂર છે. સાધારણ રીતે સ્ત્રીને રાંધવું પાણી ભરવું દળવું ખાંડવું વાળઝાડ કરવી ઇત્યાદિ ઘરનું સઘળું કામ કરવાની જરૂર છે. અને તેથી કરીને શરીરને કસરત મળે છે. કસરતનો અર્થ એટલો જ છે કે શરીરના સ્નાયુઓને કસવા. કસરતથી ભૂખ લાગશે, પાચન શક્તિ સારી થશે અને ટૂંકામાં રોગને દૂર કરશે. જેઓને કામ સાથે કસરત મળે છે તેઓની તન્દુરસ્તી સારી થાય છે.

દરેક સ્ત્રી પોતે તવંગર હોય અગર ગરીબ હોય તો કામ કરવાને માટે ગરીબાઇને લીધે ઓછું લાવવું નહિ તેમજ શરમાવું નહિ તેમજ તવંગરે મોટાઇને લીધે પોતાનું ઘરકામ છોડી દેવું નહિ. ચાકર નોકર ભલે ઘરમાં હોય તો પણ કામ કરવું એમાં કાંઇ પોતાની હલકાઇ દેખાતી નથી પરંતુ શરીર સુધરે છે. કારણ કે તન્દુરસ્તી એજ દોલત છે. તન્દુરસ્તી શિવાય બધું નકામું છે. શરીર સુખ એ અનેક સુખમાં પહેલું છે. જેમને પૈસે ટકે સારી સ્થિતિ હોય અને જેથી તેઓ અંગ મહેનત કરતી નથી તેવી સ્ત્રીઓએ પગે ચાલીને ફરવા જવું ઉત્તમ છે. કસરતને અભાવે હાલની સ્ત્રીઓનાં શરીર નબળાં, ફિક્કાં અને માંદાં રહે છે. પૈસાદાર કુટુંબની સ્ત્રીઓ ભાગ્યેજ શરીરે સુખી હોય છે.

દિવસના પ્રસારાથી જે થાક આવે છે તે ઘણે ભાગે ઉંઘવાથી દૂર થાય છે. અને મગજને વિશ્રાન્તિ મળે છે. સુવાના ઓરડામાં હવા તાજી આવવી જોઇએ.

ઉંઘ સારી લેવાનો સૌથી સારો ઉપાય શ્રમ છે. સુતી વખતે મોઢું ઢાંકવું નહિ. કેમકે તેમ કરવાથી તાજી હવા શ્વાસમાં દાખલ થઇ શકતી નથી.

તન્દુરસ્તી માટે ઉંઘની ખાસ જરૂર છે. ઉંઘ નિયમિત જોઇએ. દિવસે ઉંઘવાથી તન્દુરસ્તી બગડે છે. અને રાત્રે મોડા સૂવાથી પણ શરીરને નુકશાન થાય છે.

" રાતે વ્હેલો જે સુઇ વ્હેલો ઉઠે વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર "

શરીરની તન્દુરસ્તીનો આધાર ઘર અને તેની આસપાસની જગાપર રહેલો છે. ગંદકીવાળા લત્તાપર ઘર બાંધવું અગર ભાડે રાખવું નહિ. ઘરની ચારે બાજુ બારીયો હોવી જોઇએ. કે જેથી જ્યારે જે દિશાનો પવન હોય તે આવી શકે.

રસોડું સૂવા બેસવાના ખંડથી દૂર, રાખવું જોઇએ. અને રસોડામાંથી ધુમાડો જાય તેને માટે ધુમાડીયું રાખવું જોઇએ. વરસમાં બે ત્રણવાર ઘરને લીંપાવવું અને હંમેશાં વાળી ઝાડીને સ્વચ્છ રાખવું તાપ તથા હવા આવી શકે માટે દિવસે બારી બારણાં ખુલ્લાં રાખવાં.

મંદવાડમાં તાજી હવાની ખાસ જરૂર છે. કોઈ કોઇ વખતે આજારીને નાની કોટડીમાં રાખવામાં આવે છે. અને જોવા આવનાર સ્ત્રીઓ પણ ત્યાં બેસે છે. તેથી હવા બગડે છે. માટે તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

આરોગ્યતા મ્હોટો આશિર્વાદ છે. જ્યારે આપણે તન્દુરસ્ત હોઇએ ત્યારે આપણે આપણાં કર્તવ્ય કરવા અને બીજાને મદદ કરવા શક્તિમાન થઇએ. માંદગી આપણી શક્તિ લઈ લે છે. અને આપણાં સંબંધીઓને આપણે ભારરૂપ થઇએ છીએ માંદગી ભોગવતો રાજા મહેલમાં દુઃખ અનુભવે છે. અને તન્દુરસ્ત ગરીબ મજુર તેની જીંદગીમાં સુખ અનુભવે છે.

તન્દુરસ્તી જાળવવાને નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે

૧) બચપણમાં માતા દુધપર પોષણ

૨) તરૂણ વયમાં માનસિક શિક્ષણ કરતાં શારીરિક શિક્ષણ પોષણની અત્યત કાળજી.

૩) સ્વચ્છ હવા સ્વચ્છ પાણી અને સ્વચ્છ અન્નનુ સેવન.

૪) ઢીલાં કપડાં પહેરવાં.

૫) સ્વાભાવિક જે ઊંઘ આવે તે પૂર્ણ શાન્તિથી લેવી.

૬) અતિશય નહિ પણ સ્હેજ થાય તેટલોજ માનસિક અને શારીરિક શ્રમ કરવો.

૭, ઘરમાં અતિસ્વચ્છતા રાખવી સૂર્યપ્રકાશ અને હવા હમેશા ઘરમા દાખલ થવાં દેવાં.

૮) સંડાસ સ્વચ્છ રાખવો. અને સ્વચ્છ જગોમા શૌચવિધિ કરવો.

૯) વારવાર શરીર ધોઈ લુછી નાંખવુ. અને સ્વચ્છ રાખવુ

૧૦) કપડાં જેટલી વખત બદલાય તેટલી વખત બદલવાં,

૧૧) સ્વાભાવિક ઇચ્છા યોગ્ય ઉપાયોથી તૃપ્ત રાખવી.

૧૨) શરીર અને મન યોગ્ય રીતે ઉદ્યોગમાં રાખવુ

કુટુંબ દરેક વાતે સુખી હશે. પરંતુ શરીરે આરોગ્ય નહિ હોય તો સર્વ સુખ નકામાં છે. આરોગ્ય શિવાય સર્વ સુખ સાધનો એક એકડા વિનાના સો મીંડા જેવા છે. સ્રી નિરોગી હશે તો ભવિષ્યની પ્રજા પણ નિરોગી થશે પરંતુ જો સ્રીરોગી હશે તો ભવિષ્યની પ્રજા પણ રોગી થશે. કહેવત છે કે " ઘડો એવી ઠીકરી અને મા તેવી દીકરી."

કેટલીક સ્રીઓને એવી ટેવ હોય છે કે ઘરમાં ચાકર નોકર હોય તો બેઠાં બેઠાં ખાય છે અને શરીર બગાડે છે. તે ટેવ તદન ખોટી છે. ખાધા પછી આમ તેમ આંટા મારવાથી ખાધું પચી જાય છે. અને તેથી કરીને તેમના શરીરમાં રોગ દેખાવામાં આવતો નથી.

કેટલીક સ્રીઓને ખાઇને તરત સુઇ જવાની ટેવ હોય છે. તેથી પણ શરીર બગડે છે. માટે તેમ ન થાય તેની કાળજી લેવી જોઇએ.

સ્રી તથા પુરૂષોએ લાંબા વખત સુધો બ્રહ્મચર્ય પાળવાથી તેઓનાં તથા તેમનાં બાળકોનાં શરીર નિરોગી તથા તન્દુરસ્ત રહેશે.

મ્હોટી ઉમ્મર સુધી સાસરે જવાનું ન થાય એટલે દશથી અરાઢ વર્ષ સુધી શરીર સુધારવાનો અને કેળવણી લેવાનો લાભ મળે તે દરમ્યાન કસરત વિગેરેથી શરીર સુધારી શકાય.

છોકરીઓ નાની હોય ત્યારે ઘર કામથ જે શરીર ખીલે છે તે ઉપરાંત શાસ્રીય રીતોની કસરત પણ કરાવી હોય તો શરીરના બધા અવયવ સંપૂર્ણ રીતે ખીલે.

સ્ત્રીઓના વિચાર સારા મન પ્રફુલ્લિત અને મિજાજ આનંદી રાખવાં. શરીરે સ્વચ્છ રહેવું; મન અને ઇન્દ્રિયો વશ રાખવી અને આત્મા પવિત્ર અને શાન્ત રહે એવો રાખવાથી પણ શરીર સારૂં રહે છે.

જેમ જેમ વિચાર સારા તેમ તેમ તેની નીતિ અને શરિર સારૂં રહે છે.

હવે માનસિક સ્થિતિ સુધારવાને કેવા પ્રયત્ન કરવા જોઇએ તે વિષે મ્હારી અલ્પ બુદ્ધિના પ્રમાણમાં લખું છું.

મનએ સઘળી ઇંદ્રિયોનો નેતા છે, પાંચ કર્મેન્દ્રિયો પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ પ્રાણ વિગેરે સઘળી ઇન્દ્રિયોનો પ્રવર્તક મન છે. મનની પ્રેરણાથી સઘળી ઇન્દ્રિયો કામમાં પ્રવર્તે છે. મન જો ઉદાશીન રહે તો બીજી ઇન્દ્રિયો કામમાં પ્રવર્તે નહિ. માટે મનના ઉપર દાબ રાખવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે. દાબ ન રાખતાં મનને ગમે તેમ પ્રવૃત્તિ કરવા દઇએ તો મન સ્વાભાવિક સહેલે રસ્તે દોરાય અને ઇન્દ્રિયોને પણ તે રસ્તે દોરે દુર્ગુણના કાર્યના રસ્તા સહેલા છે. અને તે તરફ મનની પ્રવૃત્તિ ઉતાવળી થાય છે. સદ્‌ગુણના કાર્યના રસ્તા ઘણા કઠણ છે માટે તે તરફ મનની પ્રવૃત્તિ ઉતાવળી થતી નથી. માટે મનુષ્યોનો ધર્મ એ છે કે પોતાના બાળકોના મનની પ્રવૃત્તિ નાનપણથીજ સદ્‌ગુણના અને સદાચારના કાર્યોમાં વાળવી અને તે પ્રમાણે તેને ઘણા વખતનો મ્હાવરો પડવાથી તેનું મન હમેશાં સદાચારના કાર્યોમાં વળશે. અને દુરાચાર તરફ તિરસ્કાર આવશે. માટે બાળપણથીજ મન ઉપર સારા સસ્કાર પાડવા જોઇએ. અને તે સંસ્કારો મા બાપ અને ઘરતાં માણસોના અને આસપાસની સોબતના સદાચારથી સારી રીતે પડે છે. માટે નાનપણથીજ મન ઉપર સારા સંસ્કારો પડવાથી મનની સ્થિતિ સુધરે છે, આ પ્રમાણે સારા સંસ્કાર પામેલું મન દિવસે દિવસે વધારે સુધરતું જશે. માટે ગૃહકુટુંબ અને મંડળ જેમાં માણસને હમેશાં રહેવાનું થાય છે. તેઓના કાર્યોના અસર તેના મન ઉપર થાય છે. માટે મન સુધારવાને જનસમૂહ અને ગૃહમંડળ સાધનો છે, અને ત્રીજું સાધન સદાચારના કાર્યોનો અભ્યાસ એ ત્રણ સાધનો છે. કુમળા ઝાડને જેમ વાળીએ તેમ વળી શકે છે. પરંતુ મોટું ઝાડ વળી શકતું નથી તેમજ નાનપણથી મનપર દુરાચારના સંસ્કારો પડ્યા હશે તો તે મોટપણે પણ દુરાચાર તરફ વળશે. અને સદાચાર પ્રત્યે ભાવ ઉત્પન્ન થશે નહિ. માટે મનનો નિગ્રહ કરનાર સર્વ કાર્યોમાં યથેચ્છ રીતે વર્તન કરી શકે છે.

સ્ત્રીઓની માનસિક સ્થિતિ સુધારવાને સ્ત્રી કેળવણીની ઘણી અગત્યની જરૂર છે. કેળવણી લઇને આપણા ગુણો સુધારવા જોઇએ. જો આપણા ગુણો સુધરે નહિ પરંતુ બગડે તો કેળવણી વગોવાય છે.

હાલમાં સ્ત્રીકેળવણીનો વિષય ઘણે ખરે ઠેકાણે ચર્ચાય છે. અને તે વિષય ઘણો અગત્યનો છે. કારણ કે બાળકોનાં મન તથા શરીર સુધારવાનું મુખ્ય કામ માતાનું છે. અને જો માતા કેળવાયલી હશે તોજ તેનાં સંતાન પણ કેળવાયલાં થશે. માટે પ્રથમ સ્ત્રીઓએજ કેળવાવું અવશ્યનું છે, તે શિવાય દેશની ઉન્નતિ અમર સ્ત્રીઓની સારી સ્થિતિ થશેજ નહિ. સ્ત્રીઓની શારીરિક તથા માનસિક સ્થિતિ સુધારવાને વાંચવાની જરૂર છે.

કોઇ પણ પ્રજાની નાતની કે કોમની ઉન્નતિ અથવા અવનતિનો આધાર તે પ્રજા નાત કે કોમમાં જે મનુષ્યોની બનેલી હોય છે, તેની ઉન્નતિ અથવા અવનતિ ઉપર રહેલો છે. જે કોમના મનુષ્યો ઉચ્ચ વિચારના હશે સદાચારી હશે, અને કોમ પ્રત્યે પોતાની ફરજો સમજીને અદા કરવા તત્પર હશે, તે કોમ જરૂર ઉચ્ચ સ્થિતિ મેળવશે. તેથી બીજી બાજુએ જે કોમના મનુષ્યોના આચાર વિચાર હલકા હશે, તે કોમની અવનતિ થવાની એ નિઃસંશય છે.

સ્ત્રીઓની અને પુરૂષોની ફરજો વચ્ચે ભેદ છે. પણ સ્ત્રીઓને જે ફરજો બજાવવાની છે તે તેઓ શું કળવણી પામ્યા શિવાય બરાબર રીતે બજાવી શકશે ?

જે સ્થળે સ્ત્રીઓ અભણ અને પરસ્પર ક્લેશ કરતી હોય છે, તેવો ગૃહસ્થાશ્રમ ઘણો જ દુઃખદાયક લાગે તેવો છે. ઘર સ્ત્રીઓથી શોભે છે. અને જ્યાં સ્ત્રીઓ કેળવાયલી ન હોય અને પોતાની ફરજ ન સમજતી હોય ત્યાં સુધી સુખની આશા રાખવી એ નિરર્થક છે.

સ્ત્રીઓએ વિચાર શક્તિ અને બુદ્ધિ ને કેળવવી જોઇએ નહિ તો પછી પશુ અને સ્ત્રીમાં જરા માત્ર પણ ભેદ રહેશે નહિ.

ધાર્મિક દૃષ્ટિથી આ બાબતનો વિચાર કરીએ તો પણ સ્ત્રીઓને કેળવવાની જરૂર જણાયા વિના રહેશે નહિ

સ્ત્રીઓએ કેવા પ્રકારની કેળવણી લેવી જોઇએ કે જે વડે આપણી માનસિક સ્થિતિ સારી થાય. આ સ્થિતિ સુધારવાને માનસિક, નૈતિક, અને ધાર્મિક કેળવણી મળે એવા ઉપાયો યોજવા જોઈએ.

સામાન્ય રીતે દરેક સ્ત્રી જેને ગૃહસંસાર ચલાવવાનો છે તેને વાસ્તે કેળવણીની ઘણી જરૂર છે. દરેક સ્ત્રીએ ઓછામાં ઓછું એટલું તો જાણવુંજ જોઈએ કે જેથી કરીને તે પોતાની માતૃ ભાષામાં લખેલા પુસ્તકો વાચીને સમજી શકે. તેમજ તે ભાષાદ્વારા પોતાના વિચારો દર્શાવી શકે.

પ્રથમ તો પોતાની ભાષાનું જ્ઞાન મળવું જોઇએ કે જેથી કરીને પોતાની માતૃ ભાષામાં લખેલા પુસ્તકો તેઓ વાચી શકે અને સમજી શકે. સ્વભાષાનું જ્ઞાન આપવું એ દરેક માતા પિતાનું કર્તવ્ય છે. જે માતા પિતા પોતાની બાળાઓને વિદ્યાના લાભથી દૂર રાખે છે, તેઓ આ પવિત્ર ફરજને સમજતા નથી. ખરૂં કહીએ તો આ પવિત્ર ફરજનો અનાદર કરે છે.

આ સાથે તેમને સંસ્કૃતાદિ ભાષાઓનું પણ જ્ઞાન થવું જોઇએ. કારણ કે જૂદી જૂદી જાતના પુસ્તકોમા જૂદી જૂદી જાતની ભાષાઓ હોય છે. અને તેમાંથી સુજ્ઞ સ્ત્રીઓનાં ચરિત્રો વાચી શકાશે. અને તેમના ઉચ્ચ વર્તનની આપણા પર, અસર થશે. અને તેથી કરીને નષ્ટ થયેલા ગુણો આપણી બ્હેનોમા આવશે.

માનસિક શક્તિઓ જૂદા જૂદા વિષયોના અભ્યાસથી ખીલે છે. તે આપણી સાથે રહે છે. અને તે શક્તિઓજ આપણને ઘણી ઉપયોગી થાય છે. જો આપણે વિચારીએ તો સ્ત્રીઓને પણ કેળવાયલી માનસિક શક્તિની જરૂર છે.

કેટલીક બ્હેનો પરણેકે તરત અભ્યાસ છોડી દે છે. અને અભણ સ્ત્રીઓની માફક તદ્દન મૂર્ખતાથી વર્તે છે. અને કોઇ દિવસ પણ સારાં પુસ્તકો વાંચતી નથી તો તે ભણ્યાનું સાર્થક શું ? અભણ સ્ત્રી પણ તેવી રીતે વર્તે અને ભણેલી સ્ત્રી પણ તેવી રીતે વર્તે તો પછી તે બેમાં ભેદ શો ?

પરંતુ તેમણે તેમનો નવરાશનો વખત સારાં નીતિજ્ઞાન પુસ્તકો વાંચવામાં પસાર કરવો જોઇએ. અને ઘર સંસારની પોતાની ફરજો બજાવવી જોઇએ. આમ કરવાથી પોતાનું જ્ઞાન પણ વધશે અને તેઓનું વર્તન પણ ઉચ્ચ પ્રકારનું થશે. અને નિંદાનો સ્ત્રી જાતિમાં પ્રવેશ કરતો સામાન્ય અવગુણ તેઓનામાં પ્રવેશ કરી શકશે નહિ.

હવે સૌથી અગત્યનો વિષય જે સ્ત્રીઓએ જાણવો જોઇએ તે ધર્મ છે. દરેક બ્હેનોએ ઇશ્વર ઉપર આસ્તા રાખવાની છે. અને ઇશ્વરનું સ્મરણ કરવું જોઇએ. બ્હેનો, ધર્મને બ્હાને ઘણે ખરે ઠેકાણે અનાચાર થાય છે. તેમ થવું જોઈએ નહિ. પરંતુ ખરા અંતઃકરણથી ઇશ્વરનું ધ્યાન ધરવું જોઇએ. સત્ય બોલવું જોઇએ. આપણે જો ખરા અંતઃકરણથી નિયમ લઇશું કે મ્હારે અસત્ય બોલવુંજ નહિ. જો આપણો દ્રઢ નિશ્ચય હશે તો સત્ય બોલાશે. અને જુઠ એની મેળે નાશી જશે. સત્ય બોલવામાં અને જુઠનો ત્યાગ કરવામાં વગેરે બાબતોમાં મનો નિગ્રહની ખાસ જરૂર છે

દાખલા તરીકે આગળ હરિશ્ચન્દ્ર રાજા થઇ ગયા છે. અને તેમણે ખાસ સત્યને માટે જ કેટલું બધું દુઃખ વેઠયું હતું. તે સર્વના જાણ્યામાં હશે.

કેળવણી પામેલાના હૃદયમાં ધર્મ અને નીતિની ભાવનાનાં તત્વોનો પ્રવેશ થવો ઘટે છે. પોતાના વડિલો સંતતિ અને સ્વજન તરફ તેની શી શી ફરજો છે તેનો ખ્યાલ બાળાઓમાં નાનપણથી આવવો જોઇએ. અને તે સાથે તેમનામાં પરોણાની આગતા સ્વાગતા અને દુઃખ વખતે ધૈર્ય રાખવાનો ગુણ ખાસ ખીલે તેવી કેળવણી મળવી જોઇએ.

સ્ત્રીઓને કેળવણી સાથે સદ્વર્તનની પણ જરૂર છે. જે આચાર વિચારની લોકો પ્રશંસા કરે જે જન સમાજમાં નિન્દા પાત્ર ન હોય જે પોતાનો તેમજ પારકાનો હિતકારી હોય એવા આચાર વિચારને સદ્વર્તન કહેવામાં આવે છે.

ધન અને વિદ્યા કરતાં પણ અધિક સદ્વર્તન છે. કોઈ વિદ્વાન માણસ હોય પરંતુ તેનામાં કુલક્ષણ હોય તો વિદ્યા કલંકિત થાય છે. અને પોતાના ભણતરને એબ લગાડે છે. નીતિ વગરની વિદ્યા કદાપી શોભતી નથી. હમ્મેશાં ગુણો જ પૂજવા લાયક છે.

**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**

( મનુષ્ય કે સ્ત્રિ વૃદ્ધ કે બાળક ગમે તે હોય પરંતુ ગુણજ પૂજવા લાયક છે. )

સુશીલ સ્ત્રીઓ સાસરાના તેમજ પિયરના બન્ને પક્ષને પોતાના સારા ગુણોવડે ઉજ્વળ બનાવે છે. પરંતુ જો સ્ત્રી વર્ગમાં એક પણ અવગુણ હોય તો તે એક અવગુણને લીધે જ તે બન્ને પક્ષને કલંક લગાડે છે. માટે સારો આચાર એજ સ્ત્રીઓનું આભૂષણ છે.

શીયળ એ સ્ત્રીઓનું પરમ ભૂષણ છે. જેવી રીતે નાક વગરનું મ્હોં શોભે નહિ. તેવી રીતે શીયળ વગરની સ્ત્રી પણ શોભી શકે નહિ ( અપ્રિય થઇ પડે ) અને જ્યાં જ્યાં

જાય છે ત્યાં ત્યાં નિંદાને પાત્ર થાય છે. અને તેવી સ્ત્રી જો ભણેલી હોય તો પોતાના ભણતર પર ધૂળ ફેરવે છે. એક સાધારણ નિયમ કે દરેક કાર્ય કરતાં પહેલાં તે સંબંધી વિચાર ઉત્પન્ન થાય છે. જ્યારે તે વિચાર પ્રબળ થાય છે. ત્યારે તે દાબી શકાતો નથી. અને તે પ્રમાણે વર્તવાને દોરાય છે. માટે શીયળને શુદ્ધ સાચવવાને સ્ત્રીઓએ પતિ શીવાયના અન્ય પુરૂષની સ્વપ્ને પણ અભિલાષા રાખવી નહિ

સ્ત્રીઓની માનસિક સ્થિતિ સુધારવાને સારી સોબતની ખાસ જરૂર છે. કોઇ પણ સારા ગુણવાળી બ્હેનની આપણને સોબત થાય તો તેના સારા ગુણો આપણામાં આવે છે. પરંતુ કોઇ નઠારા ગુણવાળી સ્ત્રીની આપણે સોબત કરીએ તો ચેપી રોગની માફક તેના ખરાબ ગુણ આપણામા ઝટ દઈને આવશે માટે સારી સોબત જ કરવી. અને આપણું મન સુધારવાને સારી સોબતની ઘણી અગત્ય છે. એટલે એકલી માણસોની જ સોબત નહિ. પણ પુસ્તકો સારાં વાંચવાં ખરાબ પુસ્તકોનો સ્પર્શ પણ કરવો નહિ. સારી સોબતથી આપણું મન પણ આનંદી મીજાજનું રહે છે. અને તેની અસર શરીર પર થાય છે, અને આપણું શરીર સારૂં થાય છે.

આપણી કોમમાં બાળલગ્ન કરવાનો ઘણો રિવાજ અને તેના ભાવે વિધવા બ્હેનો ઘણી જોવામાં આવે છે. વળી નાની બાળાઓ જે કે પોતાનુ મન યા શરીર કેવી રીતે સુધારવું તે તો સમજતી નથી તેટલામા તેમને છોકરાં થાય છે. એટલે તેમની માવજત સારી થઇ શકતી નથી અને માતા તથા બાળક તન્દુરસ્ત રહેતાં નથી. જો બાળલગ્ન અટકે તો કેટલા ફાયદા થાય. એક તો વિધવા બ્હેનો થતી અટકે. અને પુત્ર અને પુત્રીઓનું શરીર સારૂં રહેશે. અને તેમનાં બાળકો પણ નિરોગી રહેશે. આનો જો અટકાવ થશે તો પુત્ર અને પુત્રી જોઇએ તેટલું ભણી શકશે ઘણા પુરૂષો ભણતા હોય છે. અને તેમને માથે ગૃહસ્થાશ્રમનો બોજો આવી પડે છે અને તે કારણને લીધે તેમનાં શરીર બગડે છે. આનો અટકાવ જો સ્ત્રીઓ કેળવણી લેશે તોજ થશે.

ઘરમાં સંતોષ અને શાન્તિ હશે તો જ ગૃહજીવનમાં રસિકતા આવશે. અને તે પ્રાપ્ત કરવાને સ્નેહ અને નિયમિત વ્યવસ્થાની જરૂર છે આ બન્ને સ્ત્રીના હાથમાં જ છે.

અને તેને લીધે જ,

ગૃહિણી ઘરનો સ્તંભ છે. ગૃહિણી ઘરનુંજ માન
ગૃહિણી ઘરનું ઘરેણું છે. ઘર ગૃહિણી વિનાનું સ્મશાન

જે સ્ત્રી પોતાનો ગૃહ સંસાર સારી રીતે ચલાવી શકે અને સર્વની જવાબદારી પોતાને શિર ધારણ કરી શકે તેજ ગહિણી કહેવાય. યોગ્ય વય વગર યોગ્ય ગૃહિણી થઈ શકે જ નહિ. ચૌદ પંદર વર્ષની બાલિકાને માથે સાસરાના ઘરનો બોજો નાંખો અને પછી એમ આશા રખો કે ગૃહિણીની સર્વ ફરજ એણે બજાવવી જોઈએ. એવી આશા નિરર્થક છે. પિયરમાં રહીને સંપૂર્ણ વ્યાવહારિક કેળવણી લઈને યોગ્ય વય થાય (એટલે વીસ વર્ષ પછી) ગૃહિણીનું પદ લેવા લાયક થાય.

જે ગૃહમાં પ્રેમનું રાજ્ય હશે ત્યાં રસિકતા શાન્તિ અને સંતોષ હોય એમાં આશ્ચર્ય નથી.

ગૃહકાર્ય પરવાર્યા પછી સારાં બોધદાયક પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો, તેને લીધે મનને ઘણીજ શાન્તિ મળે છે. અને ગૃહ કાર્યની જંજાળમાંથી થોડીવાર આરામ મળે છે. તેમજ જ્ઞાનમાં વધારો થાય છે.

સારાં પુસ્તકો વાંચવાથી ઘડીભર વર્તમાન સ્થિતિનું વિસ્મરણ થઈ શકે છે. અને જાણે બીજા જ દેશમાં બીજી જ દુનિયામાં હોઈએ એમ ભ્રાન્તિ થાય છે. આપણી ભૂલો સુધારી શકાય છે. વિવિધ સ્વભાવનાં બુદ્ધિશાળી મનુષ્યના સમાગમમાં સર્વ કોઈથી આવી શકાતું નથી. પરંતુ સારા ગ્રંથકારના પુસ્તક વાંચ્યાથી ભિન્ન ભિન્ન પાત્રોના સ્વભાવ જાણ્યાથી પ્રત્યક્ષ સમાગમ જેટલો, બલ્કે અધિકતર લાભ થાય છે. જૂદા જૂદા દેશના રિત રિવાજ વગેરે સર્વનું જ્ઞાન પુસ્તક દ્વારા આપણને મળી શકે છે. અને તેથી મનનું સાંકડાપણું દૂર થાય છે.

સ્ત્રીઓનું બીજું કર્તવ્ય ધર્મ અને નીતિને જાળવી રાખવાનું છે. સ્વચ્છતાને અનુસરીને જે નિયમો બાંધેલા છે. તેનું પાલન કરવું. કુળના આચાર વિચાર જાળવી રાખવા છોકરાંઓને નીતિની કેળવણી આપવી વગેરે કામ સ્ત્રીઓનું છે. કારણ કે છોકરાંઓ મા સાથે જ ઘણો વખત ગાળે છે.

દયા અને ધર્મને હમેશાંના ભાઇ અને બ્હેન ગણવાનાં છે. સંસારી ભાઇ અને બ્હેન જોડે કદી વિરોધ જોવામાં આવે છે. પરંતુ દયા રૂપી બ્હેન અને ધર્મ રૂપી ભાઈ ને કદી વિરોધ આવતો નથી. અને એ ભાઇ બ્હેન કોઈ દિવસ માણસને તજે તેમ નથી. જેમ બ્હેનને ભાઇ પર વધારે હેત હોય તેમ સ્ત્રીઓને પણ દયા ધર્મ પર વધારે હેત હોય છે. પરંતુ એ પ્રેમ જોઈએ તેવો શુદ્ધ અને યથાર્થ હોતો નથી. ધર્મનું રહસ્ય સમજ્યા વિના ધર્મ ફળીભૂત થતો નથી. તેમ દયા પણ ક્યાં વાપરવી અને કેવી રીતે વાપરવી તે પણ ઘણા જાણતા નથી.

ગૃહકાર્યનો સંપૂર્ણ અભ્યાસ કરવો અને પોતાના પતિના અંગમાં સદ્ગુણની વૃદ્ધિ કરવી એના જેવું શોભામય સ્ત્રીનું બીજું કોઇ પણ આભૂષણ નથી.

જે સ્ત્રીએ સ્નેહ પ્રેમ દયા વગેરે કોમળ વૃત્તિઓને ઉત્તમ પ્રકારે ઉન્નત કરી છે એજ ખરી ગૃહિણીને નામે યોગ્ય છે.

ધાધીરામની પોળ સારંગપુર
અમદાવાદ.
સચિતાગૌરી વિશ્વનાથ ત્રિવેદી.*

---

# બ્રાહ્મણોમાં થતી હીલચાલો.

અમદાવાદ. અમદાવાદ ગુર્જર બ્રહ્મમંડળ તરફથી યોજક મંડળ તથા સલાહકારક મંડળની સામાન્ય સભા બોલાવી નિયમો પસાર કરવામા આવ્યા હતા. તે પછી સભાની વ્યવસ્થાપક કમીટી નીમવાને એક સભા બોલાવવામા આવી હતી. તે સભામાં પ્રમુખ રા. રા. મેવાડા જેઠાલાલ ઉમેદરામ, ઉપપ્રમુખ રા. રા. હરિપ્રસાદ પીતાંબરદાસ, મંત્રી રા. રા. ગોવિંદરામ ગણપતરામ ભટ્ટ બી. એ. તથા ટ્રેઝરર રા. રા. દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિકને નિમવામા આવ્યા છે. -એ સભા ડીસેમ્બર સુધી મેમ્બરો વધારવાનું કામ કરશે એવી વ્યવસ્થા કરવામા આવી હતી. આ મંડળમાં સારો વધારો થાય અને મંડળ સુવ્યવસ્થિત જામે એવી પ્રાર્થના અમારી ઇશ્વર પ્રત્યે છે.

ત્રીવેદી મેવાડા યુવક સભા અને શ્રીયુત્ આત્મારામ મનસુખરામ ત્રીવેદી મેવાડા વિદ્યાર્થિ આશ્રમનો સને ૧૯૧૦-૧૧ ની સાલનો વર્ષિક રીપોર્ટ અમને મળ્યો છે તે રીપોર્ટ વાચતા સભાના પ્રયત્નો જોઇ તેના સંસ્થાપકોને અમે અભિનંદન આપીએ છીએ. આ વર્ષે સભાએ સ્ત્રીઓનું મંડળ મેળવવાનો જે પ્રયાસ કર્યો છે તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. સભાના સંબંધમા અમે અમારો અભિપ્રાય પહેલા પણ બતાવી ગયા છીએ બોર્ડીંગ હાઉસની વ્યવસ્થા અમદાવાદના બીજા બોર્ડીંગહાઉસો કરતા ઉત્તમ લાગે છે. અને તેને માટે રા. જેઠાલાલને ધન્યવાદ ઘટે છે. બોર્ડીંગહાઉસના હીસાબમાં ઉધાર બાજુમાં પ્રેસને લીધે એ ભુલ થયેલી જણાય છે, જે દરેક વાચકે સુધારી લેવી ઘી તેલના ખર્ચમા રૂ. ૧૨૫-૪-૦ થયેલા છે. તથા લાકડામા રૂ. ૭૭-૩-૦ થયેલા છે. ત્રીવેદી મેવાડા યુવક સભાની વૃદ્ધિ થાય, એવુ ઇચ્છી આ સમાલોચના અમે પુરી કરીએ છીએ

સરખેજ. સરખેજમા દરસાલ માફક આ સાલ પણ લાઇબ્રેરીના મકાનમાં વાર્ષિક મેલાવડો કરવામા આવ્યો હતો દરવખ નવા વર્ષના પડવાને દિવસે સભા ભરવામા આવે છે, પણ આ સાલ પડવાને દિવસે "સત્યશોધક મંડળની સભા થવાની હોવાથી આ મીટીંગ વહેલી એટલે દીવાળીને દીવસે ભરવામા આવી હશે એમ અનુમાન થાય છે રા. રા બાપુજી ભાઇકૈ અમદાવાદથી પધાર્યા હતા, અને તેમના પ્રમુખપણા નીચે સભા ભરાઇ હતી અને સેક્રેટરી રા. મોહનલાલ નારણજીએ લાઇબ્રેરીનો વાર્ષિક રીપોર્ટ વાચ્યો હતો. લાઇબ્રેરીની સંસ્થા ચલાવવામાં રા રા. લક્ષ્મીરામ ભાઇ સ્તુતિપાત્ર શ્રમ લે છે, તે સંસ્થાને સરખેજના તેમજ બહારના સજ્જનો તરફથી સારી સહાય મળે છે સરખેજના ભાઇઓને અમારી નમ્ર વિનંતિ છે કે તેઓ આ સંસ્થાનો સારી રીતે લાભ લેશે.

---

# એકડા અને સરખેજ.

હાલ કેટલાક સમયથી એકડાનો વા વાયો છે. કોળી, કણબી, લુહાર, સુતાર, વાણીયા, ઘાંચી, ઢેડ, ભંગીયા વગેરે કોમોમાં એકડા થવા માંડ્યા છે. એટલુંજ નહિ પણ "બ્રાહ્મણ" જેઓ તમામ વર્ણના ગુરૂનો દાવો કરે છે, તેઓમાં પણ એકડાનો ચેપ લાગ્યો છે.

એકડાનો અર્થ એકતા કરવી એવો છે તેને બદલે તેઓ જુદા પડતા જાય છે.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર આવા ચાર વર્ણ વિભાગોમાં ૧૮ અઢાર વર્ણ થઇ અને તેમાથી અનેક ટુકડા થતા જાય છે.

બધા બ્રાહ્મણો બ્રહ્માના પુત્ર છે, તેથી શાસ્ત્રમાં તેમની એકજ વર્ણ છે. અને ભરતખંડના ઘણા ભાગોમાં તેમજ ચાલે છે. પરંતુ "ગાંડી ગુજરાત" પ્રમાણે ગુજરાતના બ્રાહ્મણો પણ ગાંડા જેવા છે. તેઓ જુદે જુદે સ્થળે રહ્યા તે સ્થળના નામથી ઓળખાવવા લાગ્યા પછી તેવાં ટોળાં બાધી જુદા પડતા ગયા તે એટલે સુધી કે બેટી વ્યવહાર બંધ કરી બેઠા. એટલુંજ નહિ પણ રોટી વ્યવહાર પણ બંધ કર્યો એ બધા બ્રાહ્મણોમાંથી કેટલાક મોટાં શહેરોમાં રહ્યા તેઓ "નાગર" એટલે ચતુર કહેવાયા તેઓમાં પણ સ્થળ પ્રમાણે નામો બદલાયાં જેમ વડનગરના તે વડનગરા, સાઠોદના સાઠોદરા, વીશલનગરના વીસનગરા પશ્નોરના પશ્નોરા વગેરે. તેજ પ્રમાણે બીજા બ્રાહ્મણોએ પણ ગામ પરથી નામ પાડયાં મોઢેરાના મોઢ, ખેડાના ખેડાવાળ ઉત્તરમાંથી આવ્યા તે ઔદીચ, વિગેરે ચોરાશી જાતો થઇ; જુદા પડતા ગયા, અને ચોરાશીમાંથી હવે તો ઘણા ટુકડા પડતા જાય છે. જેમ છ જાતના મોઢ વગેરે પ્રથમ સ્થળ ઉપરથી જુદા પડયા, અને હવે તેઓમાં ગોળ, તડ તથા એકડાનો રોગ ફેલાયો છે, એટલે અનેક ટુકડા થતા જાય છે. આ કારણથીજ તેઓમાંથી વિદ્યા, બળ, બુદ્ધિ અને પરાક્રમ ઓછાં થતાં જાય છે, અને આર્ય પ્રજાનો પાયો જે "બ્રાહ્મણ" તે આજે વગોવાય છે, ભીખ માગતા થયા છે અને એમનાથી ઉતરતી વરણ કરતાં છેક ઉતરતા થયા છે; રાગ દ્વેષ, કુસંપ અને અભિમાનનું આ, પરિણામ છે. અને તેથીજ તેઓમાં નવા સુધારા દાખલ થતા નથી અને જુના ખરાબ રિવાજો જે ઘર ઘાલી બેઠા છે તે દૂર થતા નથી. નાગરોએ "યથા રાજા તથા પ્રજા" એ સુત્ર પ્રમાણે જે રાજ્ય થયું તેનું અનુકરણ કરી સમય પ્રમાણે વર્ત્તીને પોતાનું માન જાળવ્યું છે. અને તેઓએ જુનાં ખરાબ રિવાજોને પાણીચું આપી નવા સારા રિવાજો દાખલ કર્યા છે. તેથી તેઓએ નાગર પદ મેળવ્યું છે અને તે પદ જાળવવાને તન, મન અને ધનથી રચ્યા પચ્યા રહે છે પણ બીજા "ગુર્જર "બ્રાહ્મણો" તો તડો પાડી એકડા પાડી કુસંપમાં વધારો કરતા જાય છે. તેથી ઘણા દુઃખી છે. સમય એવો છે કે નાની નાતોએ એકત્ર થઈ મોટાં વર્તુળો બાંધી એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેવો, તેવા સમયમાં તડો પાડી એકડા કરી કુસંપ કરવો એ હાનિકારક છે

જ્યારે તમામ બ્રાહ્મણોમાંના, સાક્ષર લોકો જ્યાં ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવાને યત્ન કરે છે, ત્યારે કેટલાક એકડા કરીને છેક નાનાં સરકલો બાંધી હરકતો ઉભી કરે છે. એ બ્રાહ્મણોને મોટે શોચવા જેવું છે.

સરખેજ એ મોઢ બ્રાહ્મણોનાં દસક્રોશીના ગામોમાં પંકાતું ગામ છે ને ત્યાં તેમનો જથ્થો સારો છે. તેમના પૂર્વજોએ ઘણી પેઢીઓ સુધી અગ્નિહોત્રો રાખેલાં, યજ્ઞો કરેલા જ્ઞાતિભોજન અને લ્હાણાં કરી હજારો રૂપિયા ખરચેલા. કાશી, પ્રાગરાજ વગેરે ક્ષેત્રોમાં જઇ ત્યા યજ્ઞો કરી બ્રાહ્મણ ભોજનમાં સેંકડો નાણાં ખરચેલાં તથા તેઓ સાદા, સરળ, ઉદાર ધર્મ નીતિ અને વ્યવહારમાં કુશળ હતા. શિવરામ ભટ્ટ જેવા વિદ્વાનો કાશી સુધી આજ પણ પંકાય છે. આ બધા સદ્દગુણોથી પ્રખ્યાત થયેલા સરખેજ તરફ દસક્રોશી ખેંચાઇને અમદાવાદ, કાનમ, છપ્પન, ચરોતર કાઠીયાવાડ, વગેરે સ્થળોના મોઢ બ્રાહ્મણોએ હજારો રૂપિયા ખરચી સરખેજને કન્યાઓ આપેલી અને તેજ પ્રમાણે તેવા ગુણવાળા બ્રાહ્મણોને સરખેજે પણ કન્યાઓ આપેલી.

હાલ પણ એમના વંશજોમાં સદ્દગુણો અને ગૃહસ્થાઇનાં લક્ષણો જોવામાં આવે છે; અને તેથી તેઓએ "કુલીન" "કુળવાન" એ પદ મેળવેલું છે, અને કન્યા લેવા દેવામાં તેમણે "બ્રાહ્મ વિવાહ" સ્વિકારેલો છે. એટલે 'કન્યાને વસ્ત્રાલંકારથી શણગારી યોગ્ય વરને તેનું દાન કંઈ બદલો કે સ્વાર્થ રાખ્યા વગર દેવું" આ ધોરણ રાખેલું છે.

કન્યાવિક્રય, વરવિક્રય, સાટાં. ત્રેખડા, કજોડાં તથા ન્હાના વર્તુળો બાંધી એકડા કરવાનો તેમને તીરસ્કાર છે. છતાં કોઈ ભાઇ ભૂલે ચૂકે એવું કામ કરે છે કે દસક્રોશી બ્હાર કન્યા આપેછે તો પણ તેને કંઇ શિક્ષા કરતા નથી એવી ઉદારતા રાખી છે. અને અદ્યાપિ તેવીજ ઉદારતા ચાલે છે.

એક વખતે અમદાવાદના મોઢ બ્રાહ્મણોના કોઇ આગેવાને દસક્રોશીના બ્રાહ્મણોને એકઠા કરી વિચાર જણાવ્યો કે સરખેજ છુટથી શામાટે આપણને કન્યા ના આપે ? ત્યારે બધાએ ઠરાવ કર્યો કે તેમને બોલાવી જવાબ લેવો. પછી તેમણે સરખેજના મોઢ બ્રાહ્મણોને બોલાવી એ પ્રશ્ન કર્યો ત્યારે તેમણે જવાબ આપ્યો કે "સરખેજને યોગ્ય વર જોઈ" બ્રાહ્મ વિવાહ" પ્રમાણે કન્યા આપવામાં કશો વાંધો નથી અને તેવાઓને અમદાવાદમાં પણ આપીએ છીએ પણ જ્યારે યોગ્યવર ન મળે ત્યારે ઠેઠ ચરોતરમાં જઇને પણ અમે કન્યાદાન યોગ્ય વરને આપીએ છીએ. તે ઉપરથી તેમને પ્રત્યુત્તર મળ્યો કે તમારે દસક્રોશીમાંજ કન્યા આપવી એવા એકડા કરવા પડશે જેનાં જવાબમાં સરખેજ વાળાએ કહ્યું કે "કુળ અને કન્યા માગ્યાં મળતા નથી. " માટે દસક્રોશીમાં યોગ્ય વર નહિ મળે તો બહાર પણ અમે કન્યાનુ દાન કરીશું આ ઉપરથી નારાજ થઇ ૭૨ ગામ તથા અમદાવાદે રૂ. ૫૦) ના કાગળ પર એકડા કર્યા ને સરખેજ સાથેનો રોટી વ્યવહાર અને બેટી વ્યવહાર બંધ કર્યો. તે સમાચાર જાણી સરખેજના મોઢ બ્રાહ્મણોએ ઠરાવ કર્યો કે કોઇએ અમદાવાદ કે દસક્રોશીનાં ગામોમા જમવા જવું નહિ, પણ સુઝવણ પડે અને યોગ્યવર હોયતો કન્યા આપવામાં વાંધો નથી. આવું મોટું મત સરખેજના મોઢ બ્રાહ્મણોએ રાખ્યું. અને ૧૪ વર્ષ સુધી એક સંપ કરી, એટલું રાખી ન્હાવા આવા ઉદાર દીલથી, સંયમથી ઈશ્વર પ્રસન્ન થયા અને એકડા કરનાર આગેવાનોએજ પોતાની કન્યા એકડા તોડીને સરખેજમાં આપી, એટલે અમદાવાદ અને દસક્રોશીની ઘણી કન્યાઓ સરખેજમાં આવવા લાગી, શાંતિનું ફળ આવું છે. આવા બ્રાહ્મણો સરખેજમાં વસે છે. તેમાથી કેટલાક ભાઇઓ છૂટા પડવાનો વિચાર કરે છે. અને તેમણે "સત્ય શોધક મંડળ"

આવું નામ સ્થાપી જ્ઞાતી ભાઇઓની સલાહ લીધી કે વીચારો જાણ્યા વગર જાહેર ખબર છપાવી કારતક સુદ ૧ ને દિવસે તેઓ તેમને સંકેત સ્થળે ભેગા થયા હતા, તેમાં પણ જે એકડો કરી રૂપીઓ એક રોકડો આપે તેનેજ તે સ્થળમાં દાખલ કરતા હતા. અને પોતાના વિચાર વાળું મંડળ વધારવા તથા પોતાના ભાઇઓથી છૂટા પડવાનો નિશ્ચય કરવાને ફરી માગશર માસમાં એકઠા થવાનો સંકેત તેમણે કર્યો છે. તે સમાચાર જાણીને જ્ઞાતીના પંચો કારતક શુદ ૩ રવિવારે એકઠા થયા અને તેમણે વિચાર્યું કે આપણે સાટાં ત્રેખડાં, વિક્રય કે કંઇ બદલો લેઇ કન્યા લેવા દેવામાં ભાગ લેઇ એકડા કરવાને ઇચ્છતા નથી, પણ "બ્રાહ્મ વિવાહ" પ્રમાણે યોગ્ય વરને સમય અને અનુકુળતા જોઇ જેમ છૂટથી કન્યાઓ આપતા આવ્યાછીએ, આપીએ છીએ, તેમજ હવે પછી પણ આપીશું વળી શેષમાં એમ પણ વિચાર જણાવ્યો કે આપણા ભાઇઓ ઉપરના વિચારથી વાકેફ થઇ નાનું સરકલ બાંધવાનું કે એકડા કરવાનું માંડી વાળી સરખેજની:કીર્તિ કાયમ રાખશે એવી આશા છે. અને તેમણે હાલ જે આપણાથી છૂટા પડવાનો વીચાર કરી જુદું મંડળ સ્થાપવા પગલું ભર્યું છે તેને માટ દલગીર છીએ ઉપર પ્રમાણે ઉદાર વિચાર જાહેર કરી સરખેજના મોઢ બ્રાહ્મણનાં જુદાં જુદાં કુટુંબોના (૨૮) ગૃહસ્થો મળ્યા હતા તે છૂટા પડ્યા.

સર્વ ગુ૦ બ્રાહ્મણોને અમારી નમ્ર વિનંતિ છે કે "દક્ષિણી" બ્રાહ્મણોની પેઠે કન્યા લેવા દેવાની રીત રાખવાથી, ખરૂં પળ કોને કહેવું તે સમજવાથી, કન્યાના વય ઓછામાં ઓછાં સોળ અને વરની ૨૦ થી ૨૫ વર્ષની રાખવાથી. અને તન તથા મનની કેળવણીના વધારાથીજ આપણો ઉદય થશે, કન્યાઓની છત થશે અને આપણો ગૃહસસાર આપણે સ્વર્ગ જેવો બનાવી શકીશું.

દાખલા તરીકે અમદાવાદના "બ્રહ્મક્ષત્રિયો"નું અનુકરણ કરવા જેવુંછે. તેઓએ નિચે પ્રમાણે મોટા સિદ્ધાન્તો અમલમાં આણવા મહા પુરૂષાર્થ કર્યો છે. (૧) કન્યાને ૧૬ થી ૨૦ અને વરને ૨૦ થી ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી ઉત્તમમાં ઉત્તમ કેળવણી આપવી (૨) કુળનો અર્થ ઉત્તમ કેલવણી સદાચાર અને દ્રવ્ય. બીજું કુળ નહિ (૩), સમય પ્રમાણે જુના કુધારા કાઢવા નવા પેસવા ન દેવા જુના સારાધારા રાખવા અને નવા સારા ધારા રચવા (૪) જે કામમાં મતભેદ થાય તે મત સારો હોય તો પણ બધાનો એક મત થાય ત્યાં સુધી તે મત અમલમાં નહિ આણતાં પ્રતિ વર્ષ કોન્ફરન્સ ભરી તેની ખુબ ચર્ચા કરવી (૫) જે ખરાબ રીવાજો પુરૂષોથી નીકળે તેવા ન હોય તેમાં સ્ત્રીઓનો મત લેઇ તે દ્વારા તે રીવાજો કાઢી નાંખવા (૬) વરવિક્રય અને કન્યા વિક્રય બંધ કરવો. (૭) "બ્રાહ્મ વિવાહ" અને ઉત્તમ ધર્મ નીતિ વ્યવહારના સંસ્કારો ચાલુ રાખવા ઉપર પ્રમાણેના મહાસિદ્ધાંતો ",છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કોન્ફરન્સનો ૧૯૧૧નો અહેવાલ વાંચતાં સમજાય છે. તેનું મનન કરી અમલમાં આણવાથી બ્રાહ્મણો પોતાનું 'બ્રાહ્મણપદ' જાળવી શકશે માટે બીજા પ્રયત્નો પરતા મુકી એક સંપ કરી તમામ બ્રાહ્મણોનું મહામંડળ સ્થાપી "બ્રહ્મક્ષત્રિયોનું અનુકરણ કરવા આત્મભોગ આપી તન મન અને ધનથી રમ્યા પચ્યા રહેવું એજ ઉન્નતિનો ઉત્તમ ઉપાય છે.

---

| | | | |
|---|---|---|---|
| ,, | આત્મારામ ગંગારામ | ,, | સરખેજ |
| ,, | બાપુજીભાઈ જગન્નાથ | ,, | અમદાવાદ |
| ,, | મહાસુખરામ મગળદાસ | ,, | ,, |
| ,, | નાનાલાલ ભાઉશંકર ભટ્ટ | ,, | ,, |
| ,, | માધવલાલ આદિતરામ | ,, | ,, |
| ,, | હરનારાયણ રામજી | ,, | ,, |
| ,, | કાશીરામ કૃપાશંકર ત્રિપાઠી | ,, | ,, |
| ,, | છગનલાલ મનસુખરામ | ,, | ,, |
| ,, | કેશવલાલ મગનલાલ ત્રિવેદી | ,, | ,, |
| ,, | બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ | ,, | ,, |

## ત્રીજા વર્ષના લવાજમની પહોંચ.

| | | | |
|---|---|---|---|
| રા૰ રા૰ | મહેતા ઉત્તમલાલ રણછોડલાલ | ૧-૦-૦ | અમદાવાદ |
| ,, | બાપાલાલ કરૂણાશંકર ત્રિપાઠી | ,, | સરખેજ |
| ,, | લક્ષ્મીરામ ઇશ્વર ત્રિપાઠી | ,, | ,, |
| ,, | વૈદ્ય જમીઅતરામ રામશંકર | ,, | મરોલી |
| ,, | ઉત્તમરામ વિદ્યારામ રાવળ | ,, | વીરમગામ |
| ,, | સુંદરલાલ વિદ્યારામ રાવળ | ,, | વઢવાણ |
| ,, | મણીશંકર વિઠ્ઠલજી આચાર્ય | ,, | દેત્રોજ |
| ,, | ગણપતરામ અંબારામ | ,, | વહેલાળ |
| ,, | મોતીલાલ છગનલાલ દવે | ,, | તીથવા |
| ,, | ભોગીલાલ કૃપાશંકર ત્રિપાઠી | ,, | સરખેજ |
| ,, | લલ્લુભાઇ કૃપાશંકર ત્રિપાઠી | ,, | ,, |
| ,, | દલસુખરામ આત્મારામ ત્રિપાઠી | ,, | ,, |
| ,, | પ્રાણજીવન અમરેશ્વર | ,, | પેટલાદ |
| ,, | જટાશંકર બાપુજી | ,, | ,, |
| ,, | લીંકરરાવ અચરતલાલ સૈયદ બી એ. | ,, | અમદાવાદ |
| ,, | ચંકરલાલ બુલાખીદાસ દવે | ,, | અમદાવાદ |
| ,, | બાપુજીભાઈ જગન્નાથ | ,, | ,, |
| ,, | નાનાલાલ ભાઉશંકર ભટ્ટ | ,, | ,, |
| ,, | હરનારાયણ રામજી | ,, | ,, |
| ,, | મણિશંકર ગણપતરામ ભટ્ટ | ,, | ,, |
| ,, | કેશવલાલ મગનલાલ ત્રિવેદી | ,, | ,, |
| ,, | બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ | ,, | ,, |

## પ્રથમ વર્ષનું લવાજમ.

| | | | |
|---|---|---|---|
| રા૰ રા૰ | બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ | ૧-૦-૦ | અમદાવાદ |

# કેળવણીની વૃદ્ધિ સાથે આપણામાંથી બ્રાહ્મણોનો આપણા ઉપરનો અધિકાર ઘટતો આવે છે.

કેળવણીની વૃદ્ધિ સાથે બ્રાહ્મણોનો અધિકાર ઘટતો આવે છે. પણ આપ પ્રશ્ન કરશો કે એથી લાભ છે કે હાનિ ? એનો ઉત્તર કે—જે સ્વાભાવિક છે, જે થવું જોઈએ, તે જ થાય છે; એટલે વિશ્વગતિ જો હમેશાં સત્પરિણામ તરફ જ વળતી હોય તો આથી બેશક લાભ જ થવો જોઇએ. જૂનાં પાંદડાં ખરી નવાં પાંદડાં આવતાં, વૃક્ષ યુવાન બલવત્તર અને સુશોભિત બને છે તેમ જ અન્ધકાર આલસ્ય આદિ તમોગુણથી જનસમાજનો જે જે ભાગ વ્યાપ્ત હોય તે ધીમે ધીમે ખરી જઇ નવા ભાગ માટે માર્ગ કરી આપે એ સ્વાભાવિક છે. જનસમાજ એક વૃક્ષ સમાન છે, એમાં કોઇ પણ ભાગ હમેશ માટે લુપ્ત થાય એમ તો બનતું જ નથી, માત્ર જીર્ણ ભાગને સ્થાને નવીન ભાગ આવે છે એટલું જ. આ જ રીતે જેમ જેમ નિર્જીવ થએલો બ્રાહ્મણ વર્ગ અસ્ત થતો જશે તેમ તેમ એનું સ્થાન, ધાર્મિકતાથી યુક્ત અને કૉલેજ આદિ સાધનોવડે વિદ્યાસંપન્ન થએલા પુરુષોથી પૂરાશે, કારણ, એ જ ભવિષ્યના 'બ્રાહ્મણો' છે, અને એ જ 'બ્રહ્મ' ના ખરા સ્વરૂપનો વિચાર તીવ્ર જિજ્ઞાસાથી, શુદ્ધ પ્રેમથી, અને વિશાળ બુદ્ધિથી કરવા સમર્થ થશે. હાલના ગ્રેડ્યુએટો તેવા છે એમ કહેવાનો આશય નથી. પણ વિદ્યાનું સ્થાન જે પાછળના વખતના હિન્દુસ્થાનમાંથી ઘણે ભાગે લુપ્ત જેવું થઈ ગયું હતું તેનો પુનરુદય હવે યુનિવર્સિટીઓમાં જ થવા સંભવ છે એટલું જ મ્હારૂં તાત્પર્ય છે. એક ગ્રેડ્યુએટ તરીકે એ વર્ગ માટે હું અભિમાન કરૂં છું એમ જરા પણ મનમાં લાવ્યા વિના, મ્હારા વિચારની સ્વતઃ સારાસારતા તપાસજો. બ્રાહ્મણો વિષે મને અનાદર છે એમ ન સમજશો. પ્રાચીન માટે મને અતીવ માન અને પૂજ્યબુદ્ધિ છે, મ્હારા પ્રતિક્ષણના એ ગુરુઓ છે, મ્હારું હૃદય એમને હાથે જ ઘડાય એમાંજ હું મ્હારૂં સુભાગ્ય સમજું છું. વર્તમાન બ્રાહ્મણો માટે મને દયા છે, એમાંના કેટલાકમાં હું બહુ પવિત્રતા અને શાંતિ જોઉં છું, અને તેથી તેવાને માટે, એમની વિદ્યાહીનતા છતાં પણ, મને માન રહે છે. પરંતુ ઘણો ભાગ તો વર્ણચતુષ્ટયમાંથી એક પણ પ્રકારની વૃત્તિ વિનાનો અને તેથી શૂદ્ર કરતાં પણ અધમ થઈ ગયો છે એમ કબુલ કર્યા વિના નહિ ચાલે. આમાં એમનો દોષ નથી. વિદ્યા એ 'art of peace' (શાંતિસમયની કલા) છે—જેનો પાછળના વખતના હિન્દુસ્થાનમાં સંભવ નહોતો, જનસમાજને એનો ખપ જણાયો નહોતો, અને તેથી ઘણા ખરા બ્રાહ્મણોમાં એની છત પણ નહોતી; છતાં પ્રમાણમાં એમણે બહુ જ્ઞાન સાચવી રાખ્યું છે. પરંતુ જો હાલના અનુપમ શાન્તિના સમયમાં પણ એઓ પોતાનું કર્તવ્ય કરવા જાગે નહિ, તો પછી એમને માટે દયા પણ ક્યાં સુધી રહેશે ? બ્રાહ્મણોમાં બ્રાહ્મત્વ નહિ હોય તો એમનો ઉચ્છેદ થશે જ, અને થવો જ જોઈએ, કારણ કે જગતનો નિયન્તા પરમ દેવ છે, અસુર નથી; અને જે અસત્ છે, સ્વસ્વરૂપ ભ્રષ્ટ છે, એ લાંબી વાર ટકી શકતું નથી એવી વિશ્વવ્યવસ્થા છે. સર્વનો ઉપક્રમ સત્સ્વરૂપ તરફ જ હોય એ વેદાન્તસિદ્ધાન્તને અનુસરીને છે, અને બ્રાહ્મણો ખરા બ્રાહ્મણ થાય નહિ તો લુપ્ત થાય એમ ઇચ્છવામાં આપણે વેદાન્ત સિદ્ધાન્તનો જ જય ઇચ્છીએ છીએ. (સુદર્શન. ૧૮૯૮.)

REGISTERED No B. 891

# गुर्जर ब्राह्मण.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रस्समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानीव आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બન્ધુઓ! એકત્ર થાઓ, વાણીમા, વિચારમાં અને કર્મમા એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારા હૃદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામા ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.

વર્ષ ૩, અંક ૭-૮. [ માસિક. ] પોષ,-માઘ. સંવત્ ૧૯૬૮.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.

પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.



વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧ અગાઉથી

પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમા મોતીલાલ શામળદાસે છાપ્યુ

# નિયમો.

૧. વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખો માટે લેખક જ જવાબદાર છે.

૨. માસિકમાં હરકોઇ વિષયના લેખો મોકલવાની ગુજરાતી પ્રજાને છુટ છે. વ્યક્તિગત ચર્ચા લેવામાં આવશે નહિ, તેમ જ લેખ માસિકમાં નહિ લેવામાં આવે તો તે અમે પાછો મોકલવા બંધાતા નથી. લેખ કાગળની એક જ બાજુએ સારા અક્ષરથી લખી મોકલવો જોઇએ સહી વગરના લેખો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ.

૩. નવા ગ્રાહક થનારે લવાજમ અગાઉથી મોકલવું. અને ગ્રાહકોએ વર્ષ પુરૂં થતામાં લવાજમ મોકલી દેવું. મનીઓર્ડર તન્ત્રી ઉપર સરખેજ મોકલવો. પત્ર વ્યવહાર અમદાવાદને સરનામે કરવો. માસિકનો નમુનાનો અંક એક આનાની ટીકીટ મોકલે મોકલવામાં આવશે.

૪. માસિક દરેક માસની અમાવાસ્યા સુધીમાં ન મળે તો વ્યવસ્થાપકને પત્રથી જણાવવું. સિરનામાના ફેરફારથી વ્યવસ્થાપકને વાકેફ કરના નહિ તો માસિક ગેરવલે પડે તેને માટે અમે જોખમદાર નથી. માસિકના સરનામા ઉપરનો નંબર લખવા કૃપા કરવી.

૫. લવાજમ મોકલ્યા પછી એક બે મહીને માસિકમાં પહોંચ આવી ન હોય તો પત્રથી પુછાવવું.

---

# વિનતિ.

માસિકનો આવતો ૯ મો અંક વી. પી. કરવામાં આવશે; માટે જેમનું લવાજમ ન આવ્યું હોય તેમણે મોકલી દેવું, અને બાકીના એ વી. પી. સ્વિકારવું. વી. પી. સ્વિકારવું ન હોય તેમણે અમને ફાગણ સુદી ૧૫ સુધીમાં પત્રથી જણાવવું. ના નહિ લખી હોય તેઓ વી. પી. લેવા કબુલ છે, એમ ગણી તેમના ઉપર વી. પી. મોકલવામાં આવશે. જે ગૃહસ્થોનાં ૨જા તથા ૩ જા વર્ષનાં લવાજમ બાકી હોય તેમણે ત્વરાથી મોકલાવી દેવાં.

વ્યવસ્થાપક.

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गै-
स्तुष्टुवा ᳪ सस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥ तदात्मनि निरते
य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ उपनिषत्.

શબ્દાર્થઃ—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે કલ્યાણને જોઇએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદ્‌માં કહેલા ધર્મો હો, તે મારામાં હો.

વર્ષ ૩, અંક ૭-૮. [ માસિક. ] પૌષ-માઘ. સંવત્ ૧૯૬૮.

## કેળવણી.+

પ્રમુખ મહાશય અને જ્ઞાતિબન્ધુઓ,

ઘણા શિક્ષણશાસ્ત્રીઓનો એવો દૃઢ અભિપ્રાય છે કે બાળક જન્મે છે ત્યારથી જ તેની કેળવણીનો પ્રારમ્ભ થાય છે. આ મહાન સત્ય દરેક વિચારશીલ પુરુષને સ્વીકારવું પડે તેવું છે. પોતાની આસપાસની વસ્તુસ્થિતિ ક્રમે ક્રમે બાહ્યેન્દ્રિયદ્વારા બાળકના કુમળા ચિત્ત ઉપર છાપ પાડયા જ કરે છે, અને આ છાપ પોસ્ટ ઓફિસની છાપની પેઠે તે ચિત્તરૂપી સ્ટેમ્પ ઉપર ચિરસ્થાયી થાય છે; અર્થાત્, બાલ્યાવસ્થામાં કુદરતી રીતે અજાણપણે શિખાયલી ટેવો ભવિષ્યમાં પ્રત્યેક બાળકની જિન્દગીનું સ્વરૂપ ઘડવામાં સહાયભૂત નીવડે છે. બાળકનુ ચિત્ત મીણ જેવું કલ્પાયલું છે અને ખરેખર તે મીણરૂપ જ છે.

આ સંસારસાગરમાં ઝંપલાવ્યા પછી, અર્થાત્ સ્ત્રીપુરુષ તરીકેની પોતાની જિન્દગી શરૂ કર્યા પછી, દરેકની ફરજ છે કે આ મહાન સત્યનું મનનપૂર્વક ગોખણ કરી રાખી તે સત્યનો પ્રકાશ પોતાના જીવનમાં હમેશાં પડ્યા રહે એમ સતત પ્રયત્ન કરવો જોઇએ. શોચની વાત છે કે ઘણાં માબાપો આ સત્ય ન જાણી માબાપ તરીકેના તેમના ઉત્તમોત્તમ ધર્મોમાં ચૂકે છે! અને અનીતિમાન સ્ત્રી પુરુષોને ઉપજાવવા માટે જોખમદાર બને છે!!

---

+ તા. ૩૧-૧૨-૧૯૧૧ ને રોજ રા. રા. રણછોડભાઈ હૃદયરામ દવેને હાથે ઊમરેઠમાં સ્થપાએલી 'શ્રી ભારતીય બાજ ખેડાવાળ બ્રાહ્મણ સમાજ' આગળ વાંચવામાં આવેલું ભાષણ.

કેળવણીનો ખરેખરો પાયો ગૃહમાં નંખાય છે, તેટલા માટે ગૃહશિક્ષણ પર ખાસ લક્ષ આપવાની જરૂર છે. પાશ્ચાત્ય દેશોમાં ફરી આવેલા અને ત્યાંના રીતરિવાજોથી વાકેફ થયેલા આપણા લોકો બૂમ મારે છે કે હિન્દુસ્થાનમાં—આપણા આર્ય લોકોના આર્યાવર્તમાં—બિલકુલ ગૃહશિક્ષણ છે જ નહિ. ઇંગ્લંડ જેવા સુધરેલા દેશમાં બાળકોની બધી જાતની કાળજી રાખવાનુ કામ માતાનુ જ છે,—ઉત્તમ ગૃહશિક્ષણ આપવાનું કામ પણ માતા જ કરે છે; ત્યારે આપણા પુરાણા દેશમાં બિચારા પિતાને માથે ગૃહનો સઘળો બોજો પડે છે! આવી શોચનીય સ્થિતિ હોવાનું કારણ દૂર શોધવા જવું પડે તેમ નથી. આપ સર્વને વિદિત છે કે પાશ્ચાત્ય સુધરેલા દેશોમાં એકેએક માતા કેળવણી પામેલી હોય છે. વધારે નહિ તો સાધારણ લખતાં, વાંચતાં અને હિસાબ રાખતાં તો તેને આવડતું જ હોય છે. બાળપણમાં છોકરાંઓને નાની નાની નજીવી દેખાતી બાબતોમાં પણ સત્ય, ધર્મ, દયા, નીતિ, સ્નેહ, સૌન્દર્ય વગેરેની લાગણીઓ ઉત્પન્ન કરાવી ખિલવવાની જે કળા પાશ્ચાત્ય માતામાં દૃષ્ટિગોચર થાય છે તેને જ લીધે તે દેશોનાં સ્ત્રીપુરુષોમાં એક જાતનું વિશિષ્ટ વ્યક્તિત્વ ( personality ) જણાય છે, અને આ વ્યક્તિતાને લીધે જ જ્યાં જાય છે ત્યાં તેઓ સંમાન્ય બને છે. એથી ઉલટું, આપણા પરમપૂજ્ય દેશમાં હાલમાં આપણી માતાઓ, બેનો, અને સ્ત્રીઓ અસંખ્ય નજરે ચઢે છે જેઓ તદ્દન નિરક્ષર, કાળા અક્ષરને કૂટી મારે તેવાં હોય છે!!! આ ઉપરથી સહજ સમજી શકશો કે દરેક પ્રકારની આબાદીનું મુખ્ય કારણ **કેળવણી** છે, અને વિશેષ કરીને **સ્ત્રીકેળવણી** છે.

મારા પ્રિય જ્ઞાતિબન્ધુઓ, આપણી જ્ઞાતિમાં અનેકાનેક **છોકરાઓ** અભણ રહે છે એ વાતનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને અત્યંત ખેદ થાય છે કે આપણી નાતમાં સ્ત્રીકેળવણીની વાત તો કરવાનો પ્રસંગ જ નથી! તેમ છતાં મારો દૃઢ અભિપ્રાય એવો છે કે **પ્રથમ છોકરીઓ અને પછી છોકરાઓને** કેળવણી આપવી જોઇએ. બન્નેને કેળવણીની સરખી જ આવશ્યકતા છે, છતાં છોકરીઓને—આપણી ભવિષ્યની માતાઓને, આપણાં ભવિષ્યનાં બાળકોને કેળવનાર માતાઓને—તે વિશેષ અગત્યની છે.

આપણે વારંવાર સાંભળીએ છીએ કે 'છોકરીઓને—સ્ત્રીઓને—ક્યાં કમાવા જવું છે!' પણ પ્રિય બન્ધુઓ, મેં ઉપર સ્પષ્ટ જણાવ્યું તેમ કમાવું એ કાંઈ શિક્ષણનો અન્તિમ હેતુ નથી, પણ **આપણી બાહ્ય તેમજ આન્તર ઇન્દ્રિયોને સંપૂર્ણ રીતે ખિલવવી અને તે દ્વારા જ્ઞાન સંપાદન કરી આ મનુષ્યજીવનની સાર્થકતા સાધવી એ જ સર્વ શિક્ષણનો ઉદ્દેશ હોય છે.** વળી, આપણા પ્રાચીન ગ્રન્થો વાંચનારાઓને માલૂમ છે કે યાજ્ઞવલ્ક્યની સ્ત્રી મૈત્રેયી, મણ્ડન મિશ્રની સ્ત્રી, ગાર્ગી વગેરે સ્ત્રીઓએ ઊંચા તત્ત્વજ્ઞાનના વિષયોમાં પુરુષોને પણ હંફાવ્યા હતા. મહાકવિ ભવભૂતિકૃત ઉત્તરચરિતમાં વાસન્તી અને આત્રેયી નામની બે સ્ત્રીઓ રામચન્દ્રના પુત્ર લવકુશની સાથે ભણતી હતી એવું બતાવેલું છે. પ્રાચીન આર્ય સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ ન મળતું હોત તો પવિત્ર સાવિત્રી, અનસૂયા, મન્દોદરી, સીતા વગેરે આદર્શરૂપ સ્ત્રીઓનાં નામ આપણે સાંભળત જ નહિ.

આ ઉપરથી આપ સર્વ સમજ્યા હશો કે ગૃહસંસારના સર્વ સુખના સાધનરૂપી સ્ત્રીકેળવણી દરેક દેશમાં, દરેક સમાજમાં, અને દરેક જ્ઞાતિમાં સર્વાંશે જરૂરની છે. તો પછી

આપણા જેવી અનેક બાબતોમા પછાત, ઘણી જ પછાત, જ્ઞાતિમાં તેની આવશ્યકતા અને ઉપયોગિતા વિષે વધારે કહેવાની જરૂર રહેતી નથી. મણ્ડનમિશ્રને ત્યાં શંકરાચાર્ય ગયા ત્યારે તેમને માલૂમ પડ્યુ હતું કે મેના જેવા પ્રાણીઓ પર પણ ગૃહપરિસ્થિતિની અસર નિસીમ હોય છે. તો ભવિષ્યમાં સામ્રાજ્યો સ્થાપનાર મનુષ્યબાળકો પર તેની અસર કેવી હોઈ શકે તે તો માત્ર કલ્પનાગમ્ય જ છે. અને કોણ સહૃદય પુરુષ એમ કહેવાને હામ ભીડે એવો છે કે આ બાળકોને ગમે તેવી અશિક્ષિત માતાઓના નિન્દ્ય હાથે ઊછરવા દો ?

આપણી જ્ઞાતિના સઘળા કલહ અને કલેશ સ્ત્રીઓમા કેળવણીના નિતાન્ત અભાવને લીધે જ ઉદ્‌ભવે છે એવુ સર્વ કોઈ વિચારવન્ત પુરુષને જણાયા વગર રહ્યુ નહિ હોય. બે બાઇઓ વચ્ચેના, સાસુવહુના, નણદભોજાઈના, વગેરે અનેક જાતના ક્લેશોનુ ઊંડામા ઊંડુ અને મુખ્ય કારણ આપણી છોકરીઓને આપણે તદ્દન મૂર્ખ રાખીએ છીએ એ જ છે. કેળવણીના સતત અમૃતરૂપ ઝરાનુ તેમને પાન કરાવીએ તો તેમના ચિત્તમા વિશાળતા જરૂર આવે અને હાલના અસંખ્ય ઝઘડાઓમાના ઘણાખરા નાશ પામે. દરેક શિક્ષિત પુરુષને પોતાની સ્ત્રી તદ્દન અશિક્ષિત અને મૂર્ખ જોઈ કેટલો ખેદ થતો હશે તે સહેજ કલ્પી શકશો. ૧૬-૧૭ વર્ષની ઉમરે સાસરે રહેતી વહુને તેના પતિને ક, ખ, ગ, ઘ, ઙ શિખવવું પડે એ કેટલી શોચનીય વાત ! ! આવી અભણ સ્ત્રીઓ સંસારમા પતિને સુખરૂપ શી રીતે નીવડી શકે ? ભવસાગરના અનેક વાર ઊછળતા મોજાઓમાથી બચવાને તેને શી રીતે મદદ કરી શકે ? ધૈર્ય અને ઈશ્વરાર્પણની બુદ્ધિથી અસંખ્ય સંકટો અને સેંકડો આપદા સહન કરવામા કેવી રીતે સહધર્મિણી બની શકે ? નજ બની શકે, અને આ વાતનો સાક્ષી આપ સર્વનો અન્તરાત્મા જ છે. આની પુષ્ટિમા એક સર્વેથી સમજાય એવો દાખલો આપવાની રજા લઉં છુ આખા ઊમરેઠ ગામની આપણી નાની મોટી, વિધવા સધવા, સર્વ સ્ત્રીઓને અત્ર એકઠી કરીએ તો હું ખાતરીથી કહુ છુ કે ૫૦% કરતાં પણ વધારેને પેલી ઘડીઆળમાં કેટલા વાગ્યા તે જોતાં નહિ આવડે ! ! ! અરેરે ! આથી તે વધારે હૃદયદ્રાવક સ્થિતિ કેવી હોઈ શકે !

આટલા વચનાણુથી સ્ત્રીકેળવણીનો વિષય આપ સમક્ષ ચર્ચવાનુ તે વિષયની ઉપયોગિતા એ જ કારણ છે. હવે આપણા છોકરાઓની કેળવણી સંબન્ધી કાંઈક વિચાર દર્શાવું છુ.

(૧) આપણી નાતના ઘણા છોકરાઓને બિલકુલ અંગ્રેજી શિખવવામા આવતું નથી. અંગ્રેજી ભાષાનુ પ્રાબલ્ય, અંગ્રેજી સાહિત્યના જ્ઞાનની આવશ્યકતા અને અંગ્રેજ તેમજ અન્ય પાશ્ચાત્ય પ્રજાઓના વિશિષ્ટ લક્ષણોનુ અનુકરણ—આ સઘળુ બાજુ પર મૂકીએ તો પણ હાલમા આપણી સ્થિતિ જ કાંઈક એવી છે કે અંગ્રેજી જ્ઞાન વિના એક પગલું પણ અંધારામાં ભરતા હોઈએ એવુ લાગે છે. માટે આપણી જ્ઞાતિને મારી નમ્ર વિનતિ છે કે બને ત્યાં સુધી એક પણ છોકરો ઓછામા ઓછુ અંગ્રેજી મેટ્રીક્યુલેશન સુધી શિખ્યા વગર ન રહેવો જોઇએ કેળવણીને કેવળ ઉદરપોષણનું સાધન માનશો તો મોટામાં મોટી ભૂલ થશે; માટે આ વાત ખાસ લક્ષમા રાખવાની છે કે મનોવિકાસ ન થાય ત્યા સુધી દરેક મનુષ્ય—પછી તે ધનાઢ્ય હો કે રંક હો—પોતાને ને અન્યને ભારરૂપ જ લાગશે

(૨) શારીરિક કેળવણીની જરૂર માનસિક કેળવણી જેટલી જ છે. ભણી ગણી

શરીરે નિર્માલ્ય થવું તે બેશક અનિષ્ટ છે, માટે શરીરબળ જરા પણ ઓછું થાય નહિ એવી રીતે જ માનસબળ પ્રાપ્ત કરવાનું છે. ઉલટું, નિયમિત વ્યાયામથી શરીરને તેમજ મનને કસવામાં આવે તો બન્ને એક બીજાને હાનિ ન કરતાં સર્વથા પુષ્ટિ આપે છે. મને આનન્દ થાય છે કે શરીરબળની બાબતમાં આપણી નાતના છોકરાઓ બીજી કોઈ નાતવાળાઓને નમતું આપે એવા નથી.

(૩) ગૃહશિક્ષણની વાત કરતાં આગળ કહેવામાં આવ્યું તે પ્રમાણે છોકરાંઓનું નીતિબળ—જે શારીરિક અને માનસિક બળ કરતાં વધારે અગત્યનું છે—તેમનાં માબાપે જ આરંભથી દૃઢ કરવાનું છે. નાની નાની બાબતોમાં તેમને સત્ય, પ્રેમ, અને સૌજન્યનાં દૃષ્ટાન્તો આપવામાં આવે અને અનીતિ, અસત્ય, અદાક્ષિણ્યનાં કુચ્છન્દોથી તેમને દૂર રાખવામાં આવે તો જ આ આપણી ભવિષ્યની પ્રજા વિષે આપણને સારી આશાઓ બાંધવાનું કારણ મળશે. ઉલટું, આપણને કાંઇ માન અને અભિમાનથી ઊંચું જોવાનો પ્રસંગ આવશે. નૈતિક બળમાં કેટલું બધું સામર્થ્ય છે તે નીતિમાન જનો જાણે છે એટલું જ નહિ પણ ઘણે વખતે અનીતિમાનને પણ તેનું ભાન થાય છે. તેથી આપણી ભવિષ્યની પ્રજા, જેના ઉપર સર્વ વિકાસનો આધાર છે, તેમને નૈતિક બળ પ્રાપ્ત કરાવવાની દરેક માબાપની પ્રથમ ફરજ છે. માબાપ તરીકેના પોતાના ધર્મો નહિ સમજતાં કે નહિ અદા કરતાં કોઈ પણ માણસોને તેમનાં અનીતિમાન કુચ્છન્દી છોકરાંઓને માટે નિશાળના શિક્ષકોને માથે આરોપ મૂકવાનો જરા પણ હક નથી. રાત્રિદિવસ તમારી પાસે રહેતાં છોકરાંને તમે સુધારી ન શકો તો અનેક જાતનાં, અનેક વિલક્ષણતાવાળાં છોકરાંને પાંચ કલાકમાં બિચારો શિક્ષક શી રીતે સુધારી શકે ?

આ પ્રમાણે શારીરિક, માનસિક, અને નૈતિક કેળવણી પામેલો માણસ જ માણસ છે, અને તે વગરનો પુરૂષ કે સ્ત્રી પશુસમાન છે એ બતાવવા પ્રયત્ન કર્યો. કેળવણીના અનેક ફાયદાઓમાંથી થોડાએક ઉપર ગણાવ્યા અને તે ઉપર કાંઇક વિવેચન પણ કર્યું. આપણી જ્ઞાતિમાં જે અજ્ઞાનના થરો જામી ગએલા છે તે સર્વનો જડમૂળથી નાશ કરનાર એક જ ઉપાય છે,—અને તે ઉપાય ઉપર જણાવ્યું તેમ **કેળવણી** જ છે.

એ અજ્ઞાનના થરો વિચાર કરતાં મને જણાયા તે પ્રમાણે નીચે ગણાવું છું:—

(૧) સર્વ પ્રગતિનો નિરોધ કરનાર બાળલગ્ન.

૨૦ વર્ષના થયા પહેલાં આપણા બાળકોને ગૃહસ્થાશ્રમ ન માંડવા દેવાનો આપણા પ્રાચીન મહર્ષિઓનો સ્તુત્ય રિવાજ આપણે કદી પણ છોડવો જોઇએ નહિ.

(૨) કુટુંબનું સત્યાનાશ વાળનાર કન્યાવિક્રય.

પોતાની પુત્રીને ખુરશી કે ટેબલ જેવા એક પદાર્થ પેઠે **વેચવી** એથી બીજું અધમ શું !

(૩) અઘટિત પહેરામણી.

પારસી કોમનું નિકન્દન કરવા તત્પર થઈ રહેલા આ ચેપથી આપણે ઘણા જ સાવધ રહેવું જોઇએ.

(૪) ગરીબોને દેવાના કુવામાં ઊતારનાર કાયદું.

મરણનાં કે વિવાહનાં કોઈ પણ ખર્ચ કરવાને માટે નાત તરફથી, ફરજ ન પડવી જોઇએ,–એ સત્ય વિચારકો સ્વીકારશે.

(૫) જંગલીપણું સૂચવનાર અનેકસીલગ્ન.

(૬) અનેક જાતનાં અણછાજતાં અને અશ્લીલ શેવાફૂટણાં.

આ સર્વ અજ્ઞાનતિમિરને માટે ઉપર કહ્યા પ્રમાણે કેળવણીનો દીપ નહિ પ્રકટાવીએ ત્યાંસુધી તે તિમિર નષ્ટ નહિ થાય એટલું જ નહિ પણ પ્રતિદિન ગાઢતર થતું જશે, અને તેને નષ્ટ કરવાનો શ્રમ વધારે અને વધારે કઠણ થતો જશે. માટે સર્વ જ્ઞાતિબન્ધુને મારી વિજ્ઞપ્તિ છે કે એક મોટું ફંડ ઊભું કરી+ તેમાંથી જે ગરીબ છોકરાઓ ગુજરાતી તેમજ અંગ્રેજી ભણવાને અશક્ત હોય તેમને મદદ કરવી અને છોકરીઓને શિક્ષણ લેવામાં ઉત્તેજન આપવું બીજા બધા પ્રયાસો કરતાં આ પ્રયાસ મને દૂરગામી જણાય છે, અને તેમાં જ જ્ઞાતિનું શ્રેય સમાયલું છે એમ હું માનુ છું. **દરેક સ્ત્રીપુરુષ પોતે જાતે જ વિચાર કરી શકશે નહિ ત્યાં સુધી સુધારાના પ્રયાસો ઘણે અંશે નિષ્ફળ નીવડશે એમાં સંદેહ નથી; માટે કેળવણીનુ બીજ સત્વર વાવશો તો જ વિના શ્રમે બધો સુધારો કરી શકશો.**

અમદાવાદ.
તા. ૨૭–૧૧–૧૯૧૧.

સાકરલાલ અમૃતલાલ દવે.

---

# જ્ઞાતિભોજન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૩૮ થી. )

નાત ૫૦–૧૦૦–૨૦૦–૪૦૦–૬૦૦ ઘરની હોય છે. કેટલીક ૨૦૦૦ ઘરની હોય છે. તેમજ કેટલીક ૪૦૦૦ની પણ હોય છે. આ સમયમાં પણ નવી ઉત્પન્ન થાય તે અસંભવિત નથી. વિલાયત જઈ આવેલા અથવા નાત બહાર મુકાયલા શ્રીમન્ત ગૃહસ્થો નવી નાતનો પાયો નાખે તે બનવા જોગ છે. ધીમે ધીમે તે વધી મજબૂત વખત જતાં થાય ખરી. નજીકનાં સગાં, વહાલાં, આશ્રિતો, ખુશામતીયાઓ તે લોકો સાથે જોડાય તે પણ શક્ય છે. અને આ પ્રમાણે નવી નાત હયાતીમાં આવે પણ ખરી! મનુષ્યજાતિની શોધખોળને હદ હોતી નથી. ઇશ્વરની શક્તિ આ વિશ્વને રચી વિરામ પામી. આ સૃષ્ટિ ઇશ્વરની મહાન્ કીર્તિ અથવા તો રમત ગણાય છે. ( लोकवत्तु लीला कैवल्यमेव ) માણસની ક્રીડાની તો હદ ક્યા હોય છે! મનુષ્યજાતિ ચૈતન્ય જગતની ચમત્કૃતિ જ છે!!

હવે વિષયાંતર જવા દઇશું. કેટલીક નાતોમા નિમન્ત્રણનું કામ સરળ કરવાને નાતની વિટન–એ–જેમોટ ( પચાયત ) નાં દફતરમાં જ્ઞાતિનાં ઘરોની નોંધ હોય છે જ્યારે પ્રસંગ

---

+ જણાવતાં આનન્દ થાય છે કે કેળવણીને માટે લગભગ રૂ. ૬૦૦૦ નું ફંડ સભા ચાલતી હતી તે વખતે જ થયું હતું.

જ કરવો. રસોઇયાઓ કામે વહાણાના પોરથી જ વળગે છે. કેટલીક વખત તો જમણુ-વારના આગલા દિવસથી જ કામમાં મસગુલ થયેલા માલમ પડે છે. ઘહુંની કણુક કેળવ-વાને પાદનું પ્રક્ષાલન કરી, તમણુના તાપથી તપેલા, ને પરસેવાનાં પાણી ટપકાવતા તેમને ચપળતાથી નાચતા જોતાં રમુજ કોઇ અલૌકિક જ અનુભવાય છે. આ નૃત્યને ભોજનપૂર્વે તાંડવ પણ કહી શકાય! અશ્રાન્ત કાર્યદક્ષો! : ઘહું ને ઘી માટે ગુજરાત પ્રખ્યાત છે. ખાંડ બનાવવામાં મોરીશીયસ ઘણું ખતી છે. અને બધાંના મુરબ્બી આશ્રયદાતા જ્ઞાતિભોજન કરાવનારાઓ છે! જો જ્ઞાતિભોજન ન હોય તો, ઘી, ખાંડ, ઘહું, ચોખા, દાળ વગેરે આ બાજુએ કદાચ હાલ છે તે કરતાં ઘણાં સોંઘાં વેચાત. છપ્પનીયામાં પણ જ્ઞાતિભોજનના ગાલની લાલી ફીકી પડેલી જોવાઇ નથી. ઇશ્વર તેને હેમખેમ કુશળ રાખો!!

જમવાનો વખત સાંજના ૪ થી રાત્રીના ૧૧ સુધીનો હોય છે, અને કેટલીક જ્ઞાતિ-ઓમાં રાત્રીના ૧૧ થી પણ વહાણાના ૪ સુધીનો પણ હોય છે. દક્ષિણના રિવાજો સાથે સરખાવતાં અત્ર મોટો તફાવત માલમ પડે છે. ત્યાં જમણવાર સાંજના ૪ વાગે પૂર્ણ થાય છે. તે લોકો ગુર્જરોથી દરેક બાબતે ઉલટા છે. આ વાત દરેક બાબતમાં સત્ય જણાય છે. આ પ્રદેશમાં રૂ. ૧૦૦,૦૦૦ મળે-પેદા કરે મનુષ્ય પૈસાદારની પંક્તિમાં મૂકાવાની શરૂવાત કરતો માલમ પડે છે. ત્યાં તો લક્ષાધિપતિ સુવર્ણના મેરૂ જેવો શ્રીમન્ત લેખાય છે! અરે! એ વાત શા માટે? આ પ્રાન્તની હદ થાણાથી પૂરી થાય છે જ્યારે તેમની થાણાથી શરૂ થાય છે. રીતરિવાજ, પહેરવેશ, ટેવ, સ્વભાવ, દરેક બાબતમાં ઉલટાપણું માલમ પડે છે. ઠીક! ૩ાા-૪ વાગે સ્ત્રી પુરૂષો તથા બાળકો ભોજનભૂમિ તરફ આનંદિત વદને ગમન કરતાં માલૂમ પડે છે. મૂલ્યવાન રેશમ તથા જરીના પોષાક ધારણ કરેલાં, સુવર્ણાદિકના અલંકા-રોથી અલંકૃત થયેલા તે સજ્જનો દષ્ટિએ પડે છે. શીત ઋતુમાં મરીના, શાલ, પાભરી વગેરેની મદદ પણ લેવામાં આવે તે સ્વાભાવિક જ છે. સંભાળ પૂર્વક કેશ સમા-રવામાં આવે છે, અને તત્ત્વવેત્તાની નજરે પારીસની ફેશન અત્ર પગપેસારો કરતી જણાય છે. હાલનો સમય તેને અનુકૂળ છે. હીન્દુ ધડ ઉપર યુરોપીય મસ્તક પણ યોગ્ય જ છે! નાના મોટા સર્વે મનુષ્યો રસિક સહૃદય બન્યા હોય તેમ લાગે છે. તેઓ આત્માના નિવાસસ્થાન આ અદ્દભુત ગૃહને સારા રોનકદાર છાપરાથી શણગારી તે આનંદસ્વરૂપના આનંદમાં વૃદ્ધિ કરે છે! સંકુચિત મનના કર્મઠો જેવા વૃદ્ધ ધર્માંધો નિંદા કરતા માલૂમ પડે તો નવાઇ નથી. આ વિશ્વમાં સર્વત્ર વિચિત્રતા માલમ પડે છે, અને હજુ પણ તેનો કેટલો સંગ્રહ તેના ખજાનામાં હશે તે તો તેનો કર્તા જાણે. નિમન્ત્રેલાં સજ્જનો પંચપાત્ર સહિત જળપાત્ર સાથે પ્રયાણ કરતાં માલમ પડે છે. કેટલીક જ્ઞાતમાં પત્રાળાં પડીયા પણ લઇ જવા પડે છે. ભોજનભૂમિ પર તેઓ હારબંધ ગોઠવાઇ જાય છે. આ હારો સરળ હોય છે તેમ નથી. કેટલીક વખત ડ્રોઇંગ માસ્તરની પરીક્ષા થઇ જાય તેવી તરેહવાર આ-કૃતિઓની હોય છે. કેટલીક જ્ઞાતિઓમાં સ્ત્રી તથા બાળકોને પ્રથમ જમાડવામાં આવે છે. તે વાત હિન્દુ લોકો શીવ્લરસ (સ્ત્રી ઉપચાર શીલ, ઝનતવાઝ) નથી તેમ કહેનારાઓએ વિચાર કરવા જેવી છે. પીરસણુ ચાલતું હોય તે વખતે કેટલાંક ચતુર સ્ત્રી પુરૂષ પત્રાળાંમાં પીરસાતી વાનીઓમાંથી એકાદની વાનગી કહાડી જુએ તો વાંધો કોઇને ઉઠાવવાનું કારણ હોતું નથી. હોય, ચાલ્યું જાય છે. છૂટનો જમાનો છે, કેટલાક ચીકણા ડાહ્યા વાચકને આ વાત

તિરસ્કારપાત્ર જણાતી હશે. તે આમ કરનારને ગુનેહગાર ગણી પીનલકોડની કલમનો ઉપયોગ કરવાને ચૂકે તેવો ન હોય તો તેણે જાણવું જોઇએ કે, અમારા ડાકતર સાહેબ આ બાબતની તરફેણમાં છે. તેઓ પોતે જણાવે છે કે આપણી ઉત્કંઠા રોકવાથી આપણા દેહનાં ભયકર રોગ ઉત્પન્ન થાય છે! અસ્તુ, ગમે તેમ હો. આ છૂટ લેવાય છે તે વાત ખરી, પણ જમવાની છૂટ પીરસણ પૂરૂ થયે આપવામાં આવે છે. 'હરહર મહાદેવ' શબ્દો એ કાંઈ રજપૂતોના યુદ્ધક્ષેત્રમાં ઘૂમવાના સમયના જ સૂચક છે એમ નથી; એ શબ્દો જેને માટે યજમાને આ બધી તૈયારી કરવાનો પરિશ્રમ ઉઠાવ્યો તે સાર્થક કરવાના, અને જેને માટે કેટલાક સજ્જનોએ ઉપવાસાદિક તપ કર્યાં હોય છે તેનું ફળ ભોગવવાના સમયના પણ સૂચક છે. નિઃશંક મને પત્રાળામાં પીરસાયેલા પદાર્થોને, આતુર, મુખમા છૂટતા પાણીવાળા તપસ્વીઓ ન્યાય આપે છે. આનાથી વધારે તે મહાત્માએ શુ કરવુ જોઇએ? કેટલીક વખત માંહો-માંહેનો વિરોધ અથવા તો ખાનગી ઈર્ષ્યા અત્ર પ્રદર્શિત કરવામાં આવે છે. જમણભૂમિ રણભૂમિના રૂપમાં ફેરવાઈ જાય છે, અને પીરસાયેલા લાડુઓ તોપગોળાનુ રૂપ ધારણ કરે છે. પોલીસને વચ્ચે પડવાની જરૂર પડે છે, અને જ્ઞાતિ ગગા હોવાને લીધે યૂરોપીઅન કોન્સ્ટેબલો આવે તો-પણ અભડાતી નથી! પીરસાતી વખતે શાકાદિ પીરસવામાં પક્ષપાત થતો માલૂમ પડે છે. જોકે જ્ઞાતિમાં ઘૃત જળને સ્થળે છે, પણ શાકને માટે માથાં પણ ફૂટે છે! આ જ્ઞાતિભોજનમાં ચીજોનો નકામો વ્યય થાય છે એ કહેવું કાંઈ નિરર્થક નથી. જ્ઞાતિભોજનનું સ્થળ આહારવીર જનોનું સમરાંગણ છે, જે નેમાં આહાર દ્વંદ્વયુદ્ધો થતાં જણાય છે. લાડુવા અથવા મુખ્ય મિષ્ટ પદાર્થ, જે વધારે જમી શકે છે તે જય મેળવે છે, અને હારના મનુષ્યને કેટલીક વખતે જીતની કબુલાતમાં અમુક રકમ આપવી પણ પડે છે. એક પક્તિ જમી ઉઠયા પછી બીજી તે જ જગાએ જમવા બેસે છે. વચગાળાનો વખત આકર્ષક તેમ જ બીભત્સ હોઇ જોનારના મગજ ઉપર કાંઈ વિચિત્ર છાપ પાડે છે. જ્યારે જમણ ચાલતું હોય ત્યારે તેની એક બાજુએ વા 'આસપાસ જ્ઞાતિની પચાયતની મદદથી નાપિક વડે રોકાયલું ક્ષુધાર્ત્ત વદનવાળું ઢેડ-વાઘરી આદિનું દળ નજરે પડે છે. એક પક્તિ જમી ઉઠે અને બીજી બેસે ત્યાં સુધીનો સમયમાં આ દળ ઉચ્છિષ્ટ પત્રાળાં પડયાપર લૂંટ ચલાવે છે. તેઓ પત્રાળાં પડીઆ ઉપાડી જાય છે, અને તેમાંથી પ્રાપ્ત કરેલી લૂંટ, સાથે આણેલાં માટીનાં પાત્રોમાં ભરી લે છે. જ્યારે જમનારા પરિતૃપ્ત થાય છે ત્યારે હાથ તથા મોં પત્રાળાં પડીઆમાં જ ધુવે છે. બધુ ગંદુ ઢંઢાળો ઉપજાવે એવું થાય છે. જમનારાઓ ઊઠે છે કે તરત જ આ નીચ વર્ણના લોકોનો હલ્લો થાય છે. ઉચ્છિષ્ટ રહેલી ચીજો ઉપર કાગડા અથવા ગીધોની માફક આ લોકો ચોટ ચલાવે છે, ને તે પાત્રમાં ભરી લે છે, અને પોતાના બૈરાં-છોકરાં માટે ઘેર લઇ જાય છે. તેઓના ધસારા વખતે સર્વત્ર ઘોટાળો પ્રસરી 'રહે છે. કેટલાંક મનુષ્યો તેમને નિર્દયપણે તાડન પણ કરે છે. નાપિકનો દંડ ઉછળી 'રહે છે, અને આખરે ભોજનવ્યવસ્થાપક મંડળી યષ્ટિકા વગેરેની સહાયતાથી પગ પછાડતી ને બૂમો પાડતી પાર્લામેન્ટમાંના ઓલીવર ક્રોમવેલની પેઠે ભપકો મારી ભોજનભૂમિ ઉપરથી તેમને દૂર કરે છે. પેલા પાર્લામેન્ટના મેમ્બરોની માફક આ બધુ આ લોકોને ભારી પડી જાય છે, પણ હમેશાં આ સ્વાગત મળતું હોવાને લીધે તેને માટે તેઓ તૈયાર જ રહે છે. દર વખતે જમવા જનારાઓને પૂછી જ્યાં જમણ થવાનું હોય તે સ્થળથી તેઓ માહીત જ રહે છે. સજોગ

અને મહાવરો મનુષ્યના સ્વભાવનાં ઘડનાર છે. હલકી જાતમાં જન્મેલા હોવાને લીધે, ગરીબ સંજોગોમાં ઉછરેલા હોવાને લીધે, કેળવણીની ખામીને લીધે હલકાં ચાકરીનાં કામ કરતા હોવાને લીધે તેઓ પશુ જેવા થઇ ગયેલા જ હોય છે. શું વાંક તેમનો છે? શું ઊંચ વર્ણના લોકો આ વાતમાં નિર્દોષ છે? પોતાની માની લીધેલી ઉચ્ચતાના એવરેસ્ટ શિખરે બેઠા બેઠા. સ્વાર્થમાં રચ્યાપચ્યા રહી, હલકી વર્ણના લોકો જેઓ સામાજિક પર્વતની તલેટી વા ખીણમાં હોય, તેમના ઉપર દૃષ્ટિ તે શી રીતે નાખી શકે? આ અસ્વાભાવિક સ્થિતિ હજારો વર્ષોથી આર્યાવર્ત્તના જનસમાજમાં ચાલી આવે છે. જો ઊંચ વર્ણના જનો આર્યજનસમાજની અભિવૃદ્ધિ થઈ ઇચ્છતા હોય તો તેમણે પ્રથમ આ જનપશુઓને માણસો બનાવવા જોઇએ. આપણામાં વિદ્યાની વૃદ્ધિ થતી જાય છે અને આપણી આંખો ઉઘડવી જોઇએ. જેઓ આ કામમાં નિસ્વાર્થપણે મંડયા છે તેમને સહાયતા આપી જનસમાજમાંથી કુધારાનો કાદવ ધોઇ નાખવો જોઇએ. વર્ત્તમાન સારા ભવિષ્યની આશા આપે છે નિરાશાને ઘોડે બેસવાનું કાંઇ કારણ છે નહિ. આપણું તથા પરનું ભલું કરવાને

' હાલનો કાળ તો બાળ સૌથી ભલો, ઝાલ ઉદ્યમ હવે દોર હાંકી;
દીનતા દાખી દીલ દેવને રાખીને, કામ કર હામથી તર્ત તાકી!'

આ પણ વિષયાન્તર થયું. અસ્તુ. આ હલકી વર્ણ લોકોની સાથે ગાયો કૂતરાં પણ વખતે ઘસારો કરતાં માલૂમ પડે છે. અરે! એટલું જ નહિ, પણ ઊંચ વર્ણના લોકો આ પશુના અથવા જનપશુના ભાગરૂપ પત્રાળાં પડીઆમાંના વધેલા ઉચ્છિષ્ટ અન્નને સાંભરી લઇ પોતાનાં જળપાત્રમાં ભરી ઘેર પાળેલાં પશુઓને પોષવા લઇ જાય છે, તથા જો લગાર તે બાબતમાં આ જનપશુથી કાંઇક અડચણ થાય તો તેમને શિક્ષા કરવામાં ચૂકતા નથી. શિવ! શિવ! આ જીવનના રણસંગ્રામમાં હયાતીને માટે લડાઇ લડવામાં આવે છે અને તેનો અન્ત 'બળિયાના બે ભાગ' નિયમાનુસાર જ આવે છે. જે ચીજે જનસમાજનો એક ભાગ તુચ્છ કચરા જેવી ગણે, તે ચીજે જનસમાજના બીજા ભાગને મોજ શોખની–ભોગની વસ્તુ થઇ પડે તે કાંઇ અયોગ્ય ક્ષોભ પમાડે તેવું નથી. સ્નેહ અને તિરસ્કારની વૃત્તિઓ હોવા છતાં પણ સામાજિક, ધાર્મિક અને નૈતિક બાબતોમાં જનસમાજની એવી જ સ્થિતિ છે. સુધારા! તારી કુચ ખોટી છે. તારો વધારો મહાસાગરમાંની ભરતી જેવો છે. જ્યાં એક બાજુમાં ભરતી ચઢે છે ત્યારે બીજી બાજુએ ઓટ થતો જોવામાં આવે છે. જ્ઞાતિભોજન પૂરૂં થયે હલકી વર્ણના લોકો સ્વચ્છ સારા કાંઇ વધેલા વા ઉતરાવેલી લીધેલા ઉચ્છિષ્ટ મિષ્ટ પદાર્થોની યાચના કરે છે. તે મહા મુશ્કેલીએ તેમને આપવામાં આવે છે. ગાળો ને તિરસ્કારની વૃષ્ટિનાં જબરાં ઝાપટાં તેમને સહન કરવાં પડે છે. તેઓ જનસમાજનો કચરો છે અને કૂતરાં વા કુકરની તરફ જેમ વર્ત્તવવામાં આવે તેવી વર્ત્તણુકનાં ભોગ તેઓ થઇ પડે છે. ઉચ્છિષ્ટ ઉતરાવી લીધેલા મિષ્ટ પદાર્થો વસવાયાંને મળે છે.

એક પંક્તિ જમી ઉઠયા પછી, ઢેડ, વાઘરીનો હલ્લો શમ્યા પછી, રહેલાં પત્રાળાં પડીયા સાવરણા વા લાકડીઓવતી કહાડી નાખવામાં આવે છે. પછી પાણીથી માર્જન કરી તે ભૂમિ બીજી પંક્તિને માટે ઉપયોગમાં લેવાય છે. આ પ્રમાણે રાત્રીના ૧૧ વા ૪ સુધી હોય છે. કોડીયાંની દીપમાળા વા કીટસન લેમ્પને લીધે ઘણી હરકત દૂર થાય છે. કોઇક

ઠેકાણે શુભ ટાંકણે વાધ, જ્ઞાતિ ભોજન સમયે હાજરી આપતું માલૂમ પડે છે, અને કર્યું તથા છુટ્યા બન્નેને આનંદ મળે છે. આ ભોજનનો ખર્ચ રૂ. ૧૦૦ થી માંડી કેટલાક હજાર સુધી થતો હશે. માણસની આર્થિક સ્થિતિ ગમે તેવી હો પણ તેણે જ્ઞાતિભોજન માટે તૈયારી રાખવી જ જોઇએ. આ જ્ઞાતિ ભોજન ' ધણીને નો'ય જો ધન, ઘર ઘરેણું વેચાવે ' એમ છે હાલા, દીર્ઘદર્શી પુરૂષો બેન્કમા પોતાના મરણ પછી જમણ થવાને પૈસા મૂકે છે. પતિપુત્રવની ડોશીને પણ પોતાના બારમાની ચિન્તા ચિતા કરતા પણ અધિક હોય છે. જરહીન જનોને જીવ જતી વખતે તે ચિન્તા જમદૂત કરતા વધારે વિકરાળ લાગે છે અને તેથી કેટલાક નિકટના સબંધી વા મિત્ર તે વખતે નાણાં ધીરવાનુ માથે લે છે. આ પ્રમાણે ગમે તે સજોગોમાં ભોજન આપવું જ જોઇએ. તેમ ન થાય તો જ્ઞાતિથી બહિષ્કૃત થવાનો વા સામાજિક અપયશનો ભય માથે રહે છે. જ્ઞાતિભોજન, પવિત્ર ધાર્મિક સંસ્થા છે અને જો તે સારી રીતે ઉજવી ન શકાય તો દેવને પણ વાંકુ પડે અને સ્વર્ગે જ્ઞાતિભોજન ન કરાવનારને ન મળે, એટલું જ નહિ પણ જનમેજયનો સર્પમંત્ર અટકાવનાર અસિતના પિતા જરત્કારના પિતૃઓની પેઠે, તેના પિતૃઓની પણ અધોગતિ થાય ! તે એટલુ બધુ મજબુત છે કે સુધારાના સ્તંભરૂપ ગણાતા પુરૂષોને પણ તેને નમન કરી પોતાની વફાદારી જાહેર કરવી પડી છે. જો તેઓ જમણ ન આપે તો જ્ઞાતિજનો કદાચ તેનો બહિષ્કાર કરી દીવો દેવતા બંધ કરે એટલુ જ નહિ, પણ તેમનાં પુત્ર પુત્રીઓને કડક કુવારાં રહેવુ પડે.

અહા ! એક બાજુએ કેવો જૂલમ અને બીજી બાજુએ કેવી ગુલામગીરી છે, પણ મધણુ સત્તા કે જેની આગળ શાણપણ વ્યર્થ છે તેને લીધે છે. તે બધુ પવિત્ર ધર્માંધતા અને કહેવાતા સનાતન ધર્મની અનુજ્ઞાને અનુસાર હોય છે. વાહ 'बलियसी केवलमीश्वरेच्छा.' આ જ્ઞાતિભોજનોએ છપ્પનીયા જેવા દુષ્કાળને પણ મચક આપી નથી, અને અડસેહાના ભાર નથી કે તેની સામે ઉંચી નજર કરી જોઇ શકે. દુષ્કાળનો ભય તથા આફત અહીંના ગુલામ અવાચક પ્રાણીઓને છે ગુર્જરજનો તેમને માટે શોચ કરે છે તેઓ કદાચ ઘરેણાંગાંઠા વેચી-ભીખ માગી પણ પોતાનુ પૂરૂ કરી શકે તેમ છે, પણ ગરીબ બાપડાં મૂગા પ્રાણી તેમાંનુ કાઇ કરી શકતા ન હોવાને લીધે મૂગે મ્હોડે મરણને શરણ થઇ કરતારની કોરટમાં હાજર થાય છે. બીજી જગાઓએ લોકો પોતાના તેમજ ઢોરના શોચમાં હોય છે, તેઓને નકામા ખર્ચ બંધ કરી કરકસર કરવાની જરૂર પડે છે, પણ ગુર્જરજનો એવા ચરમપોચી નથી જમણવાર પૂર્ણ ઝપકા ને ભવ્યતા સાથે ઉજવાવો જ જોઈએ. તેઓ જમણવારના અન્ત કરતા ઢોરોના, સ્વજનોના અને પોતાના અન્ત વધારે પસંદ કરતા માલૂમ પડે છે. સામાન્ય બુદ્ધિ, વ્યવહારોપયોગી જ્ઞાન, દીર્ઘદૃષ્ટિ અને ચતુરાઇના દિવસો હિન્દુસ્થાન માટે ભવિષ્યકાળમા હોય તેમ લાગે છે. આ સંક્રાતિનો સમય છે. આપણો સમાજ અતિશય મોટો છે, અને તેની ખીલવણીને માટે સમય પણ તેની સંખ્યા પ્રમાણમાં જોઇએ જ.

હવે જ્ઞાતિભોજનના ટાકણાં અને કારણો વિષે વિવેચન કરીશું. ઉપર ગણાવેલાં માથા મારૈના મૃત્યુ અને અતિ દ્રવ્ય સિવાય બીજાં બધાં આપણે વ્યાજબી કહી શકીશું.

યજ્ઞોપવીતનો વિધિ વેદાભ્યાસની દીક્ષાનો સૂચક છે, અથવા તો તે બાળકનો ખરો બ્રહ્મચર્યાશ્રમ, વિદ્યાભ્યાસ કરવાનો સમય શરૂ થયેલો બતાવી આપે છે. હાલ ઘણી વખત તે વિધિ ઉપરની બન્ને બાબતમાંથી કોઈ નો પણ સૂચક હોય તેમ લાગતો નથી. ઘણી વખત વિદ્યાભ્યાસ શરૂ કર્યા પછી આ વિધિ કરવામાં આવે છે. હાલ તેથી તે અર્થ વગરની થઇ પડી છે. બુદ્ધિસંપન્ન મનુષ્યોએ પોતાનો સમય, જુસ્સો અને દ્રવ્ય અર્થ વગરની બાબતો ગુમાવવાં ઠીક નથી. ગમે તેમ હો પણ આ નિર્દોષ પવિત્ર વિધિ ઉજવવાને જ્ઞાતિભોજન કરાવવામાં આવે તો વાંધો ઉઠાવવા જેવું શું છે? ઉપર જણાવી ગયા તેમ વખત સંક્રાન્તિનો છે. સંજોગો બદલાતા જાય છે. વેદાભ્યાસને બદલે અંગ્રેજીભાષા—રાજભાષા ભણાતી જાય છે. એડ્યુકેશનલ ડીપાર્ટમેન્ટની નજરે × એસ. ટી. સી. બાળકો માટે જરૂરીઆત વગરની જણાઇ, ને જે વિદ્યાર્થીઓને માટે હતું તેની જરૂરીઆત શિક્ષકો માટે જણાઈ હોવાને લીધે+ એસ. ટી. સી. નો ડીપ્લોમા તેમને તે આપે છે, કાંઇ ફિકર નહિ; લગાર ઉલટ સુલટ થઈ ગયું છે. અર્થ ગયો છે પણ પ્રથમાક્ષરો તો રહ્યા છે.

લગ્ન શાન્તિ અને બંદોબસ્તવાળા સુખી સમયનો પ્રસાદ છે. હાલ સમય પણ તેવો જ છે, તો પછી આ ઉત્સવના સમયે જો જ્ઞાતિભોજન કરાવવામાં આવે તો કાંઇ ખોટું નથી.

સીમંત. આ લગ્નનું કુદરતી પરિણામ અથવા તો તેનું ફળ છે. હિન્દુઓને પુમ્ નામના નરકમાથી તારનાર પુત્ર હોવો જ જોઈએ. આમ છે તો પોતાની પત્ની ગર્ભ ધારણ કરે તેમાં વડાઇ લેવામાં આવે તો તે શું નવાઈ જેવું લાગે છે? જ્યાફત આપી આ વાત જાહેર કરવાથી સ્ત્રીને પુરૂષની લગ્ન કરવાની લાયકાતનું મઝાથી પ્રતિપાદન થાય છે. આપણે ભારતજનો ઘણા ગંભીર છીએ, અને કેટલીક વખતે આપણી ગંભીરતા મૂર્ખતાની હદે પહોંચે છે. આપણે દરેક બાબતનો કેડો હદથી જાદે લઈએ છીએ, 'आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ।' કાર્ય કારણનો સમવાય સંબંધ છે. ગર્ભિણી અવસ્થા પણ જન્મ, જુવાની, વૃદ્ધાવસ્થા અને મરણના જેવી કુદરતી જ અવસ્થા છે. આ બધી દલીલો છતાં આ વાતના જાહેરાતના જમણવારને માટે વાંધો ઉઠાવવાને માટે સબળું કાંઇ કારણ નથી. તે નિર્દોષ છે. 'भिन्न रुचिर्हि लोकः' એ કાળિદાસનું વાક્ય સત્ય છે. અને જો આ બાબતમાં જમણવારની જરૂર જનોને જણાતી હોય તો તે ભલે 'यावच्चंद्र दिवाकरौ' તે રહે. 'मनुष्याः खलु-उत्सव प्रियाः' જીવનનાં દુઃખ ને શોકના નિવારણ અર્થે જ્યાફતો જરૂરની છે, તે ના પાડી શકાય તેમ નથી. સીમન્તોત્સવ પણ ખેંચાણકારક હોય છે. રેશમી કપડાં તથા જરીયાનમાં ભૂષિત થયેલી ગર્ભિણી સ્ત્રીને સોના રૂપા જવાહીરોના દાગીનાથી લગભગ છાઇ નાખવામાં આવે છે. તેને પછી ઘુઘરીઆળા બળદ જોડેલા માફામાં બેસાડી તેના પિતાના અથવા તો પિતાના તરફના સગાના ગૃહથી પતિના ગૃહ તરફ લઇ જવામાં છે. તે માફાની પછવાડે તેના પિતા તરફની ભેટસોગાદો લઈ સ્ત્રીઓ ગાતી જાય છે. વાજાં પણ વાગતાં હોય છે. આ વખતે મુખ્ય માણસો સ્વર્ગનું સુખ ભોગવતાં માલૂમ પડે છે. સ્ત્રી પણ પોતાની આ સ્થિતિથી મગરૂર હોય તેમ ભાસે છે. પણ શોચનીય એજ છે કે કેટલીક વખતે આ સ્ત્રી ઘરેણાંના ભાર તથા સરઘસના ટોળાંના બાફ ને લીધે બેશુદ્ધ થઇ

× Second Thread Ceremony. + Secondary Teacher's Certificate.

જાય છે. આ પણ એક રીતે જોતા સ્તુત્ય ગણાય. દિલગીરી વાત તો એ જ છે કે એ પુણ્યશાળી, ભાગ્યશાળી વા અન્ય પોતાની કમનસીબ સખીઓ સાથે આ સમયમાં બોલવું ઉચિત ગણતી હોય તેમ લાગતી નથી. ગમેતેમ હો, પણ આખરે તેમને 'ગુર્વી પ્રસૂત્ર વેદના' સહન કરવાની હોય છે. તે અનન્ય ધૈર્યથી અને બળથી સહન કરવામા આવતી વા ગમે તેમ હશે, પણ આ બધુ શાને માટે? નરકમાંથી બચવા પુત્રને માટે, કે જે પુત્ર મોટો થયે કદાચ માબાપને ગાળો ભાંડે, મારે વા ઘરમાથી કહાડી પણ મૂકે! પણ તેની ઉત્પત્તિ પરલોક શ્રેયનુ સાધન છે! એટલે કાંઇ ફિકર જેવું નથી.

ઉપર જણાવેલી દરેક બાબતમાં જ્ઞાતિભોજન જેને ફાવે તેણે આપવું તે કાંઇ ખોટું છે એમ આપણે કહી ગયા નથી, પણ કરકસરથી ઘર સંભાળી માણસે હદમાં રહી પગલાં ભરવાં જોઇએ.

મર્ત્યના મૃત્યુને માટે ઉજાણી એ તો અજુકતુ જ છે. કુટુમ્બમાથી કોઇ મરણ પામે તો કુટુમ્બના મુખ્ય માણસે જ્ઞાતિજનોને બારમા ને તેરમાના દિવસોએ તો જમાડવાં જ જોઇએ. વરશીનો પણ એક દિવસ મરણ પામેલાને બાર માસ થાય તે પહેલા ઉજવાવો જ જોઇએ. પુરૂષનાં મા, બાપ, પુત્ર, પત્ની અને સ્ત્રીનાં પતિ આદિ મગામાથી કોઈ પણ મનુષ્ય મૃત્યુ પામે, તો પણ તેમણે જ્ઞાતિજનોને આ બાબતના ઉત્સવની જ્યાફત, પોતાની આરત વિસારી દઇ હસ્તે વદને આપવા તૈયાર રહેવું આવશક્ય છે. ગરીબ ઘરમાં જો કોઈ મરવા પડ્યુ હોય તો મરનારને તેમ જ તેનાં કુટુમ્બીઓને તેના કારજ પાણીની ચિન્તા ચિતાના પહેલા જ દેખા દઈ ભડકાવે છે. પાછળ રહેલાં કુટુમ્બીઓને કરજનો નાશકારક બોજો ઉપાડવો પડે છે. જ્યારે કોઇ મરણ પામે છે ત્યારે નાના અને મોટા, ગરીબ અને પૈસાદાર સ્ત્રી અને પુરૂષ રોવા કૂટવા ગ્રાસાશ્રુ પાડવા એકઠાં મળે છે. પણ તે બધી ધમાચકડી શાને સારૂ? પ્રથમ થયેલા મૃત્યુ માટે ખાલી પણ ખરખરો કરવો જ જોઇએ અને પછી કદાચ મિષ્ટાનને માટેની તૈયારી સૂચક પણ તે હશે. ઉપર ગણાવેલે દિવસે સુશોભિત વસ્ત્રોમાં સજ થઇ, અલંકારોથી અલંકૃત થઇ, પ્રસન્ન વદને ભોજનભૂમિ તરફ તેઓ પ્રયાણ કરે છે. શાને માટે આ ભોજન કરાવવાનુ હોય છે, તે તદ્દન તેઓ વિસરી જાય છે. યજમાન વા યજમાનપત્નિ વા બન્નેએ આનંદિત વદને બધાને જમાડવાને માટે સ્વાગત આપવુંજ જોઇએ. તેઓ ખાય પીએ અને ખુશી કરે માટે યજમાન અને તેના કુટુમ્બીઓને પણ તેમાં ભાગ લેવાની કેટલેક ઠેકાણે ફરજ પાડવામાં આવે છે. એ પણ વિશ્વની વિચિત્રતા છે.

" રામા કરે રૂદન, હાથ વાળતી હૈયે;
આરોગે ત્યા અન્ન, કોણુ કોણને કહીએ. "

બહુ સારૂ. શોચ કરવાનું કાંઈ કારણ નથી. દરેક પોતપોતાનો ધર્મ બજાવે છે. કુદ્રત જન્મ મરણ નીપજાવે છે અને મનુષ્ય ભોજન આપી તે બન્નેને ઉજવે છે. જો સીમન્ત જમણવારમાં કાવ્યાંશ માલુમ પડે છે તો મરણના જમણવારમાં તત્ત્વજ્ઞાન સમાયેલું છે.'મરણ પામેલાં સ્ત્રી, પુરૂષ, બાળક આ દુનીઆની જંજાળમાંથી છૂટાં થાય છે, અને પ્રયો તેથી મરણ પણ આનંદ ભોગવવાનું ટાકણું ગણે છે!

વૃદ્ધ—એનું કારણ શું ? એમને કંઈ આપની જગા લેવી નથી, છતાં એમ કેમ કરતા હશે ?

ગ્રેજ્યુએટ—તે, તેજદ્વેષી ને વિઘ્નસંતોષી છે, એ વાત તો મેં આપને જણાવી.

વૃદ્ધ—એ બે કારણો દૂર કરવાનો કંઈ ઉપાય નથી ?

ગ્રેજ્યુએટ—હા ઉપાય તો છે. પણ મારાથી બનતો નથી, કે મને આવડતો નથી.

વૃદ્ધ—એવો શો ઉપાય છે, અને તમને કેમ ન આવડે ?

ગ્રેજ્યુએટ—ઉપાયમાં ખોટી ખુશામત અને મિયાં કે ચાંદેચાંદ એ મારાથી બનતું નથી; કેમકે " ટાઇમ ઇઝ મની " ( વખત એજ પૈસો ) એમ હું સારી રીતે સમજું છું તેથી એમને ત્યાં આંટા ફેરા કરતો નથી.

વૃદ્ધ—જાઓ માગ સાહેબ તમને દુનિયાનો અનુભવ નથી. તમે ભણ્યા પણ ગણ્યા નહિ, વેદિયા ઢોર જેવા લાગો છો !

ગ્રેજ્યુએટ—એમ કેમ ?

વૃદ્ધ—સૌને નોકર જોઇએ, કોઇને શેઠ જોઇતો નથી; માટે નોકરે તો શેઠની હાએ હા ને નાએ ના, એમ વર્તવું જોઇએ. નોકર એટલે ન કર, અને કરે તો ચહા કર એટલે ચાહીને કર. માટે કાં તો સ્વતંત્ર ધંધો કરવો, નહિ તો ઉપરીને પ્રસન્ન રાખવો. જો એમ ન કરીએ તો હેરાન થઇએ. ઉપરીનો વાંક હોય તો પણ માથે લે તે નોકર પસંદ પડે છે.

ગ્રેજ્યુએટ—મને એવો અનુભવ નથી.

વૃદ્ધ—સુલતાન મહંમદને ત્યાં કોશી બનાવવાના કામપર એક નોકર હતો, તે તેની ટેવ જાણી રહ્યો હતો, તેથી ઘણાં વર્ષ ટક્યો, પણ જ્યારે તે મરી ગયો ત્યારે રોજના નવા નવા ઉમેદવારો આવતા, પણ કોઈ ટકતા નહિ. એમ કરતાં કરતાં એક વ્યવહાર કુશળ નોકર આવ્યો, તે પોતાના ડહાપણથી ટક્યો.

ગ્રેજ્યુએટ—સુલતાનને શી ટેવ હતી ? અને નોકરે શી કુશળતા કરી, તે સમજાવશો ?

વૃદ્ધ—સુલતાન મહમંદ ગજનવીને નોકરો પસંદ કરવાની એવી ટેવ હતી, કે બાદશાહનો દોષ હોય તો નોકર માથે લેઇ લે, તેવો નોકર એ પસંદ કરતો હતો. કોશીને માટે જે જે ઉમેદવારો આવતા તેની પાસે તે કોશી બનાવરાવતો હતો. પછી નોકર કોશી બનાવી કટોરો ભરી જેવો બાદશાહ પાસે જાય, કે તે કટોરો, તે હાથવડે કે ગમે તે પ્રકારે પાડી નાંખતો, અને પછી પેલા ચાકરને ગાળો દેતો. ચાકર થરથર ધ્રુજતો કહેતો કે, એ કસુર ગુલામની નથી, આપનો હાથ અથડાયો તેથી કટોરો પડી ગયો. આ જવાબ સાંભળી વધારે ધમકાવી, તેને બાદશાહ રૂખસદ આપતો. બીજે દિવસે બીજો ઉમેદવાર હાજર થતો, તેની પણ તેજ દશા થતી; પછી; એક ઉમેદવાર એવો આવ્યો કે, તેણે રકાબીમાં કોશીનો કટોરો ભરી બાદશાહ પાસે રજુ કર્યો. બાદશાહે તેજ વખતે યુક્તિથી તે પાડી નાંખી નોકરને ગાળો દેવા માંડી. નોકરે જવાબ દીધો કે, અન્નદાતા એ કસુર ગુલામની છે, માફ કરો, એમ કહી પોતાના મોંપર બે તમાચા માર્યા. આ જોઈ બાદશાહ પ્રસન્ન થયો અને તે નોકરને બહાલ કર્યો. કેટલાકને એવી ટેવ હોય છે, એવીજ એક વાણીઆની ચાકની વાત છે.

ગ્રેજ્યુએટ—કાકા સાહેબ, તે વાત કહો તો ખરા, તમારી અનુભવી વાતોમાં મને રસ પડે છે, એથી કંઇ ને કંઈ જાણવાનું મળે છે.

વૃદ્ધ—એક વાણીઆને એવી ટેવ હતી કે, તે "હા એ હા" (હાજી હા) કરનારને પસંદ કરતો. ઘણા ઉમેદવારો આવે પણ કોઇને પસંદ કરે નહિ, એમ કરતાં કરતાં એક વાણીઆનો દીકરો આવ્યો તે ફાવી ગયો

ગ્રેજ્યુએટ—તે શી રીતે ફાવ્યો ?

વૃદ્ધ—શેઠને એવી ટેવ કે જે આવે તેની પાસે પ્રથમ શાક મંગાવે, તે પ્રમાણે પેલાને પૈસા આપી શાક લેવા મોકલ્યો ને કહ્યું કે, મને પસંદ નહિ પડે તો તે શાક પાછું મોકલીશ. છોકરો શાકમાં વેંગણ લાવ્યો, તે જોઇ શેઠ બોલ્યા કે, આ તો બહુ ગરમ, છોકરો કહે હાજી, એની ગરમીનો તો પાર નથી માટે બીજું લાવું છું, એમ કહી તાંદળજો લાવ્યો. શેઠ કહે એનાથી ઝાડો થાય, છોકરો કહે હાજી, બહુજ જુલાબ થાય માટે બીજુ લાવું છું. એમ કહી ભીંડા લાવ્યો, ત્યારે શેઠ કહે આનાથી પેટમાં ચુંક આવે, છોકરો કહે એવી કે સુતાં બેઠાં રહેવાય નહિ. એ પ્રમાણે જેટલા શાક આવ્યા તેમા શેઠે દોષ કાઢ્યો, તો છોકરે દશગણો દોષ બતાવ્યો. એમ જેટલા શાક હતા તેટલા આવી રહ્યાં, ત્યારે છોકરો કહે શેઠજી, હવે બીજું કોઈ શાક બજારમાં નથી. શેઠ કહે, ત્યારે આજે આપણે શાક નહિ ખાઇએ. છોકરો કહે સાહેબ, શાસ્ત્રમાં કહ્યું છે કે, "શાકે રોગ વધે ઘણો" માટે ખાશોજ નહિ. શેઠ બે ચાર ગાળો દેઈ બોલ્યા કે, હરામખોર ! હું કહું છું તેમ હાજી હા કહે છે એ શું ? છોકરો કહે, શેઠજી ! હું તો આપનો નોકર છુ કંઇ શાકનો નોકર નથી માટે આપ કહો તેજ મારે સિદ્ધ કરવું પડે છે. આવી ચપળતા જોઇ વાણીઆએ તે છોકરાને નોકર રાખ્યો. આવી ચતુરાઇની ઘણી વાતો છે.

ગ્રેજ્યુએટ—વળી કંઇક સંભળાવશો ?

વૃદ્ધ—એક વખતે સિંહ, વરૂ અને શિયાળ શિકાર કરવાને નીકળ્યા તેમાં એક હરણનો શિકાર કર્યો, પછી સિંહે વરૂને કહ્યું તું એના ભાગ કર, વરૂએ ત્રણ સરખા ભાગ કરી કહ્યું કે એક આપનો, એક મ્હારો અને ત્રીજો શિયાળનો. આ સાંભળી શિઆળ છાનોમાનો ઉભો રહ્યો પણ સિંહે થપાટ મારીને વરૂને મારી નાંખ્યુ. પછી સિંહે શિયાળને કહ્યું ભાઇ હવે તું આના ભાગ પાડ. શિઆળે ત્રણ ભાગ પાડી આંગળી કરી સિંહને કહ્યું આ એક ભાગ આપને સવારમાં નાસ્તો કરવાનો, બીજો બપોરે જમવાનો અને ત્રીજો રાત્રે વાળુ કરવાનો છે. સિંહ બોલ્યો—આ વિદ્યા તું કોની પાસેથી શીખ્યું. શિયાળ કહે વરૂભાઇ પાસેથી કેમકે એની દશા મેં જોઇ. સિંહ રાજી થયો અને શિયાળને એક ભાગ આપ્યો.

ગ્રેજ્યુએટ—એ કાંઇ ન્યાય નથી.

વૃદ્ધ—બળીયાના બે ભાગ જગતમાં ભલાતણી દુનીઆં છે ક્યાં ! મોટું મચ્છ નાનાને ખાય એ ન્યાય છે. માટે "નોકર બિચારા કયા કરે માલ પરાયા ખાય."

ગ્રેજ્યુએટ—આવી નોકરી હોય તો છટ એવા નોકર થવાને અમે ઇચ્છતા નથી ત્યારે અમે ગ્રેજ્યુએટ શાના

વૃદ્ધ—નોકરી કરવી તો શેઠના ટેવો જાણી તેને અનુસરી તેના ભલામાં ભાગ લેવો. તમારા ઉપરી ગ્રેજ્યુએટ નથી પણ ઇંગ્રેજી સારૂં જાણે છે અને સંસ્કૃત વિદ્યા તથા ફારશી વિદ્યાના તો ખાં છે, એવા વિદ્વાન થઇને તેઓ તમારાપર કોનોરાખે એ અસંભવિત છે.

ગ્રેજ્યુએટ—જવા દોને વિદ્વાનોની વાત. અમુક ભાષા શીખ્યા કે કાયદા કંઠે કર્યા ને વિદ્વાન થયા પણ કેટલાકમાં ધર્મ, નીતિ અને વ્યવહારનું ઊંડું જ્ઞાન હોતું નથી. ગધેડાપર સાકર ભરીએ પણ તે કંઇ તેનો સ્વાદ કે ગુણ જાણુનો નથી તેમ કેટલાક માણસો વિદ્યા ભણે છે. (વિદ્યાનો ભાર ઉપારે છે) પણ તેના સ્વાદને જાણુના નથી. અનુભવિ કથી ગયા છે કે—વિદ્વાનો પણ વેર કીનો રાખીને કરે; આતો કાળો કેર કો આગળ જઇ કીજીએ ”

વૃદ્ધ—ત્યારે તો તમને હરકત છે

ગ્રેજ્યુએટ—નાજી હું મારૂં કર્તવ્ય કર્યા કરૂંછું, રાજખટપટમાં ચિત્ત જોડતો નથી એટલે ઇશ્વરનો મને વિશ્વાસ છે કે તે પાનું ખોલશે.

વૃદ્ધ—પાનું કયારે ખોલશે ?

ગ્રેજ્યુએટ—જ્યારે મારાં સુકૃત પરીપક્વ થઇ ફળ આપશે ત્યારે.

વૃદ્ધ—તમારી સંસાર સ્થીતિનો સારી છે ?

ગ્રેજ્યુ—નાજી હું ભારે ચિંતામાંછું.

વૃદ્ધ—તે ચિંતા જણાવશો ?

(ઘરમાંથી ચંચળ ગૌરીને બોલાવીને દેખાડે છે.)

વૃદ્ધ—આ બહેનનું સગપણ કર્યું ?

ગ્રેજ્યુએટ—એની ચિંતામાં મને ચેન પડતું નથી, તમે જાણો છો કે આપણા બ્રાહ્મણોમાં હાલમાં તડ, ગોળ અને એકડાવાળાં નાનાં નાનાં સરકલો બંધાયાં છે, તેમાં અમારૂં સરકલ છેક નાનું છે. તેમાં યોગ્ય વરકન્યાનાં જોડાં જોડાય એ આકાશ પુષ્પ જેવું છે.

વૃદ્ધ—એમ કેમ ?

ગ્રેજ્યુએટ—તમે સાંભળીને દલગીર થશો કે સુરત જીલ્લામાં અમારી જ્ઞાતીના ખાસ સરકલમાં (૨૦)વર્ષનો એકજ છોકરો કુંવારો છે તે લાડુ ઝાપટવામાં, બીડીઓ ફુંકવામાં બહાદુર છે, તથા ચોર અને અભણ છે. તેવા સાથે આ કોમળ અને સુંદર બાળકીનું સગપણ કરવું પડયું છે. તમે જાણો છો કે અમારા કાકાના દીકરા મોહનભાઇ જુના ગ્રેજ્યુએટ છે, તેમને હાલ રૂ. ૧૫૦) પગાર છે, તેમના ઘરની બધી દીકરીઓને યોગ્યવર મળ્યા નથી. વળી આ સરકલમાં કેળવાયલાં કે ઉતમ ચરિત્ર વાળાં વર પણ ગણ્યાં ગાંઠયાં છે, તેમાં અમારા કુટુંબ જેવાંતો છેજ નહિ. તેથી અમારાં કન્યા રત્નો પથ્થર સાથે જોડવાં પડે છે.

વૃદ્ધ—અરે રામ! રામ! આતો દેશની પાયમાલીની વાત છે, માટે મોટા સરકલ સાથે તમારૂં નાનું સરકલ જોડો.

ગ્રેજ્યુએટ—શું કરીએ સરકલના આગેવાન અજ્ઞાન છે, અને મોટાં સરકલો વાળાતો એથી પણ વિશેષ અજ્ઞાન છે. એટલે એવો જોગ આવતો નથી. અમારામાંના એક ગૃહસ્થે યોગ્યવર ન મળવાથી બાજે ખપતા બીજા સરકલમાં કન્યા આપી તેથી તેના રૂ. ૨૦૦૦)

અમારા સરકલ વાળાએ દંડના લીધા, આવો જુલમ નાનાં સરકલોમાં થાય છે. દીકરીને સુખમાં નાંખતાં આવો જુલમ કરે એ કેવો અન્યાય ! ! !

વૃદ્ધ—ઇશ્વર કૃપાથી હવે ભાણે ખપતા બ્રાહ્મણોમાં કન્યા લેવા દેવાની છૂટ થવાનો સમય આવશે.

ગ્રેજ્યુએટ—આપણા બ્રાહ્મણોની જ્યારે છેક માઠી દશા થશે ત્યારે તેઓ જાગૃત થશે, ત્યાં સુધી ઠેકાણે આવવાના નથી.

વૃદ્ધ—તમારા ઘરમાં બીજી પણ એક કન્યા છે, તેને માટે કોઈ યોગ્યવર છે ?

ગ્રેજ્યુએટ—તેની ઉમર હજુ નાની છે તો પણ અમારા સરકલમાં તેવો યોગ્ય વર નથી તેથી જ્યારે મોટી થશે ત્યારે ગમેતો ઘરના રીસાય, સરકલ વાળા સરકલ બહાર કાઢે કે દંડ લે, તો પણ હું આ મારી જ્ઞાતીમાં યોગ્ય વર નહિ મળે તો બીજા મોઢ, મેવાડા, ઔદીચ વગેરે ભાણે ખપતા સરકલમાં આ મારી કન્યાનું દાન કરીશ એમ મેં નિશ્ચય કર્યો છે.

વૃદ્ધ—એ સંબંધમા "બાબુ ભુપેંદ્રનાથ બસુનું બીલ (લગ્નનો ખરડો) તથા તે સંબંધમા બીજા વિદ્વાનોએ કેટલીક ચર્ચાઓ ચલાવેલી છે તે જાણવા જેવી છે.

ગ્રેજ્યુએટ—તે મારા જાણવામા છે, એ બીલ હજુ પસાર થયું નથી તેમ દેશ કાળ તથા ધર્મ શાસ્ત્રને અનુસરી તે પ્રમાણે લોક મત હજુ કેળવાએલો નથી.

વૃદ્ધ—ધર્મશાસ્ત્રમા બ્રાહ્મણે બ્રાહ્મણની, ક્ષત્રીની, તથા વૈશ્યની કન્યા સાથે લગ્ન કરવું તથા આપત્તી કાળે શુદ્રની કન્યા પણ લેવી એવી છૂટ આપી છે, તો પછી બ્રાહ્મણોમાંજ ભાણા વ્યવહાર હોય ત્યા કન્યા વ્યવહાર કરવાને તો કશો વાંધો નથી. કહેવત છે કે ઉકરડેથી પણ રત્ન લેવું. તેમ કન્યા રત્ન લેવામા ઉંચ નીચ કૂળ જોવાનું નથી, પણ માત્ર તે કન્યાનાં રૂપ, ગુણ અને આચાર જોવાના છે.

ગ્રેજ્યુએટ—એ વાત તો આ સમયમાં બનવી મુશ્કેલ છે, પણ બ્રાહ્મણો બ્રાહ્મણોમાં યોગ્યતા જોઇ દક્ષિણી બ્રાહ્મણોની પેઠે છૂટથી કન્યા લે દે તોપણ ગનીમત છે.

વૃદ્ધ—આપના અર્ધાંગના તો કેળવાયલાં હશે ?

ગ્રેજ્યુએટ—એ પોથી ઉકેલવામા પણ આપને અસંતોષ થશે. મારા ઘરમાં તો કાળા અક્ષરને કુટી મારે એવાં છે મારા જ્ઞાનનો કે વિદ્યાનો લાભ લે તેવા નથી, તેથી મીઠાશથી વાતચીત કરે કે ધર્મ, નીતિ અને વ્યવહાર સંબંધી ચર્ચા સમજે તેવાં નથી. એક ગામડાના ગમારને ત્યાથી એમને પરણી લાવ્યોછું. તેમાં તે આનંદનાં સ્વપ્નાં શાં ? પણ "**द्रव्यप्रियागुर्जरी**" એ સુત્ર પ્રમાણે ઘરેણાં લુગડાં માટે કંકાસ કરતાં આવડે છે. "આ પ્રચ્છે આવતો ને સ્ત્રી પ્રચ્છે લાવતો" આ કહેવત પ્રમાણે તેને પ્રિય હોય તે પદાર્થ લાવીએ તો રાજી, નહિ તો મિજાજ જાય. કાકા ! નાનાં સરકલોમાં રત્નો ક્યાંથી નીપજે ? મારે નશીબે લખ્યું તે ભોગવવું

વૃદ્ધ—તમે શું નશીબ ઉપર આધાર રાખો છો ?

ગ્રેજ્યુએટ—ના હું તો પુરૂષાર્થને માનનારો છું પણ જ્યાં પુરૂષાર્થ પાણી ભરે અને અક્કલ કામ ન કરે ત્યા કપાળે હાથ દેવોજ પડે. પૂર્વજોનુ દેવુ, લહેણું, માલમતા જેમ વંશ-

જેને વારસામાં મળે છે, તેમજ સુકૃત્યનાં ફળ પણ તેમનાં સંતાનોને કેટલેક અંશે ભોગવવાં જ પડે છે.

આમ વાતો ચાલે છે, ત્યાં એક યુવક બોલી ઉઠયો.

યુવક—અરે ભાઇયો તમે શી માથાફોડ મચાવી રહ્યા છો, બ્રાહ્મણોમાં તો જ્યાં જોઇએ ત્યાં આવાજ રોદડા છે.

વૃદ્ધ—ભાઇ તમને વળી શો અનુભવ થયો છે?

યુવક—મારે પોતાને પણ અભણ અને અજ્ઞાન સ્ત્રી મળી છે, તેથી મારૂં ચિત્ત ચિંતામાં ચકચૂર રહે છે. તે તો પોતાના શરીરની કે સંતાનોની સંભાળ રાખી શકતી નથી, તો મારી સંભાળ શું રાખે? આ ઘરેણાંને વસ્ત્રાભૂષણ જોઇએ, આજ જેઠે આમ કહ્યું, કાલે જેઠાણીએ મોં મરડયું, સાસુજી આમ બોલ્યાં, ફલાણાં પડોશી કે સગાં આવાં છે, એવી વાતો સિવાય પોતાનું કર્તવ્ય શું છે, તે, તે કાંઈ સમજતીજ નથી, તેથી મારૂં સંસારનું ગાડું ચીલે ચાલતું નથી. વળી હું ભરૂચ ગયો હતો, ત્યાં તો મારા એક ગ્રેજ્યુએટ મિત્રના હાલ મારાથીએ ભુંડા દીઠા.

વૃદ્ધ—તમારા મિત્રને શું દુઃખ છે?

યુવક—એજ દલપતરામ કહે છે કે, "ભાઇઓ જેની ભારજા ભૂંડારે, તેને પીડા અંતર ઉંડીરે" એને ભૂંડી ભારજા મળી છે.

વૃદ્ધ—તેનો ઇતિહાસ સંભળાવશો?

યુવક—એ બિચારાનું નાનપણમાં સગપણ કરેલું; લગ્ન થયાં કે વહુ ઘેર આવ્યાં ત્યારે જણાયુ કે તે ઠોઠ અને અજ્ઞાન છે; પણ થોડા દિવસમાં વિશેષ અનુભવ થયો નહિ, તે તરત પીએર ગયાં તેથી અભ્યાસ કરવાનો મારા મિત્રને યોગ મળ્યો. તે બી. એ. ની પહેલી પરીક્ષામાં પસાર થયા કે વહુને આણું કરાવ્યું, તેથી બીજા વર્ષના અભ્યાસમાં અડચણ આવી. વરને ભણવા ન દે, છણકા કરે, ફુલવડ થઇને ફરે, ધમકાવે તો ઢોંગ કરી છેડો વાળે અને કુવે પડવા દોડી જાય. આવી સ્થિતિમાં જેમ તેમ અભ્યાસ પૂરો કરી તે ગ્રેજ્યુએટ થયો. ગાડાનાં બે પૈડાં સમાન ન હોય તો ગાડું બરાબર ચાલે નાહ, તેમ આ ભાઇનું સંસારનું ગાડું પણ દુઃખરૂપ થઇ પડયું છે. મૂર્ખ મિત્રોથી અસંતોષ અને પંડિત મિત્રોથી સંતોષ થાય છે, તેમ મૂર્ખ સ્ત્રીથી સદા અસંતોષજ રહે છે. તે અસંતોષજ જીંદગી પર્યંત જારી રહે છે. આવી સ્થિતિમાં આ મિત્રને જોઇ મારૂં મન ભરાઇ આવ્યું, પણ નિરૂપાય.

વૃદ્ધ—શું એમને સદ્‌ગુણ સંપન્ન કન્યા ન મળી?

યુવક—જ્યાં નાનાં સરકસો અને કુળાભિમાન હોય ત્યાં સારી કન્યાની આશા શી? તેમનું સરકસતો માત્ર ૩૦૦ ઘરનું છે, તેમાં વળી તડ એકડા ને ગોળ થયા છે, તેથી એ ભાઇ ગર્ભશ્રીમંત, કેળવાયલા ઉત્તમ બ્રાહ્મણ છતાં તેમને પણ કુભાર્યા સાથે પાનું પડયું છે, અને આખો ભવ શોક સંતાપમાં ગાળવો પડશે.

યુવક—તમે તો ગ્રેજ્યુએટોના રોદડા રડો છો પણ બીજા કેળવાયલાં બ્રાહ્મણોની અજ્ઞાનને લીધે છેક અવદશા છે, અને સ્ત્રીઓની તો એથી પણ ભુંડી દશા છે.

વૃદ્ધ—સ્ત્રીઓને વધારે દુઃખ શાથી છે?

યુવક—પુરૂષ તો બહાર હરી ફરીને મિત્રમંડળમાં કે બીજે સ્થળે જઈ પોતાના મનને શાન્તિ આપે, પણ મૂર્ખ નિર્દય પુરૂષની ડાહી સ્ત્રી શું કરે? તે તો માર ખાઈ ઘરમાં ગોંધાઇ ખૂણે પેશી કપાળે હાથ દેઇ, કુટી પીટી છેડો વાળે, તે સિવાય તે બિચારીનો કંઈ ઉપાય નથી.

વૃદ્ધ—તમારી વાત ખરી છે, અમારા ફળીઆમાંજ ગઇ રાત્રે એક એવો બનાવ બન્યો છે.

ગ્રેજ્યુએટ—તે શો બનાવ બન્યો?

વૃદ્ધ—અમારા પડોશમા એક બ્રાહ્મણ દંપતી રહેછે, તેમને બે એક વર્ષનો એક પુત્ર છે. બ્રાહ્મણ છેક ગમાર છે, અને સ્ત્રી રત્ન છે. બ્રાહ્મણ લાંબી મુદ્દતથી ખરાબ દરદમાં રીબાય છે, તેથી કઈ ધંધો રોજગાર કરી શકતો નથી. પેલી બાઇ લોકનાં દલણાં ખાંડણાં તથા મહેનત મજુરી કરી ઘરનો વ્યવહાર ચલાવે છે. એક દિવસે પેલી બાઇએ રોટલામાં ગોળ તથા પાઇનાં બોર લીધેલાં તેથી સ્વામીનાથ ગુસ્સે થયાઃ ગાળોનો વરસાદ વરસાવા લાગ્યા, છેવટે સ્ત્રીને માર મારી છોકરા સાથે ઘરમાંથી ધક્કેલી મુકી. આ પ્રમાણે કાળી રાત્રે કાઢી મેલ્યાં તેથી પેલી સ્ત્રીએ ઓટલે બેશી કુટી બાગ્યું, અને છેડો વાળ્યો, તે સાભળી પડોશી એ હબકી ગયાં કે આ શું થયુ! દયાળુ સ્ત્રીઓમાંથી એકે તે બ્રાહ્મણને સમજાવવા માંડયો.

સ્ત્રી—મહારાજ આવું તોફાન નહિ ચાલે! ગરીબ ગાય જેવી સ્ત્રી અને કાલુ કાલુ બોલનાર છોકરાને કાળી રાત્રે કાઢી ફળીઆમાં આશો કંકાસ માંડયો છે! કંકાસથીતો ગોળીનુ પાણી પણ જતું રહે, જાતે માંદા છો, આ સ્ત્રી રઝળી રખડી તમારૂં પેટ ભરે છે, તેનો વિચાર નથી!

માંદલો—તમારે ઘેર જાઓ. તમને કોણે નોતરાં દીધાં છે કે, પારકા ઘરની પંચાત કરવા આવીઓછો, તમારે પંચાત કરવા નહિ.

બીજીસ્ત્રી—અરે મહારાજ આ નાના બાળકની તો દયા લાવો, તે બાપા બાપા કરી રૂદન કરે છે ને ટાઢે ધ્રુજે છે, સાંકળ ઉઘાડો.

માંદલો—જાઓ તમારે ઘેર. એ ખાઉકણ રાંડનો મારે ખપ નથી, એ રાંડ મરેને એ નો છોકરો મરે, હું સાંકળ નહિ ઉઘાડું

(ત્રીજીસ્ત્રી પેલી બ્રાહ્મણીને પોતાને ઘેર લેઇ જાય છે.)

ચોથીસ્ત્રી—ઓ મહારાજ! ઓ ભટજી. એ બાપડીના બે સાડલા તો આપો કે તે ઓઢે, સાંકળ ન ઉઘાડો તો બારીએથી ફેંકો.

માંદલો—ભોગ એ રાંડના ને એના બાપના. તમને દયા આવતી હોય તો તમેજ સાડલા આપોને; હું તો કોટી કલ્પાંતે કમાડ ઉઘાડનાર નથી કે સાડલા આપનાર નથી. આ પ્રમાણે સ્ત્રીઓનું કહ્યું ન માન્યુ ત્યારે તે બ્રાહ્મણી ભીખારણની પેઠે એક પડોશણના ઘરમાં આખી રાત્રી પડી રહી. બીજે દિવસે શેરીના લોકોએ લોટ વગેરે આપતા રોટલા ઘડી તે મા દીકરો પડોશીના ઘરમાં પડી રહ્યાં, પેલો માંદલો આટલું થતાં શરમાયો નહિ ત્યારે ફળીયાના પુરૂષો

ભેગા થયા અને પેલા માંદલાને ધમકાવ્યો કે શેરીમાંથી નીકળ, નહિતો બાયડી છોકરાને ઘરમાં પેસવા દે. કેટલાકે સમજાવ્યો ત્યારે છેવટે મા દીકરાને ઘરમાં પેસવા દીધાં. તો પણ પેલી બાઈ પતિની સેવા ચાકરીમાં ચુકતી નથી આવા ભાઈ વળી કુળવાનના કટકા છે એટલે બાકી શું રહ્યું!!!

આવા બ્રાહ્મણને કુળવાન બ્રાહ્મણ કહેવો કે બ્રહ્મરાક્ષસ કહેવો.

ગ્રેજ્યુએટ—એવાં અનેક કજોડાં અજ્ઞાન, દ્વેષ તથા કુસંપવડે કપાય છે, ચારે વરણનો પાયો જે "બ્રાહ્મણો" તેમાંજ આવાં કષ્ટ છે તો બીજી વરણની શી વ્યવસ્થા!!!

વૃદ્ધ—બ્રાહ્મણો કરતાં બીજી વર્ણ સુખી છે. કોળી, કણબી તથા અત્યંજ લોકો પણ, કન્યાને માટે એવી બૂમો પાડતા નથી અને બ્રાહ્મણો તો "બ્રહ્મચર્ય" પર મીઠું મુકી શ્વાનની પેઠે 'વૌ વૌ' કરે છે. તેમને તો પહેલું "પરણવું" અને પછી "ભણવું" "વીંધ્યું એ મોતી" એજ વાત છે.

ગ્રેજ્યુએટ—બ્રાહ્મણોનું શ્રેય થાય એવો કોઈ ઉપાય છે?

વૃદ્ધ—ઉપાય તો ઘણાય છે, પણ વાંચે કે સાંભળેજ નહિ તો કરે કોણ?

ગ્રેજ્યુએટ—કાકા કહો તો ખરા.

વૃદ્ધ—૧ પુત્ર પુત્રીને ધર્મ, નીતિ અને વ્યવહારની કેળવણી આપો. (૨) સંપ કરી સગાં સ્નેહી અને જ્ઞાતી ભાઈઓને મદદ આપો. (૩) કુળનો અર્થ વિદ્યા, દ્રવ્ય અને ગુણ (ઉત્તમ ચારિત્ર) સમજો. (૪) લગ્ન સંબંધી જુના નવા વિચારો દેશકાળને અનુસરી ઉત્તમ હોય તે ગ્રહણ કરો. અને ખરાબ રીવાજો કાઢી નાંખો. (૫) વર કન્યાનો વિક્રય, સાટાં, ત્રેખડાં એવાં સ્વાર્થી લગ્ન જેમ બને તેમ કમી કરો. (૬) કન્યાને નહિ પણ સોળ વર્ષની સુંદરીને ૨૦ કે ૨૫ વર્ષનો વર વરાવો. (૭) ગુર્જર બ્રાહ્મણોનું મહા મંડળ સ્થાપી તે દ્વારા બ્રાહ્મણોની સ્થિતિ સુધારો. (૮) રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર રાખો અને તેમ કરનારને હરકત ન કરો, પણ યોગ્ય જોડું જોડાય તો અનુમોદન આપો. (૯) મરણ પાછળ પ્રેતક્રિયા કરવી પણ જ્ઞાતી ભોજન નહિ કરતાં ગરીબ બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ અને કર્મકાંડી બ્રાહ્મણોને ભોજન કરાવો. (૧૦) સોળ સંસ્કાર અને વેદોક્ત ધર્મશાસ્ત્ર પ્રમાણે મત સ્વીકારો. (૧૧) યજ્ઞયાગ અને શુભ પ્રસંગોમાં યથાશક્તિ બ્રહ્મભોજન કે જ્ઞાતી ભોજન કરો. (૧૨) ગોળ, તડ તથા એકડા કાઢી નાંખી એકત્ર થઈ જ્ઞાતીનું શ્રેય કરો (૧૩) ભણનારાં પુત્ર પુત્રીઓને શુભ અશુભ પ્રસંગે અન્ન, વસ્ત્ર ને દ્રવ્ય આપી, તેમનું બળ, બુદ્ધિ અને પરાક્રમ વધે તેવા ઉપાય કરો.

એવા અનેક પ્રયત્નો એકત્ર થઈ બ્રાહ્મણો કરશે તો તેમનો અને બીજી વરણનો ઉદ્ધાર થશે. ઈશ્વર એમને સન્મતિ પ્રેરો અને સુમાર્ગે ચઢાવો એ પ્રાર્થના છે.

ગ્રેજ્યુએટ—વાહ! કાકાશ્રી ધન્ય છે પ્રભુને. તે ઈશ્વર આપના વિચારો અને આશીર્વાદો સફળ કરો! (એ પ્રમાણે પ્રશ્નોત્તર કરી ઉભય છુટા પડે છે.)

---

# સંસાર ચિત્રનું અવલોકન.

મુસાફરીમાં કોઇ રમણીય પ્રદેશમાં પ્રવેશ કરતાં જેમ મુસાફરને આનંદ, જીજ્ઞાસા, ઉત્સાહ અને અતૃપ્તિ થાય છે, તેમ કુમારાવસ્થામાંથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં કુસુમાયુધ અને સુમતિને થયું. પાંખો આવતાં પક્ષિ જેમ પોતાના માળાથી થોડે દૂર સુધી માતાની મદદ વગર ઉડવા અને ચારો શોધવા જવા પ્રયત્ન કરે છે, કે ઝાડની ડાળી ઉપર બેસી આસપાસની શોભા જુએ છે, તેમ આ દંપતિને પણ નવી નવી ઇચ્છિાઓ દર્શન દેવા લાગી. માતાપિતાએ પોતાના અંકુશની દોરી પણ થોડી થોડી ઢીલી કરવા માંડી. ચોમાસામાં શેહેરની પોળોમાં અને રસ્તા ઉપર કીચડ હોય છે તેથી ગાડી વગર પગે ચાલીને બહાર ફરવા જવાશે નહિ, દંપતિ સાથે ફરવા જશે તો નાતજાતના લોક વાતો કરશે, યુરોપીયનોની પેઠે ઉઘાડી ગાડીમાં બેસાશે નહિ, માતાપિતાના દેખતાં જોઇતી છૂટ લેવાશે નહિ વગેરે વિચાર કુસુમાયુધના મનમાં આવ્યા. જાતે વિદ્વાન હોવા છતા સંસારની લાલસાએ એને સ્વતંત્રતા તરફ ખેંચવા લાગી. શહેરની અંદરનું મકાન એને પોપટને રહેવાના પાંજરા જેવું ભાસવા લાગ્યુ, હવાની પૂર્ણ છૂટ છતાં લોક રિવાજના સળીઆ મન પક્ષિને સ્વચ્છંદે ઉડવા દેતા નહિ. માતાપિતાના પૂર્ણ પ્રેમ છતાં એની ગતિને મર્યાદા કંઇક અંશે બાધ કરતી જણાવા લાગી.

સુમતિએ તો પોતાની પંદર વર્ષની ઉમર સુધી માતાપિતાનો અંકુશ જોએલો અને સાસુ સસરાનો સપ્રેમ અંકુશ તેજ પ્રકારનો હતો તથા જાતે અબલા હોઇ અંકુશમાં રહેવાને સરજાએલી છે એ વિચારે એના મનમાં દૃઢ છાપ પાડેલી તેથી એ કુસુમાયુધના વિચારને પૂર્ણ રીતે ટેકો આપતાં સ્વાભાવિક લજ્જા દર્શાવતી. એ તો પતિ મુખના દર્શનમાંજ સઘળા સુખનો સમાવેશ કરતી. નાતજાતની સ્ત્રીઓ જે છૂટ ભોગવતી તે કરતાં અધિક છૂટ લેવા જતાં એ અચકાતી. સગાવહાલાંને ઘેર જમવા જવું હોય તો વીકટોરીઆ કરતાં શીગરામમાં જવું પસંદ કરતી, અને હરતાં ફરતાં એની આંખોનાં પક્ષ્મ નમેલાં રહેતાં.

સાસુ સસરાની પ્રીતિએ એનાં માતાપિતાની પ્રીતિની જગા લીધી હતી તેથી એ તેમને દેવસ્વરૂપ દેખતી, તેમ એના મર્યાદશીલ વર્તનથી રૂક્મિણી અને કૃષ્ણદાસ એના આગમનને લક્ષ્મીના આગમન સમાન ગણતાં. દીયર કાન્તિલાલ એને પોતાના નાના નાથ ધીમંત જેટલો વહાલો હતો અને ઘણી વખતે એને પોતાની પાસે બેસાડીને ભણાવતી. કુસુમાયુધ બહાર ગયો હોય ત્યાંથી ઘેર આવતો ત્યારે એને જોઇને જેમ પદ્મિની દિનકરને જોઇને ખીલે તેમ એનું હૃદય ખીલતું અને મોંપરથી સ્મિત સુકાતું નહિ. કુસુમાયુધ એને પ્રેમ દૃષ્ટિથી જોતો તોપણ પતિના પ્રેમ વૃક્ષને વધારે ખીલતું કરવાને એ પ્રયત્ન કર્યાજ કરતી હતી, અને એને આનંદ પમાડવાનું કોઇ પણ સાધન જતું કરવા દેતી નહિ. નળ દમયંતીની પ્રીતિ, સીતા રામચંદ્રજીની પ્રીતિ અને ઓખા અનિરૂદ્ધની પ્રીતિનાં ચિત્રો એની નજર આગળ તર્યા કરતાં હતાં, અને એ દૃષ્ટાન્તોને પહોંચી મળવાને એ ઉત્સાહ ધરાવતી હતી. પ્રેમપાશમાં બાંધી દેનાર પતિનું સ્વરૂપ એને દિનપ્રતિદિન વૃદ્ધિને પામતું જણાતું

હતું, તેથી સ્વાર્થ શબ્દ તો એના કોશમાંથી જતો રહ્યો હતો. વસ્ત્રાભૂષણ પહેરતી તે પોતાના મનને નહિ પણ પતિને ખૂશ કરવાને, રસોઇમાં નવીન નવીન પદાર્થ કરાવતી તે પોતાના સ્વાદને વાસ્તે નહિ પણ પતિને રૂચિકર કરવાને વાસ્તે, પોતાના ઓરડાને શણગારતી તે પોતાને વાસ્તે નહિ પણ પતિને સારૂં લગાડવાને અર્થાત્ એનાં સઘળાં કાર્ય પતિ સ્વાર્થનેજ અવલંબીને હતાં. દેવપૂજાની સામગ્રીમાં જેમ ભાવિક ભક્ત અપૂર્ણતા રાખતો નથી તેમ સુમતિની પતિ સેવાની સામગ્રીમાં કોઇ પણ પ્રકારની ખામી રહે નહિ. સાસુ સસરાનો બોલ એ પડતાં ઝીલી લેતી, તેથી એમની પ્રીતિમાં પણ ઉત્તરોત્તર વધારો થયા કરતો.

બે ત્રણ માસ કાંપ તરફના બંગલામાં રહેવા જવાનો વિચાર થવાથી એક દિવસ કુસુમાયુધે પોતાના પિતાને કહ્યું કે, પિતાજી આપણા બાગની સંભાળ ઘણા દિવસથી લેવાતી નથી તેથી આજ્ઞા હોય તો આ ચોમાસાના બે ત્રણ મહિના હું ત્યાંજ મુકામ કરૂં અને મારી દેખરેખ નીચે બાગ સુધારૂં. આપણી ગેરહાજરીને લીધે માળી બરોબર સંભાળ લેતો નથી. મંત્રી અને કંપનીના કેટલોગમાંથી મેં કેટલાએક છોડ પસંદ કર્યા છે તે પણ મગાવી રોપાવું. આપનાં દર્શનને વાસ્તે હું આંબોફેરી ઘેર આવી જઇશ.

કૃષ્ણદાસ—તારી મરજીની આડે આવવા હુ ઇચ્છિતો નથી. તોપણ ભાઇ તું તારી સાથે આપણા વિશ્વાસુ ગુમાસ્તા નારાયણને લેતો જા. સુમતિને એકલીને ગમશે નહિ માટે નારાયણની સ્ત્રી નર્મદા બહુ ભલી બાઇ છે, એ પણ સાથે રહેશે. બંગલાની જોડેની બે નાની ઓરડીઓમાં એમનો સમાવેશ થઇ રહેશે. મોટી ઉમ્મરનાં છોકરાંને સ્વતંત્રતા કંઇક અંશે જોઇએ, પણ એ બહુ સંભાળથી વાપરવાની છે. ભાઇબંધ દોસ્તદારો ઝાઝા કરતો નહિ. એમ છતાં જો તારે સાથે મિત્રની જરૂર હોય અને વિષ્ણુદાસ આવી શકે એમ હોય તો ઘણું સારૂં. મને એ છોકરો બહુ ગમી ગયો છે.

કુસુમ—સુમુખી ભાભીની તબીઅત લગાર નરમ રહે છે તેથી મને લાગે છે કે પાણી ફેરબદલ કરવાને એ આવ્યા વગર નહિ રહે.

કૃષ્ણદાસ—ત્યારે તો ઘણું સારૂં.

કુસુમાયુધને તો જોઇતું હતું અને વૈદે કહ્યા બરોબર થયું. પિતાની આજ્ઞા મળી એટલે એણે તુરત વિષ્ણુદાસને પત્ર લખીને તેડાવ્યો. બંને મિત્ર અને બંને સખીઓનો મેળાપ સર્વને આનંદજનક થયો. મુંબાઇનાં હવા પાણીથી અને કેટલેક અંશે કસરતની ગેરહાજરીથી સુમુખીની પાચનશક્તિ કમી થઇ ગઇ હતી અને શરીર પણ નિર્બળ થઈ ગયું હતું. બંગલે રહેવા ગયા પછી કોરો દિવસ હોય ત્યારે સર્વેએ સવારમાં ઓછામાં ઓછા બે માઇલ ફરવા જવાનો નિયમ રાખ્યો. સાંજની વખતે પણ તેજ પ્રમાણે ફરવા જતાં પંદરેક દિવસમાં એના શરીરની પ્રકૃતિમાં સારો સુધારો થતો જણાયો એટલે એ પણ પોતાના નામ પ્રમાણે ગુણ ધરાવતી થઈ. રાત્રે વાળુ કરી રહ્યા પછી બે એક કલાક વિષ્ણુ-

દાસ તુળસીકૃત રામાયણ વાચતો અને સર્વે સાભળતા. ગુરૂદ્વારા રામાયણ સમજેલો હોવાથી દરેક દુહાનો મર્મ એ સારી રીતે સમજાવી શકતો હતો. સવારમા ફરવા જતા ત્યા પણ સૃષ્ટિ સૌન્દર્ય જોતા દરેક ઝાડ પાનમાંથી પણ ઉપદેશ ગૃહણ કરતા.

એક દિવસ સવારમા ફરતા વડની સખત કુપળો જોઇ વિષ્ણુદાસે કહ્યુ જો પ્રિય મિત્ર, આ વડની કુપળ કેવી સખત છે એ અત્યારથીજ આટલી સખત છે તો પરિણામે એના પાદડા પણ જાડા થાય છે. અને પાનખર રૂતુમા પાકીને ખરી પડે છે પીપળાનુ ઝાડ તો તે વખતે અડધુ બોડુ થાય છે. આ શરૂઆતનીજ કઠોરતાનુ પરિણામ છે.

કુસુમ—પલાશનુ વૃક્ષ તો છેક બોડુ થઈ જાય છે તોપણ તે વખતે નવી નીકળી આવતી ટીશીઓ પોતાના પૂર્ણ રગમા નીકળતી જણાય છે

વિષ્ણુ—તેથીજ કવિએ કહ્યું છે કે—

પીપળ પાન ખરત હસતી કુપળીંયા,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીયા.

સુમતિ—ત્યારે વિષ્ણુદાસભાઈ, આપણા બાગમા આસોપાલવનું ઝાડ છે તે તો હમેશા લીલું રહે છે.

વિષ્ણુદાસ—એનુ કારણ એ કે શરૂઆતથીજ એની કુપળોએ કોમળતા ધારણ કરી છે. નાનપણથીજ જે મદને આધીન થાય છે તેની અવનતી વેહેલી થાય છે અને શરૂઆતથીજ જે હૃદયની કોમળતાનુ સેવન કરે છે તે હમેશાં આનદમા રહે છે. એ ઝાડનુ નામ અશોક પાલવ છે. એના પનની લીલાશ ઓછી થતી નથી એટલુંજ નહીં, પણ આપણને એ જોવું ગમે છે. આ ચોમાસાના વખતમા જ્યારે સઘળે લીલોતરી પથરાઇ રહી છે ત્યારે જવાસા સુકાવા માડે છે. અદેખા માણસોની સ્થિતિ એ પ્રકારની હોય છે. ઉનાળામા જ્યારે બીજી વનસ્પતિ કરમાય છે ત્યારે જવાસા ખીલે છે. પણ એનુ ખીલવું થોડી મુદત ચાલે છે. ચાતુર્માસનુ જળ મળતાજ એ સુકાય છે.

સુમુખી—આપણી વેલીઓ સારી કે એ બારે માસ લીલી રહે છે ચોમાસાના વેલા તો વરસાદ આવે ત્યારે લીલા અને ભાદરવામા તો સુકાઇ જાય છે.

કુસુમ—એ તો ' મળ્યુ ત્યારે મીર અને ન મળ્યુ ત્યારે ફકીર," એ કહેવતને ખરૂ પાડે છે.

વિષ્ણુદાસ—નો પણ પ્રિય મિત્ર, એ એટલા ટુક વખતમા ફળ આપે છે એટલા સારા

સુમતિ—હા, પણ એ તો એવા વેલા કે જેની ખેડુત પોતાના ખેતરમા વાવી ને સંભાળ લે છે. વગર સંભાળે વાડ પર ઉછરતા વેલા તો કડવા ફળ આપે છે. કુકડવેલા, ચનોખડીના વેલા, તુંમડીના વેલા અને ધીલોડાંના વેલા કેવા કડવા ફળને આપનારા છે?

કુસુમ—એ તો વગર સંભાળે ઉછરતાં છોકરાં જેવા સમજવા. તોપણ એમાં પણ કેટલા-એક સંસ્કારી હોય છે અને તે પોતાના સંસ્કારને લઈને મીઠાં ફળ આપનારા નીવડે છે, જેવા કે કોડીના વેલા. એનાં માંદડાં પણ મીઠાં હોય છે અને એનાં ફળ પણ મીઠાં છે. પૂર્વ જન્મના સંસ્કારવાળા પુરૂષો પણ કેટલાએક એવા નીવડી આવે છે. નાનપણમાં કેળવણી આપનાર ન હોવા છતાં એ પ્રસિદ્ધિને પામે છે.

વિષ્ણુદાસ—પણ તેમાં કાંઈ રાખવાનું છે કે ડોડાંની માતા ડોડી મીઠી છે માટે ડોડાં પણ મીઠાં છે.

સુમુખી—તમે ઠીક અમારા ઉપર લાવીને દૃષ્ટાંત મુક્યું.

કુસુમ—મારા પ્રિય મિત્રનું કહેવું ખરૂં છે. માતાની છોકરાં ઉપર અસર ઘણી છે. કડવા વેલાની સંભાળ લીધાથી કાંઈ એનાં ફળ મીઠાં થતાં નથી. નેપોલ્યન જેવા મહાન પુરૂષો પોતાનાં મહાન પરાક્રમને વાસ્તે એમની માતાને આભારી છે પરાક્રમી પુરૂષોનાં પરાક્રમ એમના માતામાં બીજ રૂપે રહેલાં છે. ખરી ક્ષત્રાણીના પુત્ર અને ખવાસણના પુત્ર વચ્ચે કેટલો તફાવત હોય છે?

વિષ્ણુદાસ—એટલાજ વાસ્તે સ્ત્રી કેળવણી દરેક પ્રજાને આવશ્યક કહી છે. સ્ત્રી કેળવણીના ધ્વંસની સાથેજ આપણા દેશની પડતીની શરૂઆત થઇ છે. સીતા, દમયંતી અને દ્રૌપદી પૂર્ણ કેળવણી પામેલી સતીઓ થઈ ગઈ છે.

સુમતિ—હું તો આંબા જેવાં વૃક્ષને વધારે અગત્યનાં ગણું છું. એ ફળ અને છાયા બન્ને આપે છે અને લતાઓને આધારભૂત થઇ પડે છે, દૂરથીજ એ વટેમાર્ગુને પોતાના તરફ આકર્ષે છે.

કુસુમ—અતિથિનો સત્કાર કરવો એ તો પુરૂષ વર્ગનો મુખ્ય ધર્મ છે અને તે એ બજાવે છે પણ એને વીંટાઈ રહેનારી વેલી એને શોભાવે છે અને પોતાનાં પુષ્પના સુગંધથી એને સુવાસિત કરે છે. વેલીના વીંટાવાથી વૃક્ષના થડને વિશેષ કૌવત મળે છે.

સુમુખી—સબળ વૃક્ષ વિશેષ કૌવતવાન થાય પણ નિર્બળ તો પડી જાય. નિર્બળને તો લતા ભાર સમાન લાગે છે અને સબળ એને શોભા આપનાર ગણે છે.

કુસુમ—વાહ શાસ્ત્રી સાહેબ આપનું કહેવું યથાર્થ છે. સંસાર ભાર વહન કરનાર વીર ગૃહસ્થાશ્રમી પોતાની પત્નીને શોભારૂપ ગણે છે અને નિર્બળ જન સંસારથી કંટાળી જાય છે અને પોતાની ભાર્યાને ભાર રૂપ સમજે છે.

સુમતિ—વેલી ફક્ત એક બાજુ તરફથીજ ચઢે તો તે ભારરૂપ થાય પણ ચારે બાજુથી વીંટી વળે તો તો નિર્બળ વૃક્ષને પણ ટકાવી ન રાખે શું?

વિષ્ણુદાસ—તમારૂં કહેવું સત્ય છે. સ્ત્રી વસ્ત્રાભૂષણ અને પોષણનેજ વાસ્તે પતિને વળગી રહે તો તો એ ભારરૂપ છે. પણ શ્રાન્ત પતિનું આશ્વાસન કરે એને આનંદમાં રાખે, સંસાર ભાર વહન કરવામાં મદદ કરે, તો તો અબળા નિર્બળને પણ સબળ બનાવે છે.

કુસુમ—વૃક્ષ પૂર્ણ રીતે વધ્યા પછી વેલી વિંટાય તો તો હરકત નહી પણ કુમળા વૃક્ષને વિંટાય ત્યારે તો વૃક્ષનુ થડ વધે નહિ અને ઉલટા એમા કાપા પડે

સુમુખી—એ તો બાળલગ્ન થયુ કહેવાયની પુરૂષ સંસારભાર વહનને વાસ્તે તૈયાર ન હોય તે પહેલા સ્ત્રી પુત્રાદિથી વીંટાઈ જાય, તો એનુ શરીર અને મનની શક્તિ એ શી રીતે વધે! એથી તો એનુ આયુષ્ય ટુકુ થઈ જાય, અને જેમ ભારથી ઝાડ પડી જાય ત્યારે વેલી પણ નિરાધાર રહી નીચે પડી જાય છે તેમ સ્ત્રી પુત્રાદિ પણ નિરાધાર બની સંકટમા આવી પડે છે

વિષ્ણુદાસ—એ દુષ્ટ રિવાજે આપણા ગૃહ વ્યવહારને મોટી હાનિ પહોંચાડી છે પરાક્રમ કરવાની શક્તિના ખીજવાળા તરૂણો બાળલગ્નની બેડીમા પડેલા કશુ કરી શકતા નથી પરાક્રમ શબ્દ આપણી ગુજરાતી ભાષાના કોષમાથી નીકળી ગયા જેવો થયો છે આપણા શરીર બળ અને મનોબળનો વ્યાપાર વગર આપણે શામા ઉપયોગ કરી શકીએ એમ છે?

સુમતિ—દુષ્ટ રીવાજોના જોરને તોડવામા હુ અને મારી સખી તમને સહાયભૂત થઈશુ બાધકર્તા નહિ થઈએ

વિષ્ણુદાસ—તમારૂ કહેવુ સત્ય છે, પણ હુ તમને એક નજરે જોએલી વાત કહુ એક ગૃહસ્થે પોતાની કન્યાને મોટી પંદર વર્ષની કરીને પરણાવવાનો ઠરાવ કર્યો હવે જ્યારે કન્યા પદર વર્ષની થઈ ત્યારે એ આખી નાત શોધી વળ્યો પણ એને યોગ્ય વર જડયો નહિ સ્ત્રી પુરૂષ ઘણા ચિંતાતુર થઈ ગયા અને કેળવણી પામેલી પંદર વર્ષની કન્યાના મનની સ્થિતિ વિશે તો કહેવાનુજ ન રહ્યુ પરિણામે એ ગૃહસ્થને પોતાની કન્યા એક પીસતાળીસ વર્ષના રાંડેલા પુરૂષ સાથે પરણાવવી પડી ત્રીશ વર્ષની વયે એ કન્યા રાંડી આ પ્રકારના દૃષ્ટાંતો જ્યા આપણે નજરે જોઈએ છીએ ત્યા દૃઢ વિચારનો એક માણસ શું કરી શકે એમ છે? યોગ્ય વર ખોળવાનુ ક્ષેત્ર ક્યા છે!

સુમુખી—મારી સખી તો કંદોઇની દીકરી ખાજાની ભુકીની વાત કરે એમ સમજે છે. એમને તો આપણા કુસુમભાઇ ખોળતા ગયા એટલે એમ સમજે છે કે બધેય ઠેકાણે વર કન્યાને ખોળતા જતા હશે

સુમતિ—(સસ્મિત) પતિના કથનને ટેકો આપવો એ તો પત્નીનો ધર્મ છે તમે તો તમારો ધર્મ બજાવતા હશો નહિ વારૂ?

કુસુમ—તમે નથી જાણતા, એ તો મારા મિત્રને ખોળવાને બહાર નીકળી રહ્યા હતાં

વિષ્ણુદાસ—સુમતિ ભાભીના કહેવાને ટેકાની જરૂર પડ ખરી

સુમુખી—હુ આપના કથનને ટેકો આપું ત્યારે એ મારી સખીના કહેવાને શુ ટેકા વગર રાખે એવા છે!

સુમતિ—દરેક પોતપોતાનો પક્ષ સભાળે

આ પ્રમાણે વિનોદ કરતા અને જોડા નવ વાગતામા નગરે પાછા ફરતા ચોમાસામા

વ્યાપારનું કામ શિથિલ ચાલતું હતું, તોપણ કોઇ પણ અંગ્રેજી તુમારનું કામ આવતું તો કૃષ્ણદાસ બંગલે મોકલી દેતા અને કુસુમાયુધ એનો નિકાલ કરતો. સંસારમાં સ્ત્રી પુરુષોનાં જોડાં પોતાનું જીવન કેવી રીતે ગાળે છે તેનું અવલોકન કરવાનું આ બંને મિત્રોને ઘણું ગમતું. કોઇ પણ ચિત્ર જોઇ આવતા કે ઘેર આવીને તે ઉપર ચર્ચા ચલાવતા.

પાસેના બંગલામાં એક બ્રાહ્મણ કુટુંબ વસતું હતું. પુરૂષ આશરે ચાળીશેક વર્ષનો હતો અને સ્ત્રીની ઉમ્મર વીશ વર્ષની હતી. પડોશી થવાથી એ કોઇક વખત કૃષ્ણદાસના બાગમાં આવતો, તેમ વિષ્ણુદાસ અને કુસુમાબધુ એના બાગમાં પણ જતા અને વાતચિતમાં ગુંથાતા. બંને સ્ત્રી પુરૂષ સુખમાં દિવસ નિર્ગમન કરતાં હોય એમ લાગતું. એક દિવસ સવારમાં સ્નાન સંધ્યામાંથી પરવારી ઊઠતાં એ બંગલામાં બે સ્ત્રીઓ લઢતી હોય એમ જણાયું. લઢાઇ સૂર્યોદય સુધી ચાલુજ રહી હતી. બંનેને શાન્ત પાડવાને ઉપરે જણાવેલો બ્રાહ્મણ ગૃહસ્થ પ્રયત્ન કરતો હતો, પણ એનું બોલ્યું વાએ ઉડ્યું જતું હતું. આ જોઇને વિષ્ણુદાસે પોતાના મિત્રને કહ્યું કે, “ કુસુમભાઇ, સાંભળો છો. અત્યાર સુધીના આ શાન્ત બંગલામાં આજ કંઇ નવીન બનાવ બન્યો હોય એમ લાગે છે ગોવિંદરામભાઇની સ્ત્રી કોઇ બીજી સ્ત્રીની સાથે લઢતી હોય એમ લાગે છે. વચમાં વચમાં ગોવિંદરામભાઇનો અવાજ પણ સંભળાય છે. બ્રાહ્મમુહુર્તને સમયે આ પ્રકારનો ક્લેશ ઉત્પન્ન થવાનું શું કારણ હશે!

કુસુમ—ચાલો આપણે પેલી વાડ ઓથે જઇએ અને સાંભળીએ. બંને મિત્રો વાડ ઓથે જઇને જુએ છે તો ગોવિંદરામભાઇની સ્ત્રીના જટીયાં એક પાંત્રીશેક વર્ષની સ્ત્રીએ પકડેલાં અને તે ઉપરથી ગોવિંદરામભાઇનો મુષ્ટીપ્રહાર પડતા છતાં મૂકતી નહોતી. બે ચાકરોની મદદથી ગોવિંદરામભાઇ બંને સ્ત્રીઓને જુદી પાડી શક્યા. છૂટી પડી એટલે નાનીએ મોટીને ટીકો બતાવ્યો કે મોટીના મુખમાંથી ગાળોનો વર્ષાદ વરસ્યો. મોટી થાકતી કે નાની ધીમેથી બોલતી કે “ કેમ થાકી ? ” આ શબ્દ સાંભળીને મોટી ઉમ્મરની સ્ત્રી બમણા જોસપર ચઢતી. ગોવિંદરામભાઇ પરાણે નાનીને બંગલામાં લઈ ગયા કે મોટી પાછળ દોડીને બોલી “ કેમ એને પરણીને લાવ્યા હશોને, મને તો પકડી આણી હશે. મને પરણી લાવતી વખતે તો તમારી માએ મોઢેય ઘાલ્યો હતો અને એને લાવતી વખતે તો એ બિચારાંને એમ ઓરીઓ વીત્યો નહોતો. એ જીવતાં હોતતો તમે મને સતાવતેય શાના ? એને છોકરો થશે તે તમારૂં દાળદર ફુંકશે અને મારી છોકરી સ્વર્ગે નહી લઇ જાય. એ રાંડને હું જંપવા દેવાની નથી.

ગોવિંદરામ—તમે બંને સાથે બેહેનો પ્રમાણે રહો. બંનેના રોટલા પુરા કરવા હું પાંચ વર્ષનો છું. તું તારી મેળે શેહેરમાં રહે. હું તને ધાન લુગડું પુરૂં પાડીશ.

મોટી—જ્યાં તમે ત્યાં હું. મારે શેહેરને શું કરવું છે બાળવું છે ?

ગોવિંદરામ—એમ બોલ નહી. હું તને દુઃખ પડવા નહિ દઉં. તને ઘીચણુસમા રોટલાની વચમાં રાખીશ.

મોટી—રોટલા તો મારે પીએર જોઇએ તેટલા છે. પણ એ રાંડ તમારી સાથેમોજ શોખમાણે અને હું ખૂણે પડી રહું. એમ નથી બનવાનું તમેય રહો મારી સાથે.

ગોવિંદરામ—નિત્ય આવો ભવાડો કરવાને ?

મોટી—ત્યારે એમ કરો. થોડા દહાડા એ પીયર જાય, અને થોડા દહાડા હું પીઅર જાઉં. પણ એ બારે માસ તમારી સાથેને સાથે રહે એ નહી પાલવે. એ મારાથી સહન નહિ થાય.

નાની—ન સહન થાય તો પડ મોટા ધરામાં.

નાની બોલી કે પાછી લઢાઇ નવે નામે જાગી. ગોવિંદરામ અકળાઈ ગયો અને વિષ્ણુદાસ અને કુસુમાયુધને બોલાવવાને ચાકર મોકલ્યો. બંને મિત્રોએ ત્યા જઇ મહા મુશ્કેલીએ સમાધાન કર્યું. મોટીને એ ચાર દહાડા બંગલે રહેવાનું કરાવ્યુ એટલે એ લગાર શાન્ત પડી. રસોઇઆને પણ સવારના નવ વાગે ચુલો સળગાવવાને વખત મળ્યો. દશેક મીનીટ વાતચિત કરી પાન સોપારી લઇ બંને મિત્રો ઘેર આવ્યા, ત્યાં બંને સખીઓ હકિકત જાણવાની આતુરતામાં એમની વાટ જોઇને બેઠી હતી. સુમુખીના પૂછવાથી કુસુમાયુધે કહ્યું કે આ ગોવિંદરામ મોટો કોન્ટ્રાક્ટર છે. મીલોના કોન્ટ્રાક્ટમા એણે પૈસા સારા પેદા કર્યા છે. એણે બે વખત લગ્ન કર્યા છે. મોટી સ્ત્રીને એક સતર વર્ષની છોકરી છે. છોકરી નવ વર્ષની થઇ ત્યા સુધી એ મોટી સ્ત્રીને બીજી પ્રજા થઇ નહી. મૂળે બ્રાહ્મણભાઇ, પૈસા કમાયા અને કન્યાઓ જોઇએ તેટલી એટલે સ્ત્રી પીએર ગઈ એટલામા બત્રીસ વર્ષની ઉમ્મરે એક બાર વર્ષની કન્યા પરણી લાવ્યા. અને સંસારના સુખને નામે મીંડુ વાળ્યું. બત્રીસ વર્ષની ઉમર સુધીમાં મોટી સ્ત્રી તરફથી કોઈ પણ રીતનુ અસંતોષનુ કારણ એને મળ્યું નહોતું. એ એનો વખત બરોબર સાચવતી હતી અને આજ્ઞાંકિત બાઈ હતી, પણ છોકરાની આશાએ બીજી સ્ત્રી કરી. મોટી થોડાં વર્ષ તો અકળાઇને બેસી રહી અને કોઈ દિવસ સામું બોલેલી નહી એટલે ઢકાસ બહાર પડયો નહી, પણ નવીના મોહમાં ભાઇએ એને છેક વિસારી દીધી. ચોમાસાના ચાર મહિના મજા મારવાને આ બાલકીસનદાસ શેઠનો બંગલો ભાડે રાખ્યો છે. જુની પીઅર ગઈ હતી ત્યાંથી પરમ દહાડે આવી ત્યારે એને એ વાતની ખબર પડી એટલે પરોઢમાજ ઉઠીને મનનો બળાપો કાઢવાને આવી. નવીએ આનસેંગ બોલતી હોતતો આટલું થાત નહી, પણ એને દીઠી એટલે આંખો ચાર થઇ અને મશ્કરીમાં બોલી કે “મજા માણવા આવ્યાં હશો.” આ શબ્દ સાંભળતાંજ જુની વાઘની પેઠે તુટી પડીને ભવાઈ પૂર્ણ રીતે ભજવાઇ.

સુમુખી—કુસુમભાઇ એમાં તમને કોનો વાંક લાગે છે?

કુસુમ—એક ઉપર બીજી સ્ત્રી લાવનાર પશુ વૃત્તિવાળા પતિનો. એક કરતાં વધારે સ્ત્રી કરનાર મનુષ્ય પ્રેમના લક્ષણને જાણતોજ નથી. ત્રણ સ્ત્રીઓ કરવાથી દશરથ સરખા મહારાજા અકાળ મૃત્યુને આધિન થયા છે, તો ગોવિંદરામભાઇ શા હિસાબમાં. બીજી સ્ત્રી કરવાથી શાન્તનુ સરખા પરાક્રમી રાજાને ભીષ્મ સરખા બળવાન પુત્રનો ગાદીને વાસ્તે હક ઉઠાવવાની ફરજ પડી હતી તો બીજા મનુષ્યો શા લેખામાં.

સુમતિ—શ્રીકૃષ્ણ પરમાત્માને સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓ હતી એ વાત ખરી હશે ?

વિષ્ણુદાસ—નારદજી પરીક્ષા કરવાને આવ્યા ત્યારે દરેક સ્ત્રીના મેહેલમાં એમણે શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં એ વાત તમે માનો છો?

સુમતિ—એ તો પ્રભુ એટલે અનેક સ્વરૂપ છે,

વિષ્ણુદાસ—મીરાંબાઇએ જીવાભગતને મળવાને કહાવ્યું ત્યારે જીવા ભગતે કહ્યું કે હું તો સ્ત્રીજાતિની સાથે સંભાષણ કરતો નથી. મીરાંબાઇએ કહ્યું કે વૃંદાવનમાં તો હું સઘળી સ્ત્રીઓજ દેખું છું એમ છતાં તમે પુરૂષ રહ્યા છો એ નવાઇની વાત! એનો ભાવાર્થ તમે સમજ્યાં! એનો અર્થ એમ લેવાનો કે જીવાત્માનો પરમાત્મા પ્રત્યેનો ભાવ સ્ત્રીના પુરૂષ પ્રત્યેના ભાવ જેવો છે. સ્ત્રી પુરૂષના સ્વરૂપમાં ભળી જાય છે તેમ જીવાત્માને પરમાત્મા સ્વરૂપમાં ભળવાનું છે. એ સઘળું આધ્યાત્મિક અર્થમાં સમજવાનું છે. આપણા ગૃહવ્યવહારને એ વાત લાગુ પડતી નથી.

કુસુમાયુધ—ગોવિંદરામ સરખા સમજુ માણસને લગ્નની ગાંઠથી જોડાએલી અને પંદર સોળ વર્ષ સુધી જેની સાથે પ્રેમપૂર્વક દિવસ નિર્ગમન કરેલા એવી સ્ત્રીના ઉપર મુષ્ટીપ્રહાર કરવો પડ્યો એ ઓછી ખેદની વાત છે? એ અબળાના જીવને કેટલો ક્લેશ થતો હશે? જુતીને અદેખાઇ નડે છે એમ નહી પણ પતિ પ્રેમનો ભંગ નડે છે. ગોવિંદરામ પોતેજ કબુલ કરે છે કે બીજું લગ્ન કર્યા પહેલાં એ કોઇ દિવસ એમની સાથે ઉંચે સ્વરે બોલી નથી કે એણે એમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી. તો આ બાબતમાં તો પતિ કૃતઘ્ન ઠરે છે. એ અબળાનો હુ વાંક કાઢી શકતો નથી.

વિષ્ણુદાસ—એમાં ગોવિંદરામને પણ શું સુખ મળે છે! એની વૃત્તિ પશુની તો એનું સુખ પણ તેવું.

કુસુમ—મને તો શ્રીરામચંદ્રજીનું દૃષ્ટાંત અત્યુત્તમ લાગે છે.

સુમુખી—સગર્ભાપત્નિને વનમાં મોકલી એ વાતનું શી રીતે સમાધાન કરો છો!

કુસુમ—રાજાને પોતાની સ્ત્રી કરતાં પણ પ્રજા વિશેષ છે. નિંદિત સ્થિતિમાં સુખ ભોગવવું એના કરતાં મરવું સારૂં, એમ ધારીનેજ એમણે પ્રિયાવિરહનુ દુઃખ અનુભવ્યું. એમણે બીજી સ્ત્રી કરી હોતતો એમના પ્રેમને દૃષ્ટાંત લેવા લાયક હું ન ગણત, પણ એમ ન કરતાં સીતાવિરહનું અતિ કષ્ટદાયી દુઃખ એમણે વેઠ્યું છે અને પ્રજાને એ બતાવી આપ્યું છે.

સુમતિ—સખિ તેં ઉત્તર રામચરિત વાંચ્યું છે! કવિએ રામચંદ્રજીના અંતર્ભાવનું ચિત્ર આપ્યું છે તે વાંચીએ છીએ ત્યારે આપણું હૃદય ભેદાઇ જાય છે. સીતાજીના હસ્ત સ્પર્શથીજ એમની મૂર્છા વળે છે.

વિષ્ણુદાસ—શ્રીરામચંદ્રજીનું તો આખું ચરિત્ર મનુષ્યજાતિને દૃષ્ટાંત લેવા લાયક છે. એમણે પુત્રભાવ દર્શાવ્યો છે, બાતૃભાવ દર્શાવ્યો છે, પતિભાવ દર્શાવ્યો છે, નૃપતિભાવ દર્શાવ્યો છે અને પિતૃભાવ પણ પૂર્ણપણે દર્શાવ્યો છે.

સુમતિ—અને સેવક પ્રત્યે સ્વામીભાવ દર્શાવવામાં પણ બાકી રાખી નથી.

કુસુમાયુધ—એથીજ એમનાં ગુણાનુવાદ સાંભળી આપણને આનંદ થાય છે.

વિષ્ણુદાસ—એતો પુરૂષે અંતરી આ સંસારમાં કેવી રીતે વર્તવું એ દૃષ્ટાન્ત બતાવવાને ઇશ્વરેજ અવતાર લીધેલો હતો. મનુષ્ય એટલું સર્વ વાતે પૂર્ણ હોઇ શકે નહિં.

રાત્રે વિષ્ણુદાસ રામકથા વાંચતો ને સાંભળવા આવનાને એણે ગોવિંદરામને તથા

એમની સ્ત્રીઓને આવવા નિમંત્રણ કર્યું. મોટી સ્ત્રીને કથા શ્રવણ ઉપર પ્રીતિ હતી, તેથી એતો એની મેળે આવી અને નાનીને ગોવિંદરામભાઇ તેડી લાવ્યા. રામચંદ્રજીના વનવાસને વાસ્તે સજ્જ થવા વિશેની કથા આવતાં સર્વના નેત્રમાં અશ્રુધારા ચાલી. કૈકેયીને સ્વામી તથા પુત્ર તરફથી થયેલા ધિક્કારની કંઇક અસર નાની ઉપર થઇ અને કૌશલ્યાની દૃઢતાની અસર મોટી ઉપર થઇ. વિષ્ણુદાસ કથા કરવામાં તેમ સમજાવવામાં ઘણો પ્રવિણ હોવાથી એ ભાગ એણે પૂર્ણ ટીકા સાથે સમજાવ્યો. ગોવિંદરામની બંને સ્ત્રીઓના મન ઉપર આથી સારી અસર થઇ. કમળુ વૃક્ષ સેહેલાઇથી વળી શકે છે, તેમ નાનીના મન ઉપરની અસર તો એના અશ્રુપાતથી જણાઇ આવી; મોટીને પણ પશ્ચાત્તાપ થયો અને ગોવિંદરામને બે બૈરી કરવામાં સમાયલા ગેરલાભનું ભાન થયું. મોટીનો સંસાર ઉપરનો મોહ કંઇક અંશે ઓછો થયો અને નાનીને પોતાની શોક્ય પ્રત્યેની અવિનયી વર્ત્તણુકને વાસ્તે ખેદ થયો. દર-રોજના રામકથા શ્રવણથી ગોવિંદરામભાઇ કંઇક શાન્તિ ભોગવતા થયા. આઠ નવ વર્ષે મોટીએ પતિ તરફના કંઇક ભાવનો લ્હાવો લીધો અને નાની એને મોટી બેહેન કહી બોલાવતી થઇ.

બજેવ ઉપર માતા પિતાની સાથે રહેવાના વિચારથી બંને મિત્રો શ્રાવણ સુદિ ચૌદ-શને દહાડે જમી કરી શેહેર તરફ જવા નીકળ્યા અને સુમતિ તથા સુમુખી ગાડીમાં બેસીને ઘેર ગયાં. અવલોકન કરવાની ટેવથી આજ એમણે દરીયાપર દરવાજાનો માર્ગ લીધો. દર-વાજામાં પ્રવેશ કરી લગાર આગળ ચાલ્યા એટલામાં એમણે એક બાઇને એક નાના ઘરના ઓટલાપર રડતી જોઇ. પાંચદશ માણસ એની આસપાસ વીંટાઇ વળ્યાં હતાં. એ શા વાસ્તે રડે છે એ જાણવાની જીજ્ઞાસાથી એ ત્યાં ઉભા એટલામાં એમણે એક માણસને હાથમાં લાકડી ઉગામીને મારવા આવતો જોયો કે તુરત કુસુમાયુધે એને પકડી લીધો અને વિષ્ણુ-દાસે એના હાથમાંથી લાકડી ઝુંટવી લીધી. માણસે છુટવાને પ્રયત્ન ઘણું કર્યું પણ બીજા માણસોએ આવીને એને ઓટલા ઉપર બેસી રડતી બાઇ પાસે જવા દીધો નહિ.

અપૂર્ણ.

---

# બ્રાહ્મણોમાં થતી હીલચાલ.

**અમદાવાદ**

અમારા સાંભળવામાં આવ્યું છે કે, અમદાવાદના ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણોએ પોતાની જ્ઞાતિમાં સુવ્યવસ્થા થવાને એક જ્ઞાતિ તરફથી મંડળ નીમ્યું છે, અનેતે મંડળના સરપંચ વયોવૃદ્ધ અને જ્ઞાતિના અગ્રેસર ગોર ત્રિભો-વનને નીમ્યા છે. ઇશ્વર જ્ઞાતિનો સત્વર અભ્યુદય કરો એ અમારી પ્રાર્થના છે.

**ઉમરેઠ.**

ઉમરેઠ મુકામે ખેડાવાળ બ્રાહ્મણોની કોન્ફરન્સ ગયા માસમાં મળી હતી. તેના પ્રમુખ વયોવૃદ્ધ, જ્ઞાન વૃદ્ધ, સાક્ષર શ્રીયુત રણછોડભાઈ ઉદયરામ દવે જેઓ માજી કચ્છના દિવાન હતા. અને હાલ વાનપ્રસ્થ જીવન ગાળે છે, તેમને નીમવામાં આવ્યા હતા, કોન્ફરન્સનું ઉત્તમ કાર્ય કેળવણી ફંડ છે, અને તેમાં બહુ સારી રકમો ભરાવાથી એક સારૂં ફંડ થયું હતું. કોન્ફરન્સો તથા એવી અનેક

સામયિક પ્રવૃત્તિઓ દ્વારા ખેડાવાળ બ્રાહ્મણો તેમનો અભ્યુદય સાધે તેમાં ઈશ્વર તેમને સહાય આપો એ પ્રાર્થના છે.

સરખેજ.

સરખેજ હિતવર્ધક સમાજ તરફથી બહુચરાજી માતામાં પોષ વદિ ૧૦ ને વાર રવિને દિવસે મંડળના સભાસદ રા. રા. પ્રાણજીવન નારાયણ ત્રિપાઠી ઓવરસીયરની પરિક્ષામાં, અને રા. રા. કેશવલાલ જગજીવન ત્રિપાઠી મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં પાસ થવાથી તેમને માન આપવામાં આવ્યું હતું, અને સમાજના કેટલાક સભ્યો હાજર હતા, તેમના તરફથી આનંદ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. મંડળની સિલકના રૂ. ૬ ) રા. રા. ચમનલાલ કરૂણાશંકરની દરખાસ્ત અને રા. રા. નાથાલાલના ટેકાથી મંત્રીની સંમતિથી સરખેજના વનિતા વિશ્રામના ફંડમાં આપવામાં આવ્યા હતા. રા. પ્રાણજીવન તથા રા. કેશવલાલે પણ સરખેજ વનિતા વિશ્રામ ફંડમાં રૂ. ૩ ) અને રૂ. ૨ ) અનુક્રમે આપ્યા હતા.

આજ દિવસે સંસ્કૃત સંધ્યા ક્લાસ તથા શાળાના વિદ્યાર્થિઓને વસ્ત્રાદિકનું ઈનામ આપવામાં આવ્યું હતું. અને તે પછી સરખેજ વનિતા વિશ્રામનો રીપોર્ટ વાંચવામાં આવ્યો હતો અને વનિતા વિશ્રામની સ્થાપના પછી આજ દિવસ સુધીમાં શીખવા આવેલી બહેનોને ઇનામ આપવામાં આવ્યું હતું. આ ઇનામનું ખર્ચ અમદાવાદના રા. રા. મતીલાલ છોટાલાલ કમોડીયા બી. એ. બા. એટ. લૉ તરફથી સરખેજ વનિતા વિશ્રામ ફંડમાં આશ્રયાર્થે રૂ. ૧૫ ) આપવામાં આવ્યા હતા, તેમાંથી કરવામાં આવ્યું હતું. આ સંસ્થાનું કામ આવી સંતોષ કારક રીતે ચાલતું જોઇ, તે કામથી સંતોષ દર્શાવી સરખેજ બ્રા. જ. લાઇબ્રેરીની વ્યવસ્થાપક કમીટીના જોઇન્ટ સેક્રેટરી તથા વાઇસ પ્રેસીડેન્ટ તરફથી મહુમ અ. સૌ. અન્નપૂર્ણા સ્મારક ફંડમાંથી રૂ. ૩ ) કન્યા તથા સન્નારીઓને વહેંચવામાં આવ્યા હતા. અને તે ફંડ વનિતા વિશ્રામમાં સોંપવામાં આવ્યું હતું. શાળાનું ઇનામ શાસ્ત્રીજી પ્રેમાનંદજીને હાથે આપવામાં આવ્યું હતું; અને વનિતા વિશ્રામનું ઇનામ ગામના આગેવાન શેઠ કેશવલાલનાં માતુશ્રી પૂ. રેવાબાઇને હાથે આપવામાં આવ્યું હતું.

મુબાઈ.

મુબાઇમાં રહેતા સૌરાષ્ટ્રસ્થ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણોની એક સભા તાંબાકાંટામાં રા. રા. પ્રભાશંકર જયશંકર પાઠકને ત્યાં થઇ હતી. સભાનો હેતુ રા. રા. કાશીરામ અંબારામ જાની ઓણ સાલ બી. એ. માં પાસ થયા તેમને માન આપવાનો હતો. તેઓ પોતે ભાવનગરના નિવાસી છે, અને તેમનું કુટુંબ ત્યાં સન્માનિત છે. મેળાવડામાં આશરે પચાસેક માણસો એકત્ર થયા હતા. રા. પ્રભાશંકરે એક અસરકારક ભાષણ કર્યું હતું, જેની અસરથી મુબાઇમાં એક જ્ઞાતિ મંડળની સ્થાપનાના વિચાર માટે ફરીથી માઘ વદી ૧૪ ને દિવસે ત્રવાડી લાલશંકર ગૌરીશંકરને ત્યાં એકત્ર થવાનો વિચાર કરી સભા વિસર્જન થઇ હતી. આ સિવાય આ જથાના બીજા રા. રા. ત્રવાડી રતીલાલ જગન્નાથ ત્રવાડી હરિશંકર દુર્લભરામ અને ત્રવાડી ગણપતરામ રાજારામ મેટ્રીકમાં પાસ થયા છે, અને રા. ગણપતરામને રૂ. ૧૧ ) ની યુનિવર્સિટીની સ્કોલરશીપ પણ મળી છે.

## લવાજમની પહોંચ

### ૧ લા વર્ષનું.

| | |
|---|---|
| રા. રા. રેવાશંકર અંબારામ ભટ્ટ | અમદાવાદ |

### ૨ જા વર્ષનું.

| | |
|---|---|
| રા. રા. ગોવિંદલાલ રામશંકર જાની | અમદાવાદ |
| ,, રેવાશંકર અંબારામ ભટ્ટ | ,, |

### ૩ જા વર્ષનું.

| | |
|---|---|
| રા. રા. ગોવિંદલાલ રામશંકર જાની | અમદાવાદ |
| ,, ગણપતરામ વિશ્વનાથ | આમોદ |
| ,, પ્રાણશંકર દલસુખરામ ત્રિપાઠી | સરખેજ |
| ,, જયાનંદ જયરામ પાઠક | કોડીનાર |
| ,, રેવાશંકર અંબારામ ભટ્ટ | અમદાવાદ |
| ,, ઝવેરીલાલ હરગોવિંદ પંડ્યા | ધંધુકા |
| ,, લલ્લુશંકર દલપતરામ ત્રવાડી | સેવાલીયા |
| ,, વૈદ્ય મગનલાલ હાઉજી | સરખેજ |
| ,, દલપતરામ ચિતશંકર દવે | નવીબંદર |
| ,, પ્રભાશંકર જયશંકર પાઠક | મુંબાઈ |

સામયિક પ્રવૃત્તિઓ દ્વારા ખેડાવાળ બ્રાહ્મણો તેમનો અભ્યુદય સાધે તેમાં ઈશ્વર તેમને હાય આપો એ પ્રાર્થના છે.

સરખેજ.

સરખેજ હિતવર્ધક સમાજ તરફથી બહુચરાજી માતામાં પોષ વદિ ૧૦ ને વારે દિવસે મંડળના સભાસદ રા. રા. પ્રાણજીવન નારાયણ ત્રિપાઠી સીયરની પરિક્ષામાં, અને રા. રા. કેશવલાલ જગજીવન ત્રિપાઠી ક્યુલેશનની પરિક્ષામાં પાસ થવાથી તેમને માન આપવામાં આવ્યું હતું, અને સમાજના કેટલાક સભ્યો હાજર હતા, તેમના તરફથી આનંદ પ્રદર્શિત કરી આવ્યો હતો. મંડળની સિલકના રૂ. ૬ ) રા. રા. ચમનલાલ કરુણાશંકરની દરખાસ્તથી રા. રા. નાથાલાલના ટેકાથી મંત્રીની સંમતિથી સરખેજના વનિતા વિશ્રામના ફંડમાં પવામાં આવ્યા હતા. રા. પ્રાણજીવન તથા રા. કેશવલાલે પણ સરખેજ વનિતા વિશ્રામ ફંડમાં રૂ. ૩ ) અને રૂ. ૨ ) અનુક્રમે આપ્યા હતા.

આજ દિવસે સંસ્કૃત સંધ્યા ક્લાસ તથા શાળાના વિદ્યાર્થિઓને વસ્ત્રાદિકનું ઈનામ આપવામાં આવ્યું હતું. અને તે પછી સરખેજ વનિતા વિશ્રામનો રીપોર્ટ વાંચવામાં આવ્યો હતો અને વનિતા વિશ્રામની સ્થાપના પછી આજ દિવસ સુધીમાં શીખવા આવેલી બહેનોને ઇનામ આપવામાં આવ્યું હતું. આ ઇનામનુ ખર્ચ અમદાવાદના રા. રા. મતીલાલ છોટાલાલ કમોડીયા બી. એ. બા. એટ. લૉ તરફથી સરખેજ વનિતા વિશ્રામ ફંડમાં આશ્રયાર્થે રૂ. ૧૫ ) આપવામાં આવ્યા હતા, તેમાંથી કરવામાં આવ્યું હતું. આ સંસ્થાનું કામ આવી સંતોષ કારક રીતે ચાલતું જોઇ, તે કામથી સંતોષ દર્શાવી સરખેજ બા. જ. લાઇબ્રેરીની વ્યવસ્થાપક કમીટીના જોઇન્ટ સેક્રેટરી તથા વાઇસ પ્રેસીડેન્ટ તરફથી મર્હુમ અ. સૌ. અન્નપૂર્ણા સ્મારક ફંડમાંથી રૂ. ૩ ) કન્યા તથા સન્નારીઓને વહેંચવામાં આવ્યા હતા. અને તે ફંડ વનિતા વિશ્રામમાં સોંપવામાં આવ્યું હતું. શાળાનું ઇનામ શાસ્ત્રીજી પ્રેમાનંદજીને હાથે આપવામાં આવ્યું હતું; અને વનિતા વિશ્રામનું ઇનામ ગામના આગેવાન શેઠ કેશવલાલનાં માતુશ્રી પૂ. રેવાબાઇને હાથે આપવામાં આવ્યું હતું.

મુંબાઈ.

મુંબાઇમાં રહેતા સૌરાષ્ટ્રસ્થ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણોની એક સભા તાંબાકાંટામાં રા. રા. પ્રભાશંકર જયશંકર પાઠકને ત્યાં થઇ હતી. સભાનો હેતુ રા. રા. કાશીરામ અંબારામ જાની ચાલુ સાલ બી. એ. માં પાસ થયા તેમને માન આપવાનો હતો. તેઓ પોતે ભાવનગરના નિવાસી છે, અને તેમનું કુટુંબ ત્યાં સન્માનિત છે. મેળાવડામાં આશરે પચાસેક માણસો એકત્ર થયા હતા. રા. પ્રભાશંકરે એક અસરકારક ભાષણ કર્યું હતું, જેની અસરથી મુંબાઇમાં એક જ્ઞાતિ મંડળની સ્થાપનાના વિચાર માટે ફરીથી માઘ વદી ૧૪ ને દિવસે ત્રવાડી લાલશંકર ગૌરીશંકરને ત્યાં એકત્ર થવાનો વિચાર કરી સભા વિસર્જન થઇ હતી. આ સિવાય આ જથાના બીજા રા. રા. ત્રવાડી રતીલાલ જગન્નાથ ત્રવાડી હરિશંકર દુર્લભરામ અને ત્રવાડી ગણપતરામ રાજારામ મેટ્રીકમાં પાસ થયા છે, અને રા. ગણપતરામને રૂ. ૧૧ ) ની યુનિવર્સિટીની સ્કૉલરશીપ પણ મળી છે.

---

REGISTERED No B. 891

# ગુર્જર બ્રાહ્મણ

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रस्समितिस्समानी समानं मन स्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मंन्त्रयेव । समानीव आकूति स्समाना हृदयानिव ॥ समानमस्तु वो मनो यथा वस्सुसहासति ॥ ऋग्वेद.

**ભાવાર્થ:**—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારા હૃદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.

વર્ષ ૩, અંક ૯ [ માસિક ] ફાલ્ગુન સંવત્ ૧૯૬૮

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.



વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક ' ગુર્જર બ્રાહ્મણ ' ઑફિસ. પખાલીની પોળ—અમદાવાદ.

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં મોતીલાલ ચામળદાસે છાપ્યું.

# નિયમો.

૧. વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખો માટે લેખક જ જવાબદાર છે.

૨. માસિકમાં હરકોઇ વિષયના લેખો મોકલવાની ગુજરાતી પ્રજાને છુટ છે. વ્યક્તિગત ચર્ચા લેવામાં આવશે નહિ, તેમ જ લેખ માસિકમાં નહિ લેવામાં આવે તો તે અમે પાછો મોકલવા બંધાતા નથી. લેખ કાગળની એક જ બાજુએ સારા અક્ષરથી લખી મોકલવો જોઇએ, સહી વગરના લેખો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ.

૩. નવા ગ્રાહક થનારે લવાજમ અગાઉથી મોકલવું. અને ગ્રાહકોએ વર્ષ પુરૂં થતામાં લવાજમ મોકલી દેવું. મનીઓર્ડર તન્ત્રી ઉપર સરખેજ મોકલવો. પત્ર વ્યવહાર અમદાવાદને સરનામે કરવો. માસિકનો નમુનાનો અંક એક આનાની ટીકીટ મોકલે મોકલવામાં આવશે.

૪. માસિક દરેક માસની અમાવાસ્યા સુધીમાં ન મળે તો વ્યવસ્થાપકને પત્રથી જણાવવું. સિરનામાના ફેરફારથી વ્યવસ્થાપકને વાકેફ કરવા નહિ તો માસિક ગેરવલે પડે તેને માટે અમે જોખમદાર નથી. માસિકના સરનામા ઉપરનો નંબર લખવા કૃપા કરવી.

૫. લવાજમ મોકલ્યા પછી એક બે મહીને માસિકમાં પહોંચ આવી ન હોય તો પત્રથી પુછાવવું.

---

## લવાજમની પહોંચ.

### વર્ષ ત્રીજું.

| | |
|---|---|
| રા. રા. ડાહ્યાભાઈ જેષ્ઠશંકર ત્રવાડી | વાસણા કેળીયા |
| ,, ગોવિંદરામ સેવકરામ | ,, |
| ,, અંબારામ હરજીવન ત્રવાડી | સરખેજ |
| ,, ડૉ. ત્રીકમલાલ મગનલાલ ... | અમદાવાદ |
| ,, ગૌરીશંકર વી. જેષ્ઠશંકર ત્રવાડી | રાજુલા |

---

# गुर्जर ब्राह्मण.

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवा ४ सस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥ तदात्मनि निरते, य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ उपनिषत्.

શબ્દાર્થઃ—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે કલ્યાણને જોઈએ, ને દૃઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદમાં કહેલા ધર્મો હો, તે મારામા હો.

વર્ષ ૩, અંક ૯. [ માસિક. ] ફાલ્ગુન. સંવત ૧૯૬૮.


## સમાજમાં કેવી રીતે વર્તવું ?

વિદ્વદ્વર્ય પ્રમુખ સાહેબ અને પ્રીય બંધુઓ !

ઈશ્વર કૃપાથી આપણને આજે હુતાશનીને નિમિત્તે એકત્ર થવાનો પ્રસંગ મળ્યો છે.

૧ ઉપોદ્ઘાત

આજે સ્થળે સ્થળે સ્ત્રી, પુરૂષ, બાળ, વૃદ્ધ વસંતોત્સવ યોગ્ય રીતે ઉજવવા પોતાની અનુકૂળતા પ્રમાણે નિમગ્ન થશે. સહુ પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે વસંતઋતુના મંદિરમાં વિવિધ વસ્તુઓ ચઢાવશે કોઈ ખાળકુંડીયો તથા રાખોડી અને કાદવ મેળવીને ક્રીડામાં પ્રવૃત્ત થશે, તો કોઈ કેસુડા, ગુલાલ વગેરે વસ્તુઓ રતુરાજને ભેટ ધરશે. વસંતનાં સ્તવન કેટલાંક ગૃહોમાં કૃષ્ણ ગોપીઓનાં તથા કામદેવના શૃંગારિક ગીતોના રૂપમા ગવાશે જ્યારે શેરીઓમાં બીભત્સ શબ્દોમાં તથા અભિનય ( ચેષ્ટા ) માં વર્ણવાશે. ધનવાન્ તથા વિદ્વાન્ ગૃહસ્થોનાં ગૃહોમાં, જ્યારે ગૃહિણીઓ, મકરધ્વજ ( કામદેવ ) ને પ્રસન્ન કરવા, નાના પ્રકારના રંગનાં વસ્ત્રો, જેમાં ગુલાલ, કેસુડા, કંકુ વગેરે વિવિધ પ્રકારનાં રંગોના સંસ્કાર થયા છે, તે પરિધાન કરશે, ( પહેરશે ) અને મદનના શસ્ત્ર નયન કટાક્ષ બાણનો ઉપયોગ પોતાના પતિ ઉપર કરશે; ત્યારે, કેટલીક વિદ્યા વીહીન સ્ત્રીઓ, ખાળકુંડીયોનાં પાણી, કાદવ, છાણ વગેરે દુર્ગંધી પદાર્થોથી, પોતાનાં વસ્ત્રોને તથા શરીરને શણગારી ઋતુરાજનું પૂજન કરશે અને, રસ્તે જનારા લોકોને આલ્હાદ આપશે; તથા આવા વેશમાં પંચબાણને વધાવવા વસંત મંદિરે જશે. ભાઈઓ, સમાજમાં એક બીજા

પ્રત્યે કેવી રીતે વર્તવું તેનો આ એક અમુલ્ય દાખલો છે ! જે સ્થળે સંસ્કૃત કવિયોના વસંત ઋતુના વર્ણન પ્રમાણે કામદેવની મૂર્તિની આગળ પૂજા થતી, ત્યાંજ આજે એક બીભત્સ મૂર્તિ બનાવીને તેની પૂજા થાય છે. જ્યાં મકરધ્વજને પ્રણામ કરવા યુવતિઓ વિવિધ રંગનાં વસ્ત્રો પહેરીને વસંતમંદિરે જતી, ને પંચબાણને નયન કટાક્ષરૂપી પુષ્પ બાણનો ઉપહાર કરતી, ત્યા આજે દુર્ગંધી પદાર્થોથી લીપ્ત થયેલાં વસ્ત્રો પહેરીને તથા મર્યાદારહિત રસ્તા ઉપર હોળી રમીને અને ગોસાંઇઓના મંદિરના ચાબખાનો લ્હાવો લઇને, સ્ત્રીઓ કામમૂર્તિને રીઝવે છે. જ્યાં વિધિપૂર્વક પૂજા કરીને કાષ્ઠ, ઘૃત, ચંદન વગેરે આહુતીઓનો હોમ થતો, ત્યાં આજ લોકોની ગાળો ખાઇને ચોરેલાં લાકડાં હોમાય છે.' આ સઘળા ફેરફારનું કારણ શું ? જે વસંતોત્સવ આવી રીતે પહેલાં ઉજવાતો તે આજ આવી ઉલટી રીતે કેમ ઉજવાય છે ? આ પ્રશ્નનો ઉત્તર એટલોજ છે કે વ્યક્તિઓએ ( દરેક માણસે ) પોતાના સમાજમાં એક બીજા પ્રત્યે કેવી રીતે વર્તવું તેના અજ્ઞાનનું આ પરિવર્ત્તન એક કારણ છે. જ્યારે ઉપર પ્રમાણે સ્ત્રી પુરૂષો આજનો દિવસ ઉજવે છે, ત્યારે આપણે પણ આજનો દિવસ આપણા મનરૂપી દ્વારની ખાળકુંડીઓના કુચા ઉઘાડા મૂકીને વિચારરૂપી જળનો વસંતમદિરે કામદેવ ને ઉપહાર આપીને વ્યતીત કરીશું. જ્યારે અન્ય લોક જડ વસ્તુઓથી હોળી ખેલે છે, ત્યારે આપણે જ્ઞાનરૂપી વાડીમાંથી વિચારરૂપી પુષ્પો ચુંટીને એક બીજા જોડે હોળી ખેલીશું. આટલા ઉત્સવ નિમીત્તિના ઉદ્ગારો પછી, આજનો મુખ્ય વિષય આગળ ચલાવીશું.

૨ સમાજ શું છે ?

હું ધારૂં છું કે સ્પષ્ટીકરણ કરવાથી આજનો વિષય સરળ થઈ પડશે, કારણ કે સમાજનો અર્થ બરોબર સમજવો એ પ્રથમ આવશ્યક છે. અમુક વ્યક્તિઓનું એકજ ઉદ્દેશથી એકત્ર થવું તેનું નામ સમાજ, અને આ પ્રમાણે વ્યક્તિઓએ એક બીજા પ્રત્યે સમાજમાં એટલે કે પોતાની મંડળીમાં અથવા પંક્તિમાં કે જ્ઞાતિમાં કેવી રીતે વર્તવું એ આજના વિષયની સીમા છે.

૩. વ્યક્તિ અને સમાજની અન્યોન્ય અસર.

સમાજ એ અમુક વ્યક્તિઓનો સમૂહ છે, માટે વ્યક્તિઓની અસર સમાજ ઉપર થાય છે અને એકત્ર સમાજની અસર પૃથક પૃથક વ્યક્તિઓ ઉપર થાય છે. આ પ્રમાણે સમાજની તથા વ્યક્તિઓની એક બીજા પ્રત્યે અરસપરસ અસર થાય છે. જ્યારે સમાજ રૂઢિ બળ, ધર્મ બળ તથા અમુક નિયમોથી વ્યક્તિઓ ઉપર અસર કરે છે, ત્યારે વ્યક્તિઓ જેવા કે મહાન્ લેખકો તથા ભાષણકર્તાઓ પોતાના જ્ઞાનની અસર સમસ્ત સમાજ ઉપર કરે છે. આ ઉપરથી ત્યારે સ્હેજ સમજાશે કે અમુક સમાજના અભ્યુદય અર્થે વ્યક્તિઓની સુધારણા કેટલી આવશ્યક છે. સમાજનો સુધારો વ્યક્તિઓને સુધારે છે અને વ્યક્તિઓની આંતર શુદ્ધિ સામાજીક ઉન્નતિને જન્મ આપે છે. વ્યક્તિઓને સુધારવાનું સામાન્ય કારણ વાંચન, કળા તથા વિવિધ શાસ્ત્રો જેવાં કે નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે છે. અને જ્યારે વ્યક્તિઓ સ્વાર્થવૃત્તિનો પરિત્યાગ કરી આત્મભોગ કરતાં શીખે ત્યારે સમસ્ત સમાજ સુધરે. ટુંકામાં વ્યક્તિઓ સુધરે તો સમાજ બળવાન થાય, અને જો સમાજ બળવાન થાય તો અમુક વ્યક્તિઓને નિયમમાં લાવીને સુધારે.

સમાજમાં એકત્ર મંડળીનો અમુક ઉદ્દેશ હોવો જોઇએ અને આપણા સંસારસમાજ-

માં પણ વ્યક્તિઓનો સુખ મેળવવું એ મુખ્ય ઉદ્દેશ છે. આ ઉદ્દેશ પાર પાડવાના મુખ્ય બે રસ્તા છે! આત્મ સુધારો તથા આત્મભોગ (એટલે કે સ્વાર્થવૃત્તિ પરિત્યાગ), તેમાં આત્મસુધારો ચાર રીતે થઈ શકે. ૧ શરીર સુધારવાથી, ૨ વિચાર અથવા લાગણીઓ સુધારવાથી, ૩ બુદ્ધિ વધારવાથી, ૪ તથા બીજાના ધર્મ પ્રત્યે ક્ષમા રાખવાથી, ૧. શરીર સુધારવાને વ્યાયામ, સ્વચ્છતા, નિયમિતપણું, સાદો ખોરાક તથા સ્વચ્છ હવા પાણી, બ્રહ્મચર્ય વગેરેની જરૂર છે. શરીર તથા મન એક રથના બે ચક્ર સમાન છે. એક ચક્રથી રથ ચાલી શકે નહીં. તેમજ શરીર અથવા મન બગડવાથી કંઈ કાર્યની સિદ્ધિ થતી નથી માટે શરીર નીરોગી હોવુંજ જોઇએ. ઉપર બતાવ્યા તેમાંના સઘળા નિયમો વિદ્યાર્થી અવસ્થાથીજ કાર્યમાં મૂકાવા જોઇએ, કારણ કે વિદ્યાર્થીઓ આપણા સમાજનું એક મુખ્ય અંગ હોતાં તેમની સમાજ સુધારવામાં ઘણીજ ઉપયોગી અસર થાય છે. યુરોપીઅન લોકોના સમાજોનું કાર્ય સરળતાથી ચાલે છે તેનું મુખ્ય કારણ એ છે કે ન્હાનપણથીજ વિદ્યાર્થીઓનું લક્ષ સ્વચ્છતા, કસરત, (રમત વગેરે), નિયમિતપણું વગેરે નિયમો ઉપર દોરવામાં આવે છે. આપણા વિચાર અથવા લાગણીઓ બે રીતે સુધરી શકે. (૧) એક તો કામ, ક્રોધ, મદ, લોભ, વગેરે આસુરી તત્ત્વોનો ત્યાગ કરવાથી. (૨) તથા તેની સાથે પ્રેમ, દયા, ક્ષમા, દઢતા વગેરે દૈવી ગુણોને ઉત્પન્ન કરવાથી, આત્મ સુધારણાનું ત્રીજું સાધન બુદ્ધિ સુધારણાને માટે જ્ઞાનની જરૂર છે, જે અભ્યાસથી, વિદ્વાનોના સહવાસથી તથા અનુભવ અને ચિકિત્સકવૃત્તિથી મેળવી શકાય છે. બીજાના ધર્મ અથવા કાર્ય પ્રત્યે ક્ષમા રાખવી એટલે કે કુસંપ ત્યાગ કરવાની વૃત્તિ ને તે ધર્મોનું તથા કાર્યોનું જ્ઞાન થવાથી મેળવી શકાય છે.

૪ વ્યક્તિઓ કેમ સુધરે ?

આ પ્રમાણે જે વ્યક્તિઓ શરીર, મન તથા બુદ્ધિ સુધારે તેજ આત્મભોગનો મહાન્ યજ્ઞ કરીને કંઈપણ સામાજીક કાર્ય કરી શકે. આત્મભોગ ( Self sacrifice ) પણ ત્રણ રીતે થઈ શકે. ૧ શરીરથી, ૨ જ્ઞાનથી તથા ૩ ધનથી અકસ્માત વખતે તથા અન્ય કલહના પ્રસંગે નબળાને મદદ કરવામાં પોતાનું શારીરિક બળ વાપરવું તે શારીરિક આત્મ ભોગ થયો. અન્યને, માટે જ્ઞાનનો ઉપયોગ ભાષણો આપવાથી, લેખો લખવાથી, તથા સલાહ આપવાથી થઈ શકે. તથા પૈસાનો આત્મભોગ દાન આપવાથી તથા સામાજીક કાર્યોમાં મદદ કરવાથી થઇ શકે.

આ પ્રમાણે આપણે જોઇ શકીશું કે જો અમુક સમાજની વ્યક્તિઓ આત્મ સુધારણા તથા આત્મભોગના મહાન મન્ત્રો સાધી શકે, તો તે સમાજની ઉન્નતિ સ્હેલથી થઈ શકે. પણ આ શિવાય બીજી પણ કેટલીક બાબતો ધ્યાનમાં રાખવાની છે. ગૃહરાજ્યની અસર તથા રાજ્યકર્તાના રીત રિવાજોની અસર સમાજ તથા વ્યક્તિઓ ઉપર થાય છે તે આપણે ભૂલવું ન જોઇએ. જે ગૃહમાં પશુવત્ જીવન ગુજારનારી સ્ત્રીઓ છે, અને તેથી જ્યાં પુત્રીઓને ગોર્યો વગેરે ઉત્સવોમાં માતાની પૂજાને બદલે ગાળો બોલવાની તથા પુત્રોને હોળી વગેરે પ્રસંગે આનંદી ક્રીડાને બદલે બિભત્સચેષ્ટા કરવાની તથા બોલવાની છુટ આપવામાં આવે છે, તે ગૃહરાજ્યની આપણા સમાજ ઉપર કેવી અસર થાય છે, તેનો ખ્યાલ આપણા સમાજની દિન પ્રતિદિન થતી દુર્દશા સૂચવે છે. માટે જ્યાં સુધી આવાં ગૃહરાજ્યોમાં સુધારો થાય નહીં ત્યાં સુધી સમાજનું સુધારા પ્રત્યેનું વહન નિર્વિઘ્ને ચાલે એ અસં-

ભવિત છે. વળી અમુક સમાજનો અભ્યુદય તે સમાજની વ્યક્તિઓના ચારિત્ર ઉપર વધારે આધાર રાખે છે. અને અમુક વ્યક્તિના ચારિત્રનો આધાર તેના માબાપ, શિક્ષક તથા સહવાસ ઉપર છે. દરેક માબાપની ફરજ છે કે તેમણે પોતાનાં છોકરાંઓની નીતિ રીતિ બારીક રીતે તપાસવી જોઈએ, અને તેવીજ ફરજ શિક્ષકની વિદ્યાર્થીઓ પ્રતિ છે. પણ જ્યાં માબાપજ ચારિત્રવિહીન હોય, જ્યાં તેઓજ બીભત્સ વાણીમાં ભાગ લેતા હોય ત્યાં છોકરાં તેમના જેવું શીખે તેમાં નવાઇ શું ! એટલા માટે પોતાને અર્થે નહીં તો સમાજને અર્થે તથા સમાજના ભવિષ્યના મુખ્ય અંગ બાળ વિદ્યાર્થીઓને અર્થે દરેક અમુક સમાજની વ્યક્તિએ પોતાનું તથા પોતાના કુટુંબનું ચારિત્ર સુધારવાનો પ્રયાસ પ્રથમ કરવો. એ તેનો સમાજ પ્રત્યેનો એક ધર્મ છે. રાજ્યકર્તાના રીત રિવાજો તથા વિચારની અસર પણ વ્યક્તિઓ ઉપર તથા તેથી સમાજ ઉપર થાય છે. દાખલા તરીકે રીતરિવાજોમાં મુસલમાનોના વખતનાં કેડીયાં વગેરે વસ્ત્રો અને લાજ કાઢવાનો રિવાજ તથા અંગ્રેજોના વખતનો કોટ પહેરવાનો તથા માથે અગાડી વાળ ( વાળ ) રાખવાનો રિવાજ. રૂઢિને અનુસરીને અમુક સમાજ અથવા ન્યાતીના વૃદ્ધો કોટ પહેરનારા તથા વાળ રાખનારા યુવક ઉપર કટાક્ષથી જોશે, પણ તેઓ વિસરી જાય છે કે સમયની સાથે રીતરીવાજો બદલાયા વગર રહેતાજ નથી. માટ આવી કેટલીક ન જેવી બાબતોમાં જો સમાજની કોઈ વ્યક્તિઓ લક્ષ આપે તો તેથી સામાજીક ઉન્નતિને વિક્ષેપ આવે છે. આટલા માટે સામાજીક કાર્યને અર્થે આવી બાબતોમાં લક્ષ ન આપવું, એ વ્યક્તિઓનો ધર્મ છે. આ પ્રમાણે રાજ્યકર્તાના રિવાજો અમુક સમાજના રૂઢિ બળને તોડી શકે છે. સમાજનું બળ પણ વ્યક્તિઓને સુધારવાને ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. ધર્મના બળથી, અમુક નિયમોથી તથા સમાજમાં હાંસી થવાની બીતિથી વ્યક્તિઓ સમાજની વિરૂદ્ધ જઇ શકતી નથી. તે છતાં આપણા સમાજનો અભ્યુદય ન થવાનું કારણ વિચારતાં માલુમ પડે છે કે પોતાના સ્વાર્થને બાજુએ મૂકીને પ્રથમ સામાજીક કાર્ય કરવાની તથા સમાજને લાભ કરવાની ફરજની લાગણીની ખામી વ્યક્તિઓમાં જણાય છે. આપણામાં એટલે કે સમાજની વ્યક્તિઓમાં સ્વાર્થવૃત્તિપણું, લોભ તથા દ્વેષ ઘર કરી બેઠાં છે. વ્યક્તિઓમાંના ઘણાઓ સમાજની અથવા તો ન્યાતિની ઉન્નતિનો વિચાર સરખો પણ કરતા નથી. અને જે કેટલાક સામાજીક કાર્યને માટે પ્રયત્ન કરતા જણાય છે તેઓ પણ પોતાના સ્વાર્થને આડું જો સામાજીક કાર્ય આવતું હોય તો તે કારણે મૂકે છે. વળી કોઈ વ્યક્તિ જો જ્ઞાનમાં આગળ વધેલી હોય છે, તો તે પોતાનો વખત બીજા પોતાનાથી થોડા ભણેલાની નજેવી ખોડ ખાંપણ કાઢવામાં ગુમાવે છે; પણ સામાજીક કાર્ય કરવાની જોખમદારીનો વિચાર કરતી નથી. એવી પણ કેટલીક વ્યક્તિઓ છે કે જે ફકત લાભની ખાતરજ અને માન મેળવવાને સામાજીક કાર્ય કરવાનો ડોળ કરે છે, પણ જો તેમને લાભ થતો નથી તો તરતજ કાર્યમાંથી ખસી જાય છે. આપણે જાણીએ છીએ કે બાપણોમાં, સમાજોમાં તથા મીટીંગોમાં કેટલાક હાજર રહે છે અને સામેલ થાય છે, તથા બહારથી પરમાર્થ કરવાનો આડંબર કરે છે, પણ જો બારીકીથી તેમની તપાસ કરવામાં આવે તો જણાય છે કે તેમાંના થોડાજ સમાજની તથા વ્યક્તિઓની અન્યોઅન્ય ફરજોનો ખ્યાલ ધરાવે છે. આપણા સમાજની આર્થિક સ્થિતિ જો કે સારી હોય, તોપણ જ્યાં સુધી દરેક વ્યક્તિને પોતાના સમાજ પ્રત્યેના ધર્મનું ભાન નથી, ત્યાં સુધી સામાજીક ઉન્નતિ થવી અને વ્યક્તિઓમાં એક બીજા પ્રત્યે બંધુ ભાવ રહેવો મુશ્કેલ છે. એટલા

માટે સમાજની જો ઉન્નતિ કરવી હોય તો પ્રથમ એજ જરૂરનું છે કે દરેક વ્યક્તિના અંત કરણમાં તેની સમાજ પ્રત્યેની ફરજ તથા સ્વાર્થ કોરાણે મૂકીને પણ સમાજને અર્થે આત્મભોગ આપવાની લાગણીની જાગૃતિ કરવી જોઇએ આપણા સમાજની પૃથક પૃથક વ્યક્તિઓએ એટલા માટે સમજવાનું છે કે સામાજીક કાર્ય સ્વકાર્ય કરતા વધારે મહત્તાનું છે. આવા વિચારના જાગૃતિ વ્યક્તિઓમા થવા માટે, આત્મભોગ આપનારા તથા પારમાર્થિક અને બીજાને આદર્શ રૂપ થઇ પડે એવા થોડા એક પુરૂષોની સમાજમા જરૂર છે આવો રીતે જ્યારે આપણા સમાજમા બીજાને દાખલા લેવા રૂપ સ્વાર્થ ત્યાગી વ્યક્તિઓ થશે, ત્યારે અન્ય વ્યક્તિઓમા સામાજીક કાર્ય કરવાની જાગૃતિ આવશે. પણ જ્યા સુધી વચનમા અને કાર્યમા ભીન્નતા છે, પણ ઐક્ય નથી ત્યા સુધી સામાજીક ઉન્નતિ થવી મુશ્કેલ છે. ટૂંકામા આપણા સમાજના અભ્યુદયનો આધાર ' સંપ ત્યા જય, નીતિ ત્યા પ્રીતિ સત્ય ત્યા સુખ '' એ સૂત્રપર છે તથાસ્તુ ! *

ઉ ઉ ત્રિ

---

# મારી નોંધ પોથીમાંથી ઉતારા.

નં ૧ આપણો ગૃહ સસાર

વિદ્યાર્થી આશ્રમ
તા ૧-૨-૦૮

આજે કેટલાક મિત્રોના ગૃહસંસારિક ચિત્રોનું અવલોકન કરતા જરા મન વ્યગ્ર થયું અભ્યાસમા ચિત્ત ચોટતું ન હોતા થોથા બાજુએ મુકયા અને ગૃહસંસાર વિષે નીચેના વિચારો ચીતરી કાઢયા

આપણા આર્યોએ મનુષ્ય જીવનને બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમમા વહેંચો નાખ્યુ છે તે વ્યવસ્થા જોઇ ને મને ઘણો જ આનંદ થતો, અને હુ આવા ક્રમમા મારૂં જીવન ગાળી શકીશ એમ જાણીને મને પોતાને ઘણો જ ભાગ્યશાળી માનતો કારણ કે જેમ ઘણા ખરા ને હાલમા વિદ્યાર્થી અવસ્થા અને ગૃહસ્થાશ્રમ સાથે જ ગાળવા પડે છે તેવી સ્થીતિ મારી ન હતી એ તો સ્વભાવીક છે કે જે અવસ્થાનો આપણને પૂર્ણ અનુભવનથી અને જ્ઞાન નથી તેના વિષે આપણે ઘણી વખત હવાઇ કીલ્લા બાંધીએ છીએ, અને મારા સબંધમા પણ તેમજ થયુ હું બ્રહ્મચર્ય આશ્રમને કીનારે લગભગ આવી પહોચ્યો હતો એટલે કે મારે વિદ્યાભ્યાસ પુરો થવાનો અને ગૃહસ્થાશ્રમમા પડવાનો સમય નજદીક આવ્યો હતો બહારથી સુખી દેખાતા મનુષ્ય તથા સ્ત્રીઓ મને ગૃહસ્થાશ્રમ સુખમય જ છે એમ આભાસ કરાવવા લાગ્યા, અને જેમ ઘાચીની ઘાણીનો બળદ છુટો થઇને ફરવાને ઘણોજ ઉત્કંઠીત થાય છે, તેમ મને પણ અભ્યાસની ઘાણીમાથી છુટીને ગૃહસંસારનો લ્હાવો લેવાની ઉત્કંઠા વારે ઘડીએ થઈ આવવા માંડી અને જેમ જેમ વિદ્યાર્થી અવસ્થાનો અંત સમીપ દેખાવા લાગ્યો તેમ તેમ આ ઇચ્છા વધતી જ ચાલી મારૂં મન ભવિષ્યના ગૃહસંસારને

* " સરખેજ યુવક મિત્રમંડળ ''મા વંચાએલો લેખ,

બરોબર. એક ગ્રેજ્યુએટ પોતાની અભણ અને પશુવત્ સ્ત્રી ઉપર આફ્રિકાના હબસી ઉપર જે અધિકાર એક ગોરો ભોગવી શકે છે તે જાતની સત્તા ભોગવવાને ધારે તો તેમ કરી શકે એમ છે.

ત્રીજા જોડાંની સ્થિતિમાં મહા કષ્ટ છે. આવાં જોડાં પણ સંસારમાં હજારો મળી આવે છે આમાં પતિ પત્નિ એક બીજાથી વિમુખ રહે છે. આ સ્થિતિમાં પતિ પોતાની સત્તાનો ગેરઉપયોગ કરે છે. સ્ત્રી પુરૂષના સમાન હક મેળવવાનું આ એક તુમુલ યુદ્ધ છે. છેલ્લી એટલે કે મારા ચોથા મિત્રની સ્થીતિમાં સ્ત્રીની સત્તા સર્વોપરી છે, જ્યારે પુરૂષ ગુલામ છે. મતલબ નંબર બીજાવાળા જોડાંથી ઉલટું છે.

આ ચારે મીત્રોની સંસાર સ્થિતિનું અવલોકન કરી મારા તો હોશકોશ ઉડી ગયા. આમાંથી એકે સ્થિતિમાં જો ઇશ્વરે મને મુકયો તો મારા તો રામ રમી જવાના અને સુખ સ્વપ્નું ઉડી જવાનું એમ હું ચિંતા કરવા લાગ્યો. પણ પરમેશ્વરે મને સારી બુદ્ધિ સુજાડી ને મેં મારી વિચારશક્તિને કામે લગાડી પરિણામે નીચેના વિચારો ઉદ્દભવ્યા

## આપણો ગૃહસંસાર શી રીતે સુખી નીવડે?

પત્નિ ગ્રેજ્યુએટ થઇ અને સ્ત્રી પુરૂષના સમાન હક માગવા લાગી તેમાં કોનો દોષ છે? પતિ કેળવાયલો નિકળ્યો અને સ્ત્રી અભણ મળી તેમાં કોનો ગુન્હો છે? પુરૂષ થોડું ઘણું અંગ્રેજી ભણી પોતાની પત્નિ તરફ અણગમો બતાવતાં શીખ્યો તેમાં કોનાં પાપ છે? અને ભણેલી સ્ત્રીને અભણ ભરથાર માથે ભાગ્યો તેમાં કોને કહેવાનું છે ઘણા કહેશે કે આપણામાં મા બાપ કન્યાને શોધી કાઢીને પુત્રને પરણાવે છે એ રૂઢિનો દોષ છે. આપણામાં યુરોપની પેઠે ઇચ્છિા વધુ વરવાની રૂઢિ પ્રચલિત કરવી જોઇએ. કેટલાક કહેશે કે સ્ત્રી પુરૂષને સમાન હક ન આપતાં આપણા ગૃહસંસારમાં સ્ત્રીની પદવી હલકી ગણી છે તેનાં આ પરિણામ છે. મારો અંતરાત્મા મને એમ કહે છે કે સ્ત્રી તથા પુરૂષને કેવી જાતની કેળવણી આપવી જોઇએ તે વિચારની પૂર્ણ ખામી છે અને તેને લીધે આપણા ગૃહસંસારમાં આવાં યુગ્મો આપણે જોઇએ છીએ. ઇશ્વરે જ સ્ત્રી અને પુરૂષને એક બીજાથી જુદાં કાર્યોને માટે સરજેલાં છે, માટે તેમની કેળવણી પણ જુદી જ હોવી જોઇએ. વળી સ્ત્રીઓને કઈ જાતની કેળવણી આપવી તેના નિર્ણયમાં બીજા પણ વિચાર કરવાના છે. પહેલો વિચાર આપણી આર્થિક સ્થિતિનો, બીજો સામાજીક તથા ત્રીજો દેશ અને કાળનો. ગ્રેજ્યુએટ પતિને ગ્રેજ્યુએટ પત્નિ મળી પણ ધારો કે પતિની એવી સ્થિતિ નથી કે તે રસોઇઆ, ચાકરો, આયાઓ વગેરે રાખી શકે! સ્ત્રી પુરૂષના સમાન હક છે એમ જે પત્નિના મનમાં મૂળથી જ ભરાયલું છે તે ગ્રેજ્યુએટ ગૃહીણી કદાચ સ્વછંદી થઇને નોકરી કરવાની, છોકરાં ઉછેરવાની, રાંધવાની અને કામ કરવાની પતિની આવી નબળી સ્થીતિમાં ના કહે ત્યારે શું કરવું!

વળી આપણે જે સમાજમાં રહીએ તેના નિયમો પાળવા જ જોઇએ. આપણો હિંદુ સંસાર સ્ત્રીને પુરૂષની સમાન પદ્દિમાં દાખલ નથી કરતો અને તે વિચાર કરીને જ. આપણે ત્યાં હોટેલોમાં જીંદગી ગાળવાની નથી, છોકરાંઓ આયાઓને સોંપવાનાં નથી અને ઇચ્છિા લગ્ન નથી. એક દેશના સંસારિક કાયદા બીજા દેશને કંઇ હમેશાં લાગૂ પડતા નથી પણ ઉલટા પ્રતિકૂળ પડે છે. દાખલા તરીકે જુઓ કે યુરોપમાં જ્યાં ઇચ્છિા લગ્ન થાય છે ત્યાં છૂટા છેડાના દર વખતે કેટલા કેસો ચાલે છે, કેટલાં વર્ણસંકર સંતાનો ઉત્પન્ન થાય છે.

અને કેટલાં સ્ત્રી પુરૂષો ઈશ્વરની આજ્ઞા વિરૂદ્ધ પોતાના અવિવાહિત જીંદગી રખડી રવડીને પુરી કરે છે. આપણા હિંદુ સંસારમાં આવાં પરિણામો નજરે પડતાં નથી. કેટલાંક અસંતોષી જોડાંઓ દુઃખ પામે છે, પણ તે ઘણાં જુજ છે, અને તેમનાં દુઃખનું ખરૂં કારણ અજ્ઞાન જ છે. હિંદુ સંસારમાં પરણ્યા પછી ચલાવું એ અગ્નિદેવ પાસે લીધેલી પ્રતિજ્ઞાની ફરજ છે અને તેમાં જેઓ ચૂકે છે તે માઠાં પરિણામ ભોગવે છે.

જે ગુણનાં કજોડાં જોવામાં આવે છે તેમાં દોષ કોનો છે?

કેટલેક ઠેકાણે પતિનો જ હોય છે. જે રૂપ તથા ગુણ બીજાઓ તેની પત્નિમાં જુએ છે તે પતિ બીજી સ્ત્રીમાં મુગ્ધ થતાં અંધ બનીને પોતાની ગૃહીણીમાં જોઇ શકતો નથી. પતિમાં કેળવણીની ખામી હોય તેમાં તે પોતે જ દોષિત છે પણ પત્નિ જો બીન કેળવાયલી હોય તો તેમાં તેનો પતિ, માતા પિતા, અને સ્વસુર કુટુંબ દોષિત છે, કારણ કે આપણામાં બાળ લગ્નનો રીવાજ હોતાં કન્યાને બંને કુટંબો પાસેથી તથા પતિ જો કેળવાયલો હોય તો તેની પાસેથી કેળવણી લેવાનો લાભ મળે છે. ખરી રીતે તો બને ત્યાં સુધી પોતાની સ્ત્રીને પતિએ પોતે જ કેળવવી જોઇએ. આ પ્રમાણે થતાં પતિ પોતાની મરજી પ્રમાણે પોતાની સ્ત્રીને કેળવી શકશે, અને બીજાને દોષ આપી શકશે નહિં. આટલા માટે પતિ અને પત્નિની વય વચ્ચે દોઢગણું અંતર રાખવું, એ આવશ્યક છે. વળી કેળવણીની અસર સ્ત્રીઓ ઉપર નાની વયમાં જ થઈ શકે છે, એટલા માટે પતિ અભ્યાસને માટે પરદેશ ગયેલ હોય એવા અરસામાં પુત્ર વધુ પોતાનાં સ્વસુર કુટુંબમાં થોડો વખત રહીને કેળવણી લેવા માંડે તો પરિણામ ઘણું જ ઉત્તમ આવશે. ફક્ત બાળલગ્નમાં આપણે એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે ઋતુ પ્રાપ્તિ પહેલાં પતિ પત્નિનો સંયોગ ન થવો જોઇએ. જો કન્યાની વિશુદ્ધિ જાળવી શકાય તો તેને ક્યારે પરણાવવી એ સવાલ રહેતો નથી. આ ઉપરથી જ્યારે સ્હેજ સમજી શકાશે કે સ્ત્રીની મુખ્ય કેળવણી પોતાની સ્વસુર કુટુંબમાં કેમ મળી જવું અને પતિને કેમ રીઝવવો તે સમજાય એવા પ્રકારની હોવી જોઇએ.

વળી સ્ત્રીઓ ઋતુ પ્રાપ્તિ સુધી પોતાનું બ્રહ્મચર્ય જાળવી શકે એવું જ્ઞાન તેમને આપવું, એ પણ આપણા સંસાર સુખનું એક ખાસ પગથીયું છે.

આપણા હિંદુ ગૃહ સંસારમાં પતિ પત્નિ આ જન્મમાં જ નહીં પણ જન્માન્તરે હમેશને માટે દઢ જોડાયલાં છે એવી ઉચ્ચ ભાવના પુરૂષ તથા સ્ત્રીના હૃદયમાં પ્રગટ થાય એવો કેળવણીનો ઉદ્દેશ હોવો જોઇએ. ગૃહ કાર્યમાં કુશળતા એટલે કે રાંધવામાં, સીવવામાં, છોકરાં ઉછેરવામાં, સ્હેજસાજ વૈદુ જાણવામાં વગેરે કાર્યોમાં સ્ત્રીઓને માહીતગાર કરવી એ કંઇ ઉંચી કેળવણી ન કહેવાય, કારણ કે એ તો સર્વ સ્ત્રીઓને માટે જરૂરનું છે, અને તેમાં કાંઇ તેમનો માનસિક વિકાસ ઘણો થતો નથી. પણ ગૃહકાર્યે દક્ષતાની સાથે પતિ એ જ પોતાનો દેવ છે એવી ભાવના ઉત્પન્ન કરવી એ પણ કેળવણીનું એક દર્શ્ય બિંદુ છે તેમજ પતિ એ પણ સમજવું જોઇએ કે પોતાની પત્નિને કેળવવામાં જ પોતાના સુખ દુઃખનો આધાર છે, અને તેટલા માટે સામ, દામ, દંડ, અને ભેદ વગેરે પ્રકારેથી પણ તેણે પોતાની સ્ત્રીને ઉત્તમ ગૃહીણી બનાવવાને મથવું જોઇએ. આટલા માટે પતિએ તો ઉંચી કેળવણી લીધેલી હોવી જ જોઇએ. નહી તો ગાડાનું એક પૈડુ ઉંચું હોય અને એક નીચું હોય તો ગાડું બરોબર ચાલે જ નહી.

ટુકામાં એટલુ જ કે પતિ એ ગૃહ રાજ્યમા રાજા છે, પત્નિ રાણી છે, અને તેમના છોકરાંએ ગૃહરાજ્યની પ્રજા છે આ ગૃહરાજ્યમા જનાનાનો રીવાજ નથી પણ રાજા તથા રાણી એટલે કે પતિ તથા પત્નિ બન્ને સરખે હીસ્સે પોતાની પ્રજાને કેળવે છે, માટે બન્ને જણાં કેળવાયલા તથા સપીલા હોવા જોઇએ

આ રાજ્યમા જો રાજા તથા રાણી બેમાથી એક પણ અભણ હશે તો પરિણામે પ્રજામાં અધેર ચાલવાનું જ. અજ્ઞાન મા ની પુત્રીઓ,ગોર્યો વગેરે પ્રસંગે અપશબ્દ બોલતા શી ખવાની જ અને જ્યા ન્હાનપણથી આવા અપશબ્દો શીખે ત્યા બ્રહ્મચારીણી રહેવાની શી આશા ?

જ્યા મા છુટે મોઢે ફટાણાં ગાયત્સા દીકરી શીખે તેમાં શી નવાઈ !

તેવી જ રીતે અજ્ઞાન પિતાના પુત્રો હોળી આદિ પ્રસગે અપશબ્દ બોલતા શીખ વાના જ અને જ્યા બાલ્યાવસ્થાથી આવુ શીખે ત્યા બ્રહ્મચર્ય શુ પાળે ? વળી પિતા પોતાની સ્ત્રીને મારે અને તે જોઇને પુત્ર પોતાના બાપનો દાખલો લે તો તેમા કોનો દોષ ? એટલુ જ કહેવું પુરતું છે ક છોકરા સારા નરસા નિવડવા એનો આધાર માબાપ ઉપર જ છે. આટલા માટે જ આપણો ગૃહસસાર ઉત્તમ હોવો જોઇએ. અને તેમ કરવાને દરેક મા બાપની ફરજ છે કે પોતાના પુત્ર તથા પુત્રીઓ પાસે અમુક વય સુધી ખાસ ખાનગી દેખરેખ રાખીને પણ ફરજીઆત બ્રહ્મચર્ય પળાવવુ. કારણ ક બ્રહ્મચર્ય વગર શુ સ્ત્રીને કે શુ પુરૂષને ઉચ્ચ કેળવણી, પ્રાપ્ત થવી એ અશક્ય છે, અને કેળવણી વગર ઉત્તમ ગૃહસસાર ક્યા છે ?

---

# સંસાર ચિત્રનું અવલોકન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૭૫ ).

તજવીજ કરતા માલુમ પડ્યુ કે એ પુરૂષ જ્ઞાતિનો લેઉઓ કણબી હતો થોડાક દહાડા ઉપર જ એ એક નવી બૈરીને રૂપીઆ ખરચી નાતરે લાવ્યો હતો આથી કરીને જુની એક ભાડાના ઘરમા રહી દળણા ખાયણા કરી ઉદર નિર્વાહ કરતી હતી. આ વાત ધણીને ગમતી નહી, એના મનને એમ હતું કે એ નાતરે જાય તો સામા ધણી પાસેથી રૂપીઆ મળે અને નાતરૂં કર્યાનુ ખરચ બારોબાર નીકળે. આ પ્રકારની ઇચ્છા એ ખુલ્લી રીતે બતાવતો નહી પણ વારે ઘડીએ જુનીની સાથે લઢવાને આવતો ,અને કેટલીક વખતતો બિચારીને ઢોરનો માર મારતો. પાડોશી સઘળા એની આ દુષ્ટતા ભરેલી ચાલથી કટાળતા અને બૈરીને એના મારમાથી બચાવતા અને દયા આવવાથી વખ્ખુ કર્યું ખાવાને આપતા કે કઇક કામ સોપતા આજ એ બે ચારેક ધોલધપાટ કરી ઘેર જઇ લાકડી લઈ મારવા આવતો હતો. કુસુમાયુધ અને વિષ્ણુદાસ જો વચમાં આવ્યા નહોત તો બિચારી બૈરીના તો ભોગ મળ્યા હોત. બને મિત્રોએ એ દુષ્ટને સમજાવ્યો પણ પૈસાનો લાલચુ એ સમજે તેવો નહોતો. લોકોએ જ્યારે ઠપકો દીધો ત્યારે એ બોલ્યો કે " રાંડ એકલી રહી મારૂં નામ વગોવે છે અને આમ તેમ ભટકવા કરે છે. આવે મારી સાથે રહે ને પરંતુ

વૈતરૂં કરે. લોકોનાં વૈતરાં કરે છે તો ઘરનું વૈતરૂ કરતાં એના હાથ પગ ભાગી જતા હશે." લોકો કહેવા લાગ્યા કે "તારા ઘરમાં તારો માર ખાવાને આવે. બિચારી દળણાં ખાંડણાં કરી પોતાનું પેટ ભરે છે, નથી તારી પાસે કાંઈ માગતી કે કરતી તો નીરાંતે પડી રહેવા દેની ! માણુસ થઈ રાક્ષસનો ધંધો શું કરવા લઈ બેઠો છે !" એ બોલી ઉઠયો કે "ત્યારે માગે છુટા છેડા." કુસુમાયુધે કહ્યું કે "લખીઆપ ફારગતી અત્યારે એ તારાથી છુટી થવાને તૈયાર છે." આ સાંભળીને એ બોલી ઉઠયો કે "ફારગતી તો રૂપીઆ પાંચસે આપે ત્યારે જ તો." આ વેષ જોઇ કુસુમાયુધ તથા વિષ્ણુદાસને એ બાઇની દયા આવી અને એને કહ્યું કે "બાઇ તને મારે તો અમારે માથે. ચાલ તું અમારી સાથે, અમારે ઘેર, તને કામ અને ખાવા પીવાનું ને લુગડાં મળશે." સઘળા પડોશીઓના સમજાવવાથી બાઇ એ બંને મિત્રોની સાથે ગઇ અને પડોશીઓએ ધણીને પાછળ જતાં અટકાવ્યો. રસ્તે ચાલતાં બાઇએ કહ્યું કે "મારૂં નામ દીવાળી છે; હું નાતે કણબી છું ને સારા માબાપની દીકરી છું. મને ઇશ્વરે એક દીકરી આપી છે ને એને મે પરારજ તાજપર પરણાવી છે. મારે એક ભવમાં બે ભવ નથી કરવા, તેમ મારેમારા ધણી પાસે પાઇ માગવી પણ નથી. હું દળણાં ખાંડણાં કરી બે પૈસા એકઠા કરીશ તો મારી છોકરીને લુગડાં થશે. મારે એટલું જ જોઇએ છીએ કે હું આ જુલમમાંથી છૂટું.

પુરૂષ કરતાં સ્ત્રીની મનોવૃત્તિનું ઉચ્ચપણું જોઇ બંને મિત્રોએ એ બાઇને સુખી કરવાનો ઠરાવ કર્યો. ઘેર ઘણાં માણુસ જમે છે તેમાં એક અબળાનું પેટ વધારે નહી પડે જાણી એને મહીને બે ત્રણ રૂપીઆ આપવાના કહી પોતાને ઘેર રાખી.

કૃષ્ણુદાસ શેઠને ઘેર લઢવા જવાની બૈના ધણીની હીમ્મત ચાલી નહી એટલે મનમાં અકળાઇને બેશી રહ્યો. સુમતિ અને સુમુખીને દીવાળીની હકીકત સાંભળીને દયા આવી. એમણે એને પોતાની પાસે રાખી. કણબી લોકના લગનની રીતભાત ઉપર બંને મિત્રોને તિરસ્કાર આવ્યો. કુસુમાયુધ બોલ્યો કે "આ તે લગ્ન કહેવાય કે માલની આપ લે. બૈરીને નાતરે જવું નથી ને ધણીને મોકલવી છે. બૈરીને નીતિની હદમાં રહેવું છે ને ધણીને એ ગમતું નથી. પ્રિય મિત્ર આતે શું કહેવાય? આપણુ આર્યજન તે આ દશાએ આવી પહોંચ્યા છીએ ! આપણા દેશનો ઉત્કર્ષ તે શી રીતે થાય? સ્ત્રી જાતિના શાપથી એ બળે એમાં નવાઇ નથી. આ રીતનો સંસાર શી રીતે સુધારી શકાય ?

વિષ્ણુદાસ—પ્રિય મિત્ર, સામાજીક કેળવણી વગર કશું થઇ શકશે નહી. અમદાવાદની આખી કણબીની નાતમાં કેળવણી પામેલા જોઇશું તો ભાગ્યે પચીસ માણુસ મળી આવશે. લખતાં વાંચતાં શીખેલાની સંખ્યા કદાપિ ને મોટી હશે પણ લખતાં વાંચતાં આવડવું એ કેળવણી નથી. એ તો એક હુન્નર આવડયો કહેવાય. ઉચ્ચ વિચારો એ જ કેળવણી છે; અને એ આખો સમાજ કેળવાયા વગર આવી શકતા નથી. ભણેલા પણ લોકરીવાજના વેહેળામાં તણાયા જાય છે. મુંબાઇમાં અમારા પડોશી જગજીવનદાસ નામના કણબીએ બે બૈરીઓ કરી છે, પણ એ અવિદરામ કરતાં સુખી છે. નવીનાં છોકરાંને જુની ઉછેરે છે, પણ નવી જુનીની આમન્યા રાખે છે. આમ છતાં જગજીવનદાસ મારા પિતાને કહેતા હતા કે બે બૈરી કરવાથી હું સુખી નથી. એમનું પુરૂં દુઃખ એ જ જાણતા હોવા જોઇએ.

સુમતિ—એ પણ પશુ વર્ગમાં તો ખરોજ ની?

કુસુમાયુધ—અલબત્ત, જેણે પ્રેમને ન ઓળખ્યો એને હું તો પશુ વર્ગમાં જ મૂકુંછું.
સુમુખી—તમે રસ્તે આવતાં ભવાઇ જોઇ અને અમને ન બતાવી કે!
કુસુમાયુધ—કેમ એનો અનુભવ લેવો છે?
સુમુખી—અનુભવ તો મારા સખીને લેવડાવો.
સુમતિ—વાહ સખી, તને ભવાઇ જોવાનું મન, ને મને શું કરવાને અનુભવ લેવડાવે છે.
સુમુખી—તારે મારી વહાલી સખી, આપણા દુસ્મનને પણ એવો અનુભવ લેવા વખત ન આવશો.
વિષ્ણુદાસ—તમારામાં લઢવાનુ જોર હોય ત્યારે અનુભવ લ્યો ની. જોઇતી ગોવિંદરામ ભાઇના નવીને ને જુનીને લઢતાં; ખરેખરી મલ્લકુસ્તી જામી રહી હતી.
સુમતિ—અમારે એવું જોર નથી જોઇતું. પતિની સેવા કરવાનું બળ ઇશ્વર આપે એટલે બસ છે.
સુમુખી—પરમ દહાડે તો સખી આપણે એમની સાથે સાથે બંગલે જઇશું.
સુમતિ—બેહેન એતો શ્હેરની ગલી કુચીઓમાં થઇને જાય અને તોફાન થતું હોય તો જોવા ઉભા રહે; આપણાથી ઉભાં રહેવાશે?
સુમુખી—ત્યારે એ જોના આવે તે આપણને અથ ઇતિ કહે.
વિષ્ણુદાસ—સાંભળ્યા કરતાં જોયાની મઝા જુદી છે.
સુમતિ—એવી મઝા અમારે નથી જોઇતી, અમારે તમારા મુખે થતી કથા સાભળવાની મઝા જોઇએ છીએ

કુસુમાયુધ—એ તો આપણા પુરાણી છે એટલે પૂરાણની કથા કરશે.
વિષ્ણુદાસ—શ્રોતા જન ઉત્સાહ ભર્યા હોવા જોઇએ. વારૂ પણ પૂરાણી તો દક્ષિણા માગશે.
સુમુખા—અમારી શ્રોત્રેન્દ્રિય તમને સોંપીશું.
કુસુમ—અમારાં સુમુખી ભાભી એમ તો ઉદાર છે. પણ હૃદય તમારી પાસે રાખશો?
સુમુખી—એ તો પ્રથમથી જ આપી દીધુ છે. અમારૂં કયાં છે કે આપીએ.
કુસુમ—શાબાશ ભાભી પ્રત્યુત્તર જોઇએ તેવો છે.

શ્રાવણ વદિ પતિપદાને દહાડે બંને સખીઓ કાન્તિલાલને તેડી ગાડીમાં બેસીને બંગલે ગઇ અને બંને મિત્રો ગાડી સાથે રાખી ચાલતા જવા નીકળ્યા. કાળુપુર પાંચપટીમાં આગળ ચાલતા હતા તેવામાં એક મોટી પોળને નાકે લોક એકઠું થએલું જોયું. ગાડીવાળાને દીલ્લી દરવાજાની ગેટ આગળ ઉભા રહેવાનું કહી પોતે પોળમાં પેઠા તો ત્યાં એક સ્ત્રીને બેભાન સ્થિતિમાં પડેલી દીઠી. તજવીજ કરતાં જણાયું કે એ સ્ત્રીના ધણીએ એને લાત મારી હતી અને સ્ત્રી સગર્ભા હતી. કુસુમાયુધ એકદમ દોડયો, બે પોલીસના સિપાઇને તેડી લાવ્યો અને ગાડી ભાડે કરી બાઇને ઇસ્પીતાલમાં પહોચતી કરી-જમાદારે આની જુબાનીઓ લેવા માંડી.' પડોશી ગંગારામે લખાવ્યું કેઃ—

મારૂં નામ ગંગારામ, મારા બાપનું નામ બેચર નાતે કડવો કણબી, ધંધો ચપડવાનો ઉમર વર્ષ અડતાળીશની, રહેવાશી અમદાવાદનો ઇસ્પીતાલમાં મોકલી એ બાઇને હું ઓળખું છું. એનું નામ ગંગા છે, એના વરનું નામ ઉમેદરામ છે. ગંગા ભરતને શીવણનું કામ કરે છે ને ઉમેદરામ કશો ધંધો કરતો નથી. ગંગા મહીને દહાડે ચાર પાંચ રૂપીઆનો ધંધો કરે છે અને પીઅરની હજારેકની મતા લાવી છે. એ ભણેલી છે. ઉમેદરામને લખતાં વાચતા આવડે છે પણ ફગડણ છે. એ અત્યાર સુધી ઘરમાં હતો. બૈરી બેભાન થઇને પડી

એટલે એ ઉત્તર ભણી નાઠો. ગંગા બેભાન થઇને પડી એની મને ખબર નથી. ઉમેદરામ કુળવાનનો છોકરો છે. ગંગા મરી જાય તો એને પેહેરામણી સાથે બીજી કન્યા મળે. પેહેરામણી કેટલી મળે તે હું કહી શકતો નહી. આશરે ચારસે પાંચસે મળે ખરાં. ગામડાંના બ્રાહ્મણ વધારે પણ આપે. બૈરીના પીઅરના રૂપીઆ કોની પાસે છે તેની મને ખબર નથી એ ગંગા પાસે રૂપીઆ માગનો ખરો. ગંગા એને થોડા થોડા આપતી. આં સિવાય વિશેષ હકીકત હું જાણતો નથી.

બીજા માણસોની જુબાની લેવાની શરૂઆત કરે છે એટલામાં એક પોલીસનો સિપાઇ ઉમેદરામને પકડીને જમાદાર કને લાવ્યો એટલે પ્રથમ પોલીસના સિપાઇની જુબાની લીધી પોલીસના સિપાઇએ લખાવ્યું કે હું દીલ્હી દરવાજાની ગેટનો સિપાઈ છું. મારૂં નામ અહમદખાં, મારા બાપનું નામ જાફરખાં. જાતે પઠાણ, રહેવાશી અમદાવાદનો હું મોટા રસ્તા ઉપર હતો એટલામાં આ માણસ જેનું નામ ઉમેદરામ છે તે પોળને પાછલે બારણે થઇ નાસતો હતો અને એની પાછળ લોક દોડતા હતા અને ખુનીને પકડો ખુનીને પકડો એમ બોલતા હતા. મેં તુરત દોડી એને પકડી લીધો અને એને કપડે બાંધી અહીં લાવ્યો છું. વિશેષ હકીકત હું જાણતો નથી.

પછી બીજા પડોશીની જુબાની લીધી. એણે લખાવ્યું કેઃ—

મારૂં નામ ધીરજરામ મારા બાપનું નામ હીમતરામ નાતે નાગર વીસનગરા. ધંધો સામળદાસ શેઠને ત્યાં કારકુનનો. ઉમ્મર વર્ષ ચાળીસની હું કેદીને ઓળખું છું. એનું નામ ઉમેદરામ એના બાપનું નામ મંછારામ. મંછારામ જોશીનો ધંધો કરતા અને ઉમેદરામ કશો ધંધો કરતો નથી. એની મા પહોર મરી ગઇ. એના બારમાની નાત બાકી છે. બાપના બારમામાં રૂપીઆ હજારેક ખરચ્યા પણ માના બારમાને વાસ્તે એની પાસે કાંઇ હોય એમ લાગતું નથી. કાલ રાત્રે એ બૈરી પાસે રૂપીઆ માગતો હતો અને કહેતો હતો કે તારા પીઅરના રૂપીઆ મને આપી દે. મારી માનું બારમું બાકી છે ને લોક મને ચુંટી ખાય છે. બૈરી સલાહને માટે મારી પાસે આવી હતી. મેં કહ્યું કે રૂપીઆ આપીશ તો એ ફગટણુ ઉડાવી દેશે ને બંને ભૂખે મરતાં થઈ જશો. નાત કંઈ ભૂખે મરતી નથી. ગંગા બસેં રૂપીઆ આપવા તૈયાર હતી પણ એને તો હજાર જોઇતા હતા. સવારના પહોરમાં કંકાસ લઇને બેઠો એટલે ગંગા ઓટલા ઉપર આવીને બેઠી. એ દુષ્ટે ઘરમાંથી આવીને બાજુમાં લાત મારી તેની સાથે ગંગા બેભાન થઇને પડી. હું નીચે ઉતરી પડયો ને પાણી છાંટયું. લોક એકઠા થયા એટલામાં આ શેઠ સાહેબે ગાડી મગાવી ને પોલીસના સિપાઇ આવી પહોંચ્યા. ગંગા પડી કે તુરત એ દુષ્ટ તો બારી તરફ નાઠો.

ઉમેદરામને પૂછતાં એ તો નામુકર ગયો અને પોતે કાંઇ જાણતો નથી એમ લખાવ્યું.

વિશેષ જુબાનીની જરૂર ન જણાયાથી કુસુમાયુધની જુબાની બંધ રાખી. વિષ્ણુદાસતો બાઈની સાથે ગાડીમાં બેસીને ઇસ્પીતાલમાં ગયો હતો એટલે કુસુમાયુધ પણ ઇસ્પીતાલ તરફ ગયો. રસ્તામાં વિષ્ણુદાસ મળ્યો ને એણે કહ્યું કે બાઈ જીવશે ખરી, ભાન આવ્યું છે અને દાકતર જીવવાની આશા આપે છે.

દીલ્હી દરવાજાની ગેટ આગળ આવ્યાં એટલે ગાડીવાળો વાટ જોઇ ઉભો હતો. ગાડીમાં બેસી બંગલે પહોંચ્યો કે સુમતિએ પુછ્યું કે કેમ વિષ્ણુભાઇ આજ કંઇ નવા જુની ખબર લાવ્યા છો કે!

વિષ્ણુ—આજની ખબર સાંભળવાને તમારા કોમળ કાળજાં શક્તિમાન નહિ થાય.
સુમુખી—કેમ ! એવું શું છે જે સ્વામિનાથ ?

વિષ્ણુદાસે અથથી તે ઇતિ સુધી સઘળી વાત કહી સંભળાવી કે બંનેની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલ્યો. બંને મિત્રોએ એમનું સાત્વન કર્યું ને કહ્યું કે, દાકતરને એ બાઇને મદદ કરવાને રૂપીઆ પચીસ આપ્યા છે. અને વધારેની જરૂર પડે તો નામ નિશાન બતાવ્યુંછે. બાઇ બરોબર હુશીઆર થાય તો ખબર કરવાનું પણ દાકતરે વચન આપ્યું છે. હું આવ્યો ત્યારે બાઇની પ્રકૃતિ સુધારાપર હતી એટલે જીવતી રહેશે એમાં સંશય નથી.

સુમુખી—અરેરે દુષ્ટ કુળનો રીવાજ આપણા લોકને કેટલો હેરાન કરે છે ! દીકરીઓનાં મા બાપ દીકરીના સુખ તરફ બીલકુલ લક્ષ આપતા નથી અને ગરીબ ગાય કસાઇને આપેછે.

સુમતિ—સખી, આ વાત સાંભળીને મને તો ત્રાસ છુટે છે. એ દુષ્ટ રાક્ષસે બાઇની સ્થિતિ ઉપર પણ વિચાર કર્યો નહિ. ધિક્કાર છે એના બ્રાહ્મણપણાને અને ધિક્કારછે એના કુળને.

કુસુમાયુધ—પેલો સિપાઇ કેમ દોડતો આવે છે વારુ ?
વિષ્ણુદાસ—એ તો ઇસ્પીતાલનો માલુમ છે. કેમ ભાઈ, બાઇની સ્થિતિ કેમ છે ?
સિપાઈ—શેઠ સાહેબ, એ બરોબર હુશીઆર થઈ છે અને પેટમાં ગર્ભને પણ ઇજા નથી થઈ એમ દાકતર સાહેબ કહે છે.

સુમતિ—ઉભો રહે ભાઈ, આ લે તારી વધામણીના દયાના કામમાં હમેશાં તૈયાર રહેજે. એમ કહી રૂપીઆ ત્રણ આપે છે. સુમુખી પણ રૂપીઆ બે આપે છે અને સિપાઈ ખુશ થતો સલામ કરી ચાલ્યો જાય છે.
વિષ્ણુભાઈ, આજ તમે બંને મિત્રોએ બેજીવ ઉગાર્યા.

કુસુમ—ઇશ્વરે ઉગાર્યા. ગાડીમાં બેસીને આવ્યા હોત તો એ અમારા જોવામાં કયાંથી આવત. ઇશ્વરે જ પગે ચાલીને આવવાની બુદ્ધિ સુઝાડી
સુમતિ—અમારી અબળા જાતિના સુખને વાસ્તે વિદ્વાનોએ પ્રયત્ન કરવો જોઇએ. આપણા ગુજરાતના વિદ્વાનો કેમ કંઈ પણ કરતા નથી ?

કુસુમ—પૈસાની મદદ જોઇતી હોય તો તે આપવાને હું તૈયાર છું. પણ ફકત દ્રવ્યથી એ કામ બની શકે એમ નથી કેળવણીથી લોકોના વિચાર બદલવા જોઇએ. કન્યાદાનને વાસ્તે પૈસા આપવાથી કુલાભિમાની અજ્ઞાની માણસ પોતાની દીકરીને કુળવાન મૂકીને વિદ્વાન હશે તો પણ અકુળવાન વરને આપવા તૈયાર નહી થાય. એ મિથ્યાભિમાન વિચાર બદલાયા વગર ખસે તેવું નથી. આર્યભૂમિના બધા પ્રાંતો કરતાં ગુજરાતને એ વધારે નડે છે. ધર્મનો ઢોંગ જોઇએ તેટલો છે, પણ ખરા ધર્મને કોઈ ઓળખતું નથી. મહારાજની પધરામણીમાં રૂપીઆ ખરચશે, બ્રાહ્મણ જમાડવામાં ખરચશે કે શ્રાવિક ગૃહસ્થો દેરાસરમાં ખરચશે પણ લોકના મન કેળવવાની બાબત આવશે ત્યારે પાછા હઠશે. હું મારા દ્રવ્યનો ઉપયોગ એવાં નિરૂપયોગી કામમાં નહિ કરૂં. બની શકશે તો પિતાજીની આજ્ઞાથી સ્ત્રી સંકટ નિવારણમાં દ્રવ્ય ખરચીશ. સ્ત્રી જાતિના આશિર્વાદની આપણા દેશને ઘણી જરૂર છે.
વિષ્ણુ—પ્રિય મિત્ર. દીવાળી ઉપર મુંબાઈ આવો તો આપણે કેટલાએક દોસ્તદારો મળી

ઉપાય ખોળી કાઢીએ. અમદાવાદ શેહેર એ બાબતમાં મને સુસ્ત લાગે છે. અહીંના શેઠીઆ પણ ઘણા ખરા વેઠીઆ છે. દ્રવ્ય શી રીતે ઉપાર્જન કરવું જાણે છે, પણ શી રીતે ખરચવું જાણતા નથી.

સુમુખી—બાપાજીએ કન્યાશાળા સ્થાપી છે, પણ તેમાં આપણી નાતની કન્યાઓ તો માત્ર ચાર હતી. બ્રાહ્મણ અને બીજા વાણીઆની કન્યાઓ વધારે હતી.

વિષ્ણુ—તેં જો દરેકની નાત પુછી હોત તો જણાત કે દરેક જુદી જુદી નાતની ચાર કે પાંચ જ હશે. એક બ્રાહ્મણ જાતિમાં પણ કેટલી નાતો છે !

કુસુમાયુધ—ચોરાશીથી ચાર ગણી અને કુળ ગણીએ તો આઠ ગણી.

વિષ્ણુ—આપણી વાણીઆની નાતમાં પણ એમ જ છે, આપણે બે સગા ભાઇ કરતાં પણ વિશેષ છીએ, પણ આપણા છોકરાંનું એક બીજા સાથે લગ્ન થઇ શકશે ? એ તો સઘળા બ્રાહ્મણ એક થાય અને સઘળો વણિક વર્ગ એક થાય તો પ્રીતિ લગ્નનો સંભવ રહે. બાકી તો લાકડે માંકડાં વળગાડવાનું છે. અમારા કપોળમાંએ તડા અને ખડાયતામાંએ તડા, મોઢમાં તો તડા જોઇએ તેટલા સુધારાને વાસ્તે પ્રયત્ન કરનાર માણસ ગભરાય એવું છે.

[illegible] કંઇએક કેળવણી પામેલાં કુટુંબ સંપ કરીને જ્ઞાતિના વિભાગોની દરકાર ન કરતાં સંબંધ જોડે તો શું ન જોડી શકાય ?

વિષ્ણુદાસ—કેળવણી પામેલાં થોડાં કુટુંબ પણ હિંમત ધરી એક સંપ કરે અને જુનાં સંબંધીઓની દરકાર ન રાખે એ બનવું અશકય છે. દરેક કુટુંબની સાથે તેનાં સંબંધીઓ પણ સુધરેલા હોવા જોઇએ, ઘણાં સંબંધીઓને છોડી એક નવો સંબંધ કરવાને કોઇ તૈયાર થાય તો એનાં સંબંધી એનાં દુશ્મન થાય છે. જ્ઞાતિ સમસ્ત નાત બહાર મૂકે છે અને સુખ ખોળતાં નવું દુઃખ ઉત્પન્ન થાય છે.

સુમતિ—પ્રથમ પગલું ભરનારને તો દુઃખ સહન કરવું પડે પણ આગળ જતાં એ પક્ષ વધે ખરો.

વિષ્ણુદાસ—એથી તો ચોરાશી નાતની સાથે એક નવી પંચાશીમી નાત ઉભી થાય. એથી કરીને કાંઇ ચોરાશી નાતને બદલે એક નાત થઈ એમ નહી કહેવાય. બ્રાહ્મણ અને વાણીઆની જ્ઞાતિઓનો મોટો ભાગ નવા વિચારનો થવો જોઇએ

કુસુમ—મને તો એમ લાગે છે કે પુનર્વિવાહોત્તેજક મંડળીએ પુનર્વિવાહ કરાવવાનું પગલું ભર્યું એના કરતાં શરૂઆતથી જ ચોરાશી નાતની એક નાત કરાવવાનું પ્રયત્ન આરંભ્યું હોત તો અત્યાર સુધીમાં લોકોના વિચારમાં ઘણો ફેર પડી જાત. પુનર્વિવાહ જેવું એ કામ અરૂચિકર ન થઇ પડત. પુનર્વિવાહ તો પેહેલેથી જ હાઉ બતાવવા જેવો થઇ પડયો છે.

વિષ્ણુદાસ—પ્રિય મિત્ર, પુનર્વિવાહ કરવામાં તો માત્ર બે માણસોની જ હીમ્મત જોઇએ છીએ, પણ ચોરાશી જ્ઞાતિની એક જ્ઞાતિ કરવામાં તો આખા સમાજના અભિપ્રાય અને હિમ્મતની જરૂર પડે છે. સામાજીક વિચાર સુધારવાને ઘણો કાળ જોઇએ. આજથી શરૂઆત કરીએ તો પચાસ સાઠ વર્ષે ઠેકાણું પડે. આપણા આરંભેલા કામનું ફળ આપણે ન ચાખીએ.

કુસુમ—જો આપણા વંશજોને પણ એનું ફળ મળતું હોય તો આપણે શા માટે પ્રય ન કરવું? પચાસ સાઠ વર્ષ પણ જો ધારેલી ધારણા પાર પડતી હોય તો મા તો વિચાર થાય છે કે આપણે અસારથી જ એ કામ આરંભવું. બ્રાહ્મણ અ વણિક વર્ગના વિચાર બદલાય અને એમના દુષ્ટ રીવાજોથી થતી હાનીનું એમ ભાન થાય એ પ્રકારનો પરિણામ લાવવાને ઉપદેશકોની જરૂર છે. હું એને વાસ્ત જોઇતું ખરચ આપવાને તૈયાર છું.

વિષ્ણુદાસ—હું પણ એમાં મદદ કરીશ પણ એ કામ પરિણામ લાવતા સુધી જારી રહેવુ જોઇએ. એને વાસ્તે કાયમની સંસ્થા થવી જોઇએ.

સુમતિ—ત્યારે વિષ્ણુભાઇ, આપણે એ કામનો આરંભ કરવો જોઇએ. મારા પિતાજી સુધરેલા વિચારના છે. એ પણ એમાં જોઇતી મદદ આપશે એવી મારી પક્કી ખાત્રી છે

વિષ્ણુદાસ—અમારા કુસુમ ભાઇ મુંબાઇમા પણ પોતાનો વેપાર જમાવે તો અમે બે સાથે મળીને એ કામ આરંભીએ.

કુસુમ—પિતાજીની સલાહ લઇ હું મારૂ મુંબાઇનાં રહેવુ થાય એમ કરીશ.

સુમુખી—ત્યારે તો સ્વામિનાથ, આપણા આનંદનો પાર નહિ રહે. કાલે જ મારી સખિ કહેતી હતી કે બેહેન આપણ બેને હમેશાં સાથે રહેવાનુ થાય તો ઘણું સારૂં. મારા પિયરમા મારે જેવી મારી કુંજલતા સખી છે તેવી સાસરામાં તું મારી સખી થાય.

દીવાળી—બેહેન ચા તૈયાર થઇ છે લાવું?

સુમતિ—હા, લાવ.

ચાના પ્યાલા આવ્યા પછી, તે પીતાં પીતાં સર્વેએ ઠરાવ કર્યો કે કાલે આપણે પાણીની ટાંકી જોવાને જવું, બંને મિત્રોએ સ્નાન સંધ્યા પણ નદીપર કરવાનું રાખ્યું અને સવારમાં ચાને બદલે દુધ લઇ નદી ઉપર આવવાને ચાકરને હુકમ કરી દીધો.

બીજે દિવસે સૂર્યોદય પેહેલાં તો સર્વે નદી પર ગયાં. તીર્થ સ્નાન કર્યું. બંને મિત્રો સંધ્યા કરવા બેઠા, અને સુમતિ તથા સુમુખી પોતાતા પાઠ કરવા મંડયાં.

આ વખતે એક સાધુ નદીએ સ્નાન કરવા આવેલો એને આ બંને પતીનાં જોડાંની ધર્મ ઉપર આસ્થા જોઇ આશ્ચર્ય લાગ્યું સંધ્યાનું કામ સમાપ્ત થયું એટલે એ પાસે આવ્યો અને પુછ્યું "ભાઇ તમે શી જ્ઞાતિ છો? બ્રાહ્મણ છો?"

વિષ્ણુદાસ—ના મહારાજ, અમે વાણિયા છીએ.

સાધુ—તમારૂં વર્તન જોઇ હું ઘણો પ્રસન્ન છું. હું ગુજરાતનાં શેહેરે શેહેર અને ગામે ગામ ફર્યો છું પણ વાણીયો કોઇ સંધ્યાને ઓળખતો હોય એમ મેં દીઠું નથી. સવારના પહોરમાં છેલાની માફક ટીલાં ટપકાં કરી જે જે કરતા એક મંદિરથી બીજે મંદિર દોડતા તો જોયા છે પણ અવલોકન કરતાં મને જણાયું છે કે, એ એમનું દોડવું અંતઃકરણના ભાવથી નહી પણ દેખા દેખીનું છે.

વિષ્ણુદાસ—આપનું નામ શું મહારાજ અને કયાંથી પધારવું થયું છે.

સાધુ—હું વિશ્વદર્શી સાધુ છું. મારૂં નામ વિશ્વસ્વરૂપદાસ છે. હું દશ વર્ષથી તમારા ગુજરાતમાં આવેલો છું એક સ્થાન કરીને હું રહેતો નથી પણ આ ચાતુર્માસ છે માટે ગામના મહાદેવના દેવાલયમાં મે મુકામ રાખેલો છે. આપ ક્યાંના રહીશ છો ? અમદાવાદના હો એમ મને લાગતું નથી.

કુસુમ—રહીશ તો મહારાજ, અમદાવાદના પણ અમારૂં દેશાવર રહેવું ઘણું થાય છે.

વિશ્વસ્વરૂપદાસ—અમદાવાદના સ્થાયી રહેવાશીનું, તમારા જેવું, શુધ વર્ત્તન હોય, શકે નહી. એ તો જાણીને મારે જીવ આપે એવા પુરૂષોનું સ્થાન છે. મંદિરમાં રૂપિયા આપે, મહારાજની પધરામણી કરાવે, અને વરઘોડામાં દ્રવ્ય ખરચે પણ આપણી આર્યભૂમિના શ્રેયમાં એક પાઈ પણ આપે નહી. આપણા ભરતખંડના સઘળા ભાગ હું જોઈ વળ્યો છું, પણ ગુજરાતની સંસારી રીતભાત કંઈક વિચિત્ર તરેહની છે. ગૃહ વ્યવહારનું સુખ હું થોડે ઘેર જોઉં છું. હલકા વર્ગના લોકમાં હું જે સુખ જોઉં છું તેવું પણ ઉચ્ચ વર્ગમાં નથી જોતો.

કુસુમ—આપના અવલોકનનો અમને લાભ આપશો ? આપની પેઠે અમને શેહેરે શેહેર અને ગામેગામની વ્યવહાર સ્થિતિ જાણવાનો પ્રસંગ નથી આવતો. અમારૂં જ્ઞાન ઉપલકિયું અને આપ તો નિસ્પૃહ અને બારીક નજરથી જોવાવાળા માટે આપ જે ચિત્ર આપશો તે યથાસ્થિત હશે અમે આ ચોમાસાના ચાર મહિનાને વાસ્તે દીલ્હી દરવાજાની બહાર એક બંગલામાં મુકામ રાખ્યો છે. આપ જો અમારી સાથે આવશો તો આપને કોઈ પણ પ્રકારની હરકત નહિ પડવા દઇએ. અહિંથી અમારો મુકામ અડધા માઇલની પણ અંદર આવેલો છે.

વિશ્વસ્વરૂપદાસ—જેવી આપની ઇચ્છા. તમારૂં વર્ત્તન જોઇ મારો આત્મા પ્રસન્ન થયો છે. હું મારો અથથિ તે ઇતિ સુધીનો અનુભવ કહી સંભળાવીશ. આર્યભૂમિના લાભને અર્થે જ આ દેહ ધર્યો છે અને કોઈ પણ પ્રકારે એ ધર્મનું સાર્થક થાય એવી મારી ઇચ્છા છે. જુના વિચારના સંન્યાસીની પેઠે ફક્ત મારા પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છીને બેસી રહેવું મને ઉચિત નથી જણાતું. આર્યભૂમિનો જનસમાજ સુખી થાય એ માર્ગ લેવો મને ગમે છે. મારા અનુભવની વાર્ત્તાઓ પ્રસિદ્ધ થાય તો તેથી પણ લાભ છે એમ હું માનું છું; માટે આપની પ્રાર્થના હું સ્વિકારૂં છું. મારી પાસે છે એ સિવાય વિશેષ ઉપાધિ હું રાખતો નથી.

પાણીની ટાંકી, શાહીબાગ વિગેરે સ્થાન જોતા અને મિત્રો વિશ્વસ્વરૂપદાસને સાથે લઇ ને બંગલે પાછા ફર્યા. જમી પરવાર્યા પછી આશરે બે એક વાગે મહારાજે પોતાના ગુજરાતના પ્રવાસમાં થએલા અનુભવની વાત કહેવા માંડી:—

અપૂર્ણ.

# તડ એકડા અને બ્રાહ્મણ.

બ્રાહ્મણો જે સમયમાં ખરા બ્રાહ્મણ હતા તે સમયમા તેમના વિચારો અને આચાર પણ કેવલ શુદ્ધ અને ઉંચા હતા. उदार चरितानां वसुधैव कुटुम्बकं એ નિયમ મુજબ સ્વાર્થ રહીત હોવાથી સર્વે મનુષ્ય પ્રતિ બન્ધુભાવ રાખતા. વિદ્યાનું બલ જ્યારે ઓછું થયું ત્યારે તેના પરિણામે અજ્ઞાન વધ્યું. અજ્ઞાનનો પરીવાર दम्भो दर्पोभिमानश्च क्रोधः पारुष्य मेवच ॥ अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ભ ૧૬ એ રીતે પ્રાદુર્ભાવ પામતાં સહજ સહજમાં લઢી પડી યોગથી તડ થયાં. શિકારી જેમ શિકારને તગડે છે તેમ અજ્ઞાનનો પરિવાર લાચાર થઈ પડેલા નામ ધારક બ્રાહ્મણોને બીઆબાન જંગલમા તગડવા લાગ્યો છે (ઉત્તરોત્તર અધોગતિને પ્રાપ્ત કરાવવા લાગ્યો છે) જ્ઞાનથી જ અજ્ઞાન સપરીવાર નાશ પામશે એ વાત મંદપ્રાજ્ઞ્યથી વિસરી ગયા છે અને તે દ્વારા (અજ્ઞાનવડે જ) સૂખી થવા પ્રયત્ન કરતા જણાય છે લઢી લઢીને વિશાળ ક્ષેત્રમા આગ વે હેગી નાખ્યા એટલે ક્ષેત્ર નાહાનું થવાથી ગુજરાત પુરતો પાક પણ ઉતરતો બંધ પડ્યો. એટલે વળી તેમાં એકડાના નામથી ન્હાના ન્હાના ભાગલા પાડવા આપણે તૈયાર થયા. હવે ધારી શકાય છે કે રા. બા. કાંટાવાળા મી. હરગોવનદાસના અંધ કૂપનો આશ્રય મળતા સુધી બ્રાહ્મણ (પશુ–શિકાર) નો અજ્ઞાન (શિકારી) દમ છોડનાર નથી. મી. કાંટાવાળા કહે છે કે વિધવાઓ પુનર્લગ્ન કરશે ત્યારે જ ન્યાતોમાં કન્યાઓની છત દેખાશે.

કન્યાની છતનો ઉપાય એકડા અને તડ તોડવામાં સ્પષ્ટ રીતે સમાવિષ્ટ છતાં અજ્ઞાનાધ તિમિરથી દેખાતો નથી. આવી સ્થિતિમા અંધ ઉપર દયાની નજરે જોવાને બદલે (જ્ઞાનાંજન શલાકાથી અજ્ઞાન ટાળવાને બદલે) જેઓ ઔર જાદે ઉંડા કુવામાં આપણને ઉતારવા માગે છે તેમને હાથે કેવું મ્હોટુ પાપ થાય છે તે વાચક પોતે જ જોઇ શકશે. મ્હારી બલા મણ અન્યનુ પાપ જોઈ ત્યાં જ થોભાવવા માટે નથી. પરંતુ પાપમા પ્રવૃત્તિ કરાવનારને આપણાં પોતાનાં સદાચરણથી તેમની ગણત્રીની ભૂલ દેખાડી આપવાની છે. ઉન્હેવાળ, રોઢવાળ, ખેડાવાળ–ખેડવાબાજ ઈત્યાદિ મંડળીઓ વચ્ચેની દિવાલો તોડી નાંખો અજમાયશ શરૂ કરો અને ધીરે ધીરે બ્રાહ્મણ એક જ જ્ઞાતિ છે, અને તે પણ વેદ વચન પ્રમાણે मुखमासीत વિદ્યાનું આલય (જ્ઞાનમૂર્ત્તિ) છે એમ સિદ્ધ કરી આપવું ઈષ્ટ છે. શિકારીનો પરાજય કર્યા સિવાય પ્રાણ ત્રાણના બધા ઉપાયો વ્યર્થ સમજવા જોઇએ.

બેશક પ્રથમ દર્શનિક એકડા અને તડ કંઇક મુદત ઇષ્ટ લાગ્યા હશે. અને તે લાગવાનું કારણ સમાન આચાર વિચાર ઉપરાંત બીજી પણ ઉપયુક્તાસવડો તે વખતે મળેલી હોવી જોઇએ. પરંતુ લાંબી મુસાફરીમાં એ બધું ટકી રહેશે કે કેમ એનો વિચાર તે વખતે થએલો જણાતો નથી. સગાં ભાઇ બ્હેનોમાં પણ એક સરખા આચાર વિચાર કાયમ રહેતા નથી તો પછી સમુદાયમાં ન રહે એમાં પુછવુ જ શું? સમાન આચાર વિચારવાળાએ એકત્ર થવું, પરસ્પર સંબંધ વધારવા એ બધું ઈષ્ટ છે પરંતુ જુદા પડવુ એ તો તદન નહિં ઈચ્છવા જેવું છે બલ્કે પાપ ભરેલું છે અને તે પાપ એવું છે કે પાપની પરંપરાને વધારતું

ચાલે તેવું છે. દૃષ્ટાંત તરીકે આપણે તડમાંથી એકડામાં પેશીએ છીએ એટલે પાછું એકડામાં જોએલું સુખ કાલે કરી અદશ્ય થઇ જવાથી ચોખડાં-તેખડાં વગેરે કરવા લાગીએ છીએ, અને તેમાં સુખ લેશ થઈ દુઃખનો ભંડાર હાથ લાગે છે. કન્યાદાનનું મહત્વ નષ્ટપ્રાય થાય છે, અને સાટાં કરવા પ્રસંગ આવે છે. આવા દાનનો મહીમા મૃતિકાની કન્યાદાન જેટલો પણ રહેતો નથી.

અપૂર્ણ.

---

# સ્વર્ગની સુંદરીઓ.

---

લેખકઃ—અમૃતલાલ સુંદરજી પઢીઆર

### અભિપ્રાય.

આ પુસ્તકની ભાષા સરલ ને સર્વને સમજાય એવી છે. સાધારણ સારૂં વાંચી શકે એવાંને પણ શબ્દ કોશની મદદની જરૂર પડે એમ નથી. આ ભાષા સંબંધે બે મત છે તેથી આ ગ્રંથ કર્તાનો આવી ભાષા વાપરવામાં જે ઉચ્ચ ઉદ્દેશ છે તે તરફ મ્હારા ટીકાકાર મિત્રોનું ધ્યાન ખેંચું છું—

" કોઇ કોઇ મિત્રો એમ...કહે છે કે ત્હમારી ભાષા બહુ ગામઠી બની જાય છે તેથી કોઇ કોઇ વિદ્વાનોને એ ભાષા ગમતી નથી...આ બાબતના ખુલાસામાં મ્હારે કહેવું જોઇએ કે હું પોતે કાંઇ પંડિત હોવાનો દાવો કરતો નથી અને હું કાંઇ વિદ્વાનો માટે પુસ્તકો લખતો નથી......કારણ કે વિદ્વાનો માટે તો ઘણુંએ મેદાનો પડેલાં છે...પણ ગુજરાત કાઠીયાવાડના અભણ ગરીબ ગામડીયા લોકો સમજી શકે ને સુધરી શકે એવાં પુસ્તકો બહુ જ થોડાં છે માટે હું તો એવા ભાઇ બ્હેનો સારૂ ગ્રંથો લખું છું "— ( સાચું સ્વર્ગ-પ્રસ્તાવના પાનું ૯-૧૦ ).

ચોપડીના નામ ઉપરથી વાચકોએ એમ ધારી લેવાની જરૂર નથી કે એ પુસ્તક પુરૂષોને માટે નથી પણ ફક્ત સ્ત્રીઓને માટે જ છે; કારણ 'સ્ત્રી' પ્રાધાન્ય વિષય હોવા છતાં એમાં સ્ત્રી-પુરૂષ ઉભયને ઉપયોગી થઇ પડે એવી કેટલીક બાબતો પર સારૂં વિવેચન કીધું છે. દાખલા તરીકે ધીરજ બ્હેનને તેમના પતિ વચ્ચે ચાલેલા પત્ર વ્યવહાર પરથી સુખી જીવનની કુંચી મળી આવે છે; મંજુલા દેવીના વૃત્તાંત પરથી સ્ત્રીઓને પુરૂષોની મદદની કયી દિશામાં જરૂર છે તે સમજાય છે; અને સ્ત્રી-પુરૂષની પ્રકૃતિનાં ગુઢ તત્વો પતિ પત્નીને સોંપવામાં આવેલી ઇશ્વરી થાપણ (બાળકો) ની દેખરેખ કેવી ને કેટલી રાખવી તે પણ બતાવવામાં આવ્યું છે.

સ્ત્રીઓને માટે આ પુસ્તક ખાસ ભલામણ કરવા લાયક છે-કારણ એમાં દરેક સ્ત્રીને પોતાની જાતને સુધરવાના, બીજાને સુધારવાના, સુખી થવાના, સુખી કરવાના આનંદી થવાના, બીજાને આનંદી રાખવાના, આનંદ ફેલાવવાના રસ્તા દેખાડવામાં આવ્યા છે. સ્ત્રી

વર્ગને રસ પડે, સમજવું સરલ પડે કથેલા સત્યો અગમ્ય ન ભાસે માટે કેટલાક ઉત્તમ આદર્શ રૂપ જીવન–વૃત્તાન્તોથી આ માર્ગ લોભનીય બનાવવા ગ્રંથકર્તાએ સફલ પ્રયાસ કીધો છે દાખલા તરીકે સ્વદેશ માટે ભોગ આપનાર પરમાર્થી મીસ રોઝના, પરમાર્થ તત્પર અધ નિસ્પૃહી મધુરી મૈયાની, ને મુગ્ધ મંજુલાદેવીના જીવન વૃત્તાન્તોથી વાચનારના મગજમાં પડેલી છાપો જલદી ભુસાશે નહીં અતિ હલકા ભાસતા રાંધવાના ધર્મમાંથી પણ જો તે યોગ્ય રીતે બજાવાય તો કેટલાના વ્યાધિઓ દૂર કરી શકાય, વા થોડીક હીંમતથી કેટલાનું અનિષ્ટ થતું અટકી જાય ને તેને બદલે કાંઈક ભલું પણ કરી શકાય, વા બાળકોની યોગ્ય માવજત રાખવાથી દેશને કેટલો ફાયદો થાય વીગેરે વીગેરે બાબતો પરથી પરમાર્થ વા દેશ–સેવા ગમે તેવી સ્થિતિવાળી સ્ત્રીથી સંસારમાં રહીને પણ થઈ શકે છે એ બહુ અસરકારક રીતે પુરવાર કીધું છે. એ ઉપરાંત મદ, મોહ મત્સર ઈર્ષ્યા વગેરે દુર્ગુણો અયોગ્ય આભૂષણો, ને કઢંગી રૂઢીઓથી તંદુરસ્તી પર થતી માઠી અસરોના સ્પષ્ટીકરણથી, તેમજ આરોગ્યના સામાન્ય પણ અતિ ઉપયોગી નિયમોની સરલ સમજુતીથી ગ્રંથકર્તાએ સ્ત્રીઓને એક ઘરવૈદ્ય જ બક્ષ્યો છે એમ કહી શકાય પાછલા ભાગમાં પાડેલા સ્ત્રીઓના વર્ગ પરથી દરેક આત્મ–પરીક્ષક–સ્ત્રી પોતે કયા વર્ગમાં છે તે જાણી શકશે, ઉપલા વર્ગમાં જવાનો પ્રયત્ન કરશે, પુસ્તકમાં કલ્પેલાં સ્ત્રી–મંડળો સ્થાપશે, ફુરસદને વખતે ગામ ગપાટા વા લોકોની કુથલી ન કરતાં એવા મંડળો દ્વારા નવું નવું શીખશે ને શીખવશે–ટુંકામાં તે પોતે સ્વર્ગની સુંદરી બનશે, બીજી કેટલીકને બનાવશે ને ભરતભૂમિમાં પ્રવર્તતા તિમિરનો નાશ કરી આર્યોની ભૂમિને જ્ઞાન–જ્યોતિથી અજવાળશે

વામન.

---

# તરૂણોને બે બોલ.

---

મનુષ્ય જીવનનો મૂખ્યત્વે કરીને તરૂણાવસ્થાનો કાળ સુવ્યવસ્થિત રીતે ગાળવાનું ઘણું કઠણ કાર્ય છે, એવું આજની લોક સ્થિતી પરથી કહી શકાય છે આ વીસમી સદી માત્ર આપણા દેશને માટે જ નહીં પણ એકંદર સૃષ્ટીની સુધારણાનો યુગ છે એમ આજ કાલ સર્વ લોક પ્રતિપાદન કરે છે, અને તેમનું આ પ્રકારનું પ્રતિપાદન મિથ્યા નથી એમ અમારે પણ કહેવું પડે છે તથાપિ પ્રાચીન કાળના કરતાં અર્વાચીન કાળની ધર્મશ્રદ્ધા, નીતિમત્તા, અને ઈષ્ટ સેવા જેવા ઉન્નતીના મુખ્ય અને અકબાધિત તત્વોપર ઘણા ખરા જન સમાજની શ્રદ્ધા નથી એ વાત સુક્ષ્મદૃષ્ટીએ વિચાર કરનાર પુષ્કળ લોક કબુલ કરેછે ને તત્વો 'स्वधर्मे निधनं श्रेय,' 'मातृदेवो भव:,' पितृदेवो भव:,' सत्यान्नश्यति पापानि सत्ये सर्वं प्रतिष्ठितम्,' 'ध्यायेन्महेशम् जगदादिकारणम्,' 'भजगोविंद भजगोविंद गोविंद भज मूढमते,' અનુસાર એટલે સ્વધર્માચરણ વિષયે અત્યંત આસક્તિ, માતપિતાપર ઈશ્વરતુલ્ય પૂજ્યભાવ, સત્ય માર્ગનું અવલંબન અને ઈશ્વર સેવા, ઈત્યાદિ છે આ વેદશાસ્ત્ર વિહિત ધર્મતત્વો પ્રમાણે વર્તન કરનાર મનુષ્યો આ સમયમાં મળવા દુર્લભ

છે. આ વિષમ સ્થિતી હોવાને લીધે અંતઃકરણ ભ્રષ્ટ થયાથી આપણામાંના ઘણા પુરૂષો અનેક દુર્વ્યસનો તરફ પ્રવૃત થયેલા દેખાય છે વાસ્તવિક શરીરની સર્વ ઇંદ્રિયો સ્વતંત્ર હોવાથી તે અંતઃકરણના પૂર્ણ તાબામાં હોય છે; અર્થાત પ્રત્યેક ઇંદ્રિય ( પછી તે જ્ઞાનેંદ્રિય હોય વા કર્મેંદ્રિય હોય ) પોત પોતાનું કાર્ય કરવાને સમર્થ છે એવી જો કે આપણને લાગે છે છતાં પણ તે તે ઇંદ્રિયોને પોતપોતાના કાર્ય બદલ અંતઃકરણ પ્રેરણા ન કરે તો તે પ્રત્યેકથી કોઈ પણ કાર્ય સ્વતંત્ર રીતે થવું અશક્ય છે, એ પ્રત્યેક વ્યક્તિ કબુલ કરે એમ છે. એટલે આપણું અંતઃકરણ એ જ આપણી સર્વ ઇંદ્રિયોનુ ખરૂ ચાલક હોવાથી તેજ જ્યારે સ્વપરનાં સ્વધર્મ બંધનથી પરાવૃત થઈ કર્તવ્ય શુન્ય બને તો તેના અમલ નીચેનો ઇંદ્રિય વર્ગ દુરાચાર પરાયણ થાય એમાં શું આશ્ચર્ય ? આ પ્રસંગે વળી આપણા સ્ત્રી વર્ગની નતિમત્તાનો અને ધર્મશીલત્વનો થોડોક વિચાર કરવો આવશ્યક છે. આ યુગના સુધારાનું શિક્ષણ આપણા સ્ત્રી વર્ગને અદ્યાપિ ઘણે ભાગે મળેલું ન હોવાથી તેમની ધર્મનિષ્ટા અને નીતિ આ બે આજ પર્યંત ઘણે અંશે કાયમ રહેલી છે એમ કહેવું એ કોઈ પણ રીતે અયોગ્ય નહી ગણાય. એટલે આપણા સ્ત્રી વર્ગમાં નીતિ ભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ સ્ત્રીઓ સોમાં પાંચદશે નહી હોય એમ નથી પણ તેટલા પરથી કેટલાક મનુષ્યો સ્ત્રી જાતીપર ઘણા જ ખોટા દોષારોપ મૂકીને તે નિષ્કારણ નીચ ઠગવવા મથન કરે છે. આ માત્ર તેમનું અજ્ઞાન છે. એમ કહ્યા સિવાય રહી શકાતું નથી. એટલે નિષ્પક્ષપાતપણે કિંવા નીરક્ષીર વિવેક ન્યાયે જોતાં આપણી ઘણીખરી સ્ત્રીઓ અદ્યાપિ સ્વધર્માચરણમાં તત્પર અને પવિત્ર છે. પરંતુ પુરૂષ વર્ગ તરફ નજર કરતાં તેમાંથી સેંકડે પચીસ પણ પૂર્ણ રીતે સદાચરણી અને ખરા નીતિમાન નીકળશે કે કેમ તેની મોટી શંકા છે. સારાંશ—આ તરફ ઘણાખરા સ્ત્રીવર્ગને આધુનિક શિક્ષણ ન મળવાથી તે હજી સુધી પૂર્વ પરંપરાગત ધાર્મીક શિક્ષણના પ્રભાવથી નીતિસંપન્ન અને સ્વધર્મ નિષ્ટ છે એટલે આપણા સ્ત્રીવર્ગ ઉપર અદ્યાપિ દુરાચારાદિ પરંપરાનો અમલ બરાબર બેઠેલો નથી ત્યારે આપણા પુરૂષ વર્ગની સ્થિતી તેનાથી તદન ઉલટી જ છે, એ નિર્વીવાદ છે. પ્રસ્તુત વિષય ઘણો વિશાલ અને ગહન હોવાથી તે બદલ પૂર્ણ વિસ્તાર પૂર્વક લખવાનુ અત્રે સ્થળ નથી તેથી તૂર્ત સંક્ષિપ્તમાં લખી ભવિષ્યના કોઇ પ્રસંગ માટે તેને રાખવામાં આવે છે. ઉપરના લેખથી એટલું તો સિદ્ધ થાય છે કે આધુનિક મન્વંતરથી સૃષ્ટિના વ્યવહારીક ઉત્તમ સાધન સામગ્રીનો ઘણો સારો વધારો થયો છે. પરંતુ તે પ્રમાણમાં તેની નીતિમત્તા અને સ્વધર્મ પરાયણતા વગેરે પ્રગતિનાં મુખ્ય સાધનોનો અમલ જનસમૂહના અંતઃકરણપર જોઇએ તેવો થયો નથી પણ ઉલ્ટો તેનો ઘણે અંશે નાશ થતા જાય છે એમ અમને તો લાગે છે, અર્થાત્ અંતઃકરણ ઉપર નીતિ અને ધર્મનો દાબ ન હોવાથી તે ચંચલ અને ઉછૃંખલ થઈ જવાથી આપણી ઇંદ્રિયો વ્યસન પરાયણ થાય એમાં નવાઇ નથી. તેવાં વ્યસનોમાંના કેટલાંક તો અત્રે ચર્ચાને પણ યોગ્ય નથી, તે અનાચારાદિ છે જેને માટે દરેક મનુષ્યે ઘણી જ સંભાળ રાખવાની જરૂર છે. એટલું સૂચન માત્ર બસ છે. કેટલાંક નજીવાં દેખાતાં વ્યસન જેવાં કે તમાકુ–મદ્ય–વગેરેને માટે અત્રે કંઇક કહેવાનો વિચાર છે. તે પદાર્થ કોઇ પણ પ્રકારે જીવન માટે જરૂરનાં નથી. તેમજ તે પ્રકૃતિને હિતકર પણ નથી, દરેક રીતે તે હાનિકારક છે. તે બદલ વધાર ખાત્રી કરાવવાની જરૂર નથી. કારણ દરેક સુધરેલા પાશ્ચાત્ય પ્રદેશોમાં પણ તેના વિરૂદ્ધ ઘણો પ્રજા પોકાર ઉઠેલો છે. અને તે લોકો

દીર્ઘકાળથી તેવાં દુર્વ્યસનોના પંઝામાં સપડાયલા છે; તેમાંથી મુક્ત થવાને જ્યારે અથાગ શ્રમ ઉઠાવે છે ત્યારે આપણે, ઋષિ મુનિનાં બાળકો, જેને તેવાં વ્યસનનું કિંચિત ભાન પણ પૂર્વે નહોતું તે તેમાં વધારે વધારે સપડાઇએ છીયે એ કેટલું શોચનિય છે–માટે આટલા સૂચન માત્રથી તરૂણ વર્ગ પોતાનું કર્ત્તવ્ય જાણીને તે પ્રમાણે વર્તવા યત્ન કરશે તો અવસ્ય આપણે અવનતિમાંથી ધીરે ધીરે ઉન્નતિના માર્ગપર આવીશું અને ઉત્તરોત્તર આપણા પોતાના તેમજ સમસ્ત પ્રજા વર્ગના કલ્યાણમાં સાધનભૂત થઇ 'શકીશું–મતલબ' પૂર્વજોના જેવા પવિત્ર જીવન વાળા આર્યો બનવાને માટે આપણે યત્ન કરવો જોઇએ. અને તેમ થવા માટે ઉત્તમ હૃદયની પ્રથમ આવસ્યક્તા છે; અને ઉત્તમ હૃદય બળવાળો મનુષ્ય ગમે તે પદાર્થ સિદ્ધ અગર પ્રાપ્ત કરવાને શક્તિવાન થાય છે એ વાતનો વિચાર કરીને દરેક તરૂણબંધુને મારા શ્રમનું સાર્થક કરવા નમ્ર પ્રાર્થના છે—

પ્રભુ ! મારા તરૂણ બંધુઓને શુદ્ધ હૃદય આપી જગતમાં પુરૂષોતમ પદ પ્રાપ્ત કરવાને ભાગ્યશાલી કરો.—અસ્તુ.

પરિખ. મણિલાલ કેશવલાલ.
રીચીરાડ. અમદાવાદ

---

# બ્રાહ્મણોમાં થતી ઢીલચાલો.

## ઓમ.

## શ્રી ભારત વર્ષ ઔદિચ્ય બ્રહ્મ સમાજ પ્રસિદ્ધિ પત્ર.

સમગ્ર ઔદિચ્ય જ્ઞાતિને અને બ્રાહ્મણોની ઉન્નતિમાં જેઓ હિત ધરાવે છે તે સર્વ સજ્જનોને આ પ્રસિદ્ધ પત્રથી જણાવવામાં આવે છે કે શ્રી ભારત વર્ષ ઔદિચ્ય બ્રહ્મ સમાજના મંત્રી રા. રા. શિવશંકર બાપાલાલ રાવળે તથા રા. રા. ચંદુલાલ મોહનલાલ રાવળે રાજીનામાં આપવાથી તેમની જગ્યાએ વિરમગામવાળા રા. રા. હલસુખરામ મગનલાલ દવે (ઠેકાણું ખાડીયામાં દિગંબોક જોશીની પોળ, મુ. અમદાવાદ) તે સમાજના સામાન્ય મંત્રી (જનરલ સેક્રેટરી) નીમવામાં આવ્યા છે, માટે હવે પછી આ સમાજના અંગનાં સર્વ પત્ર વ્યવહારાદી કામો તેમની સાથે કરવાં, તેમજ આ સમાજને લગતા ફંડોમાં જેઓએ નાણાં ભર્યાં હોય પણ હજી સુધી મોકલાવ્યાં ન હોય તેમણે તથા હવે પછી જેઓને કાંઇ ભરવાની ઇચ્છા થાય તેમણે તે રકમો તેમના ઉપર, ઉપર જણાવેલે ઠેકાણે મનીઓરડરથી કે બીજી રીતે વેળાસર મોકલી આપવી. તેની રીતસર છાપેલી પહોંચ તેમના તરફથી સમયસર મોકલી આપવામાં આવશે.

શ્રી આનંદાશ્રમ
બીલખા-કાઠિયાવાડ.
સંવત ૧૯૬૮ ના પોસ વદી ૪
સોમવાર તા. ૮–૧–૧૯૧૨

નથુરામ શર્મા.
પ્રમુખ
શ્રી ભારત વર્ષ ઔદિચ્ય બ્રહ્મ સમાજ.

અમદાવાદ શ્રીગોમતીવાળ હિતેચ્છુ સમાજનો સને ૧૯૧૧ ની સાલનો વાર્ષિક રિપોર્ટ અમારા તરફ મોકલવામાં આવ્યો છે, તે વાંચી આનંદ થાય છે. આ સમાજની સ્થાપના આંજથી ચાર વર્ષ ઉપર કરવામાં આવી હતી; અને તેનું જન્મ સ્થાન ગોધાવી છે, એ ઘણું જ ઉત્સાહ બતાવનારૂં ચિન્હ છે. ગોધાવી પાછળથી શાખા સભા થઇ મુખ્ય સ્થાન અમદાવાદ થયું તે પણ ગોધાવી સમાજની ઉચ્ચ સહૃદયતા બતાવે છે. ગુજરાતમાં ગોમતીવાળ બ્રાહ્મણોની સંખ્યા ઘણી નથી. આશરે તેમની વસ્તી બે હજારની અંદર હશે, અને તે પણ બેતાળીસ ગામની અંદર વહેંચાયલ હોવાથી અન્યોન્ય સહાય અને ઐક્ય કરવાનુ સાધન આ સમાજ થઇ પડે એ સ્વાભાવિક છે. ચતુર્થ વર્ષથી સમાજનું ક્ષેત્રવિશાળ કરવામાં આવ્યું છે તે ખરેખર પ્રશંસનીય છે. સમાજ અત્યાર સુધી જે જે કામ કરતી આવી છે, અને હજુ કરે છે, તે ખરેખર ઘણુ જ ઉપયોગી છે. આ જ્ઞાતિની સંખ્યા નહાની છે. માટે જો તેની વસ્તીની ડીરેકટરી કરવામાં આવે તો તે ઘણી જ ઉપયોગી થઇ પડે ડીરેકટરી ગામ તથા કુટુંબવાર કરવામાં આવે, અને તેની સાથે ગોમતીવાળના ઉત્પત્તિ આદિ શાસ્ત્રીય પ્રમાણસર બતાવવામાં આવે અને જ્ઞાતિના રીત રિવાજોનુ સ્પષ્ટીકરણ કરી ત્યાજ્યનો ત્યાગ કરવાના વ્યવહારૂ ઉપાય બતાવવામાં આવે તો નહાની જ્ઞાતિમાં સુધારો સહજમાં સહલથી થઇ શકે. અમે આશા રાખીએ છીએ કે અમારી આ સુચના ગોમતીવાળ સમાજના અગ્રેસરો ઉપાડી લેશે અને તે સમાજ આખી જ્ઞાતિનો અભ્યુદય સાધવામાં યશસ્વી નીવડો એ અમારી અંતિમ પ્રાર્થના છે.

સરખેજ રા. રા. ચુનીલાલ મુલજીના પુત્ર મણીલાલને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો હતો. તેમણે લોક, રૂઢિની સાથે જેમ બને તેમ શાસ્ત્ર પ્રમાણે ક્રિયા કરવાનો પ્રયાસ કર્યો હતો, અને તે પ્રસંગે રા. રા. બા. જ. લાઇબ્રેરીમાં રૂ. ૫) અંગ્રેજી સ્કૂલમાં રૂ. ૧૫) રૂ. ૩) વનિતા વિશ્રામમા રૂ. ૨) સંધ્યાકલાસમાં તેમણે આપ્યા હતા, અને સ્કૂલમાં તથા કન્યાશાળામાં તેમના તરફથી પતાસાં વહેંચવામા આવ્યા હતાં.

આ પછી મહા વદી ૧૩ ને રોજ રા. રા મોહનલાલ નારણજી જેઓ હાલમાં રા. રા. બા. જ. લાઇબ્રેરીના સેક્રેટરી છે, અને સત્ય શોધક મંડળના એક આગેવાન ગૃહસ્થ છે, તેમના ચી. કનૈયાલાલ ના યજ્ઞોપવિત તથા પુત્રીના લગ્ન પ્રસંગે જ્ઞાતિ ભોજન હોવાથી ગામના આગેવાન મંડળ તરફથી નિયમસર રા. રા. મુલજી સ્મારક ફંડમાંથી રા. કેશવલાલ જગજીવન જેઓ મેટ્રીકમાં ઓણુ સાલપાસ થયા છે, તેમને માન આપવામાં આવ્યું હતું. અને તે પ્રસંગે લાઇબ્રેરીના ફંડમાં સારી રકમો ભરાઈ હતી.

# ગુજરાતના પ્રખ્યાત કવિ ધીરજરામ નરભેરામ પુરાણી ઉર્ફે કાકાનું મરણ.



ભરૂચના એક જુના અને જાણીતા કવિ શ્રી ધીરજરામ નરભેરામ પુરાણી ઉર્ફે ધીરજ કાકા ગઈ તા. ૧ લી માર્ચ ૧૯૧૧ ને દિવસે ભરૂચ ખાતે સ્વર્ગવાસી થયા છે એ જાણી સૌ દિલગીર થયા છે. મરહુમ કવિને ધીરજ કાકાના નામથી ગુજરાત અને કાઠીઆવાડના ન્હાના તેમજ મોટા નોકરો તેમજ મોટા મોટા અમલદારો સારી પેઠે ઓળખતા હતા, મરનાર બે માસ થયાં જલોદરની બિમારીથી પીડાતા હતા, અને તેજ રોગથી ૬૫ વર્ષની વયે તેઓ મરણ પામ્યા છે. મરહુમ એક કુદરતી કવિ હતા, ગુજરાતી ભાષાની સંપૂર્ણ કેળવણી લીધા પછી થોડીક અંગ્રેજી કેળવણી પણ લીધી હતી. તેઓએ શરૂઆતથીજ ભરૂચના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના સિરસ્તેદારની નોકરી કરવા માંડી હતી, તેમની નોકરીથી સુપ્રિન્ટેન્ડેન્ટ એને કલેકટર સાહેબ પણ ખુશી થતા. ઘણા વર્ષ એ નોકરી કર્યા પછી તેમને રેવન્યુખાતામાં ટ્રેઝરરની જગ્યા આપવામાં આવી હતી, અને ત્યાં પણ તેમણે પોતાનું કામ સારી કુશળતાથી કર્યું હતું. પછી હજુર ડીપોટી કલેકટર પાસે સીટી સરવે સીરસ્તેદાર હતા, જ્યાંથી તેમણે પેન્સન લીધું હતું. મરહુમ ઉપર ભરૂચના દરેક જાતના લોકોની અપૂર્વ પ્રીતિ હોવાથી તેઓ એ કોર્ટમાંથી વરઘોડો કહાડી તેમને ઘેર પહોંચાડી એક અપૂર્વ માન આપ્યું હતું કે જેવા પ્રકારનું માન કોઇ પણ પેન્સનર અમલદારને મળ્યું નથી, તેઓ હમેશાં હસમુખા સ્વભાવના એક નિસ્પૃહી મહા પુરૂષ જેવા હતા તેઓના કુટુંબમાં ગમે તેવાં કારી મરણો થતા તોપણ તેઓ કદી રડયા નથી, જ્યારે ત્યારે તેઓ પ્રસન્ન રહેતા અને ઇશ્વરી લીલાને માન આપતા, તેઓએ માયાને જીતી હતી. તેમને પોતાના કુટુંબના નહાના બાળકો ઉપર માયાવી પ્રેમ નહોતો તેમને વિદ્યાદાન આપવામાં અતિ પ્રેમ હતો તેઓ જીવતા છતાં જીવનમુક્ત જેવાજ હતા, મરહુમે પિંગળ શાસ્ત્ર નિશાળમાં શીખી લીધું હતું છતાં તેમની કવિતાઓ એવી કુદરતી રીતે બનતી કે તેમાં પિંગળમાં કહેવા જેવા દોષો જણાતા નહિ એ એક કુદરતી બક્ષિસજ હતી, તેઓ જે સમયે જોઇએ તેવી યોગ્ય માણસને માટે યોગ્ય કવિતાઓ બનાવી શકતા હતા, ગુજરાતની સાહિત્યની શોખીન પ્રજાએ અને સાહિત્યના ઉપાસકોએ તેમજ મરહુમ કવિરાજના મિત્રોએ કવિશ્રીની યાદગીરી જાલવવી જોઇએ.

હિંદુ, પારસી, મુસલમાન, અને ક્રિશ્ચનો માટે તેમને લાયક થઇ પડે એવી ભાષા અને એવાજ ભાવવાળી કવિતાઓ રચતા હોવાથી સર્વ તેમના ઉપર ખુશી રહેતા, મરહુમે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇને ભરૂચમાં જ્યારે માન આપ્યું ત્યારે એક સુંદર ભાવવાળી કવિતા બનાવી હતી. આ કવિતા એક આદર્શ કવિને શોભાવે તેવી છે અને તે દલપત કાવ્યમાં શરૂઆતમાં મુકવામાં આવી છે, કવિ ધીરજકાકાની કવિતાઓ નામદાર સરકારમાં

પણ વખણાય છે. તેઓની કવિતા નવી વાંચનમાળામાં નજરે પડે છે જો કે તેમણે દ. દ. ડા ની પેઠે નામ મુકયું નથી છતાં તેમનું નામ અમર થયું છે, મરહુમે "પ્લેગ વર્ણન" નામની કવિતાઓ રચી હતી અને તેની પાંચ દશ હજાર કોપીઓ મફત વહેંચવામાં આવી છે ને ઉપરાંત બીજી ઘણી કવિતાઓ બનાવી છે પણ તે કવિશ્રીએ વ્યવસ્થિત રાખી નથી. મરહુમની સર્વ કવિતાઓનો સંગ્રહ થાય તો ગુજરાતી વાંચકો ઉપર એક પ્રકારનો ઉપકારજ થશે અને કવિની કીર્તિ પણ જળવાઇ રહેશે. કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, કવિ બાલાશંકર, આપણા મરહુમ કવિ ઉપર બહુ સ્નેહ રાખતા કારણ કે તેઓ સર્વ યુવાવસ્થામાં ભેગા થઇ કવિતાઓ રચતા એટલુંજ નહી પણ અનેક તરેહનો આનંદ ભોગવતા. કવિરાજ ધીરજકાકા પરોપકારી હતા, ગમે તે નાતનો કે ગમે તે જાતનો દુઃખી માણુસ તેમના પાસે જઇ પોતાનુ દુઃખ કહેતો ને વખતે તેને તન મન અને ધનથી મદદ આપતા, બીજાઓ પાસે અપાવતા. કેટલાક નોકરી વગરના માણુસોને નોકરીઓ અપાવતા, તેઓ અભેદ ભાવનાનાજ ઉપાસક હતા, જગતમાં તેમણે કોઇ સાથે ભેદ રાખ્યો નથી, સર્વ ઉપર પરોપકાર કરવો એજ તેમનુ જીવનવૃત હતું, એ વૃત તેમણે સારી પેઠે પાળ્યુ છે. મરહુમ કવિ બહુ રમુજી હતા, બાદશાહ અકબરના દરબારમાં હાજર જવાબી જેમ બીરબલ હતો તેમ મરહુમ ભરૂચમાં એક બીરબલ સમાન હતા, તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં સર્વને હસાવી ખુશી કરી દેતા હતા. હસનો ચહેરો અને નિસ્વાર્થ વૃત્તિ એ બે એક ઠેકાણે હોતાં નથી તે મરહુમ કવિમાં હતું પોલીસ ખાતાની નોકરી દરમ્યાન ભરૂચમાં જે જે અંગ્રેજી કલેકટરો આવતા તેમને ગુજરાતી ભાષા શીખવતા, મરહુમને ૬૦ વર્ષની વયે એક પુત્ર પ્રાપ્ત થયો છે. તેઓ પોતાની પાછળ ગ્રેજ્યુએટ ભત્રીજાઓ તથા મોટું કુટુંબ મુકી ગયા છે ઇશ્વર એમના આત્માને શાંતિ આપો.

ડાહ્યાભાઇ રામચંદ મહેતા.

---

## બ્રાહ્મણ.

---

વળી સૃષ્ટિની ચમત્કૃતિઓમાં બ્રાહ્મણ પણ એક છે આ દિવ્ય વિભૂતિ આ ભૂમંડલના આર્યાવર્તનેજ સમલંકૃત કરેછે. તેઓ ભૂદેવો કહેવાયછે તે યથાર્થ છે: ઇતર દેશમાં આંગલીને ટેરવે ગણી શકાય, એટલા મહાશયોથી તેઓ ધન્યમન્યમાન થાયછે, તો આ જ્ઞાનકર્મભૂમિ આર્યાવર્તમાં અનાદિ કાલથી તેઓ અપરિમિત સંખ્યામાં ઠેકાણે ઠેકાણે જે મળી આવે છે, એ અજ્ઞાતેજ થીજ. કેમ કે બ્રાહ્મણો, વિશ્વપ્રમાણ વેદના દર્શક તથા સ્મારક છે; એટલુંજ નહિ પણ લોકસંગ્રહાર્થે સદાચરણે તન્નોદિત ધર્મના પ્રચારક તથા રક્ષક છે. કેમકે યદ્ યદ્ કર્મ શ્રેષ્ઠ આચરે છે, તેજ કર્મ ઇતરજન તદનુગત આચરે છે. તે શ્રેષ્ઠ જે લૌકિક વા વૈદિક પ્રમાણ કરેછે, તેને લોક અનુવર્તેછે. માટે જો કે તેઓને પ્રાપણીય પ્રાપ્ત કરવાનું વિશેષ ન હતું, છતાં લોકસંગ્રહાર્થે કર્મ કરતાં; કેમકે તેઓના વર્ત્મને મનુષ્યો સર્વશઃ અનુસરતા હતા. તેઓ કર્મ ન કરત તો લોક વિપ્લવ થાત, અને સાંકર્ય થઇ લોકરચના નષ્ટ થાય: માટે જેમ અવિદ્વાન્ કર્તૃત્વાભિમાન ફલાભિસંધિએ આસક્ત થઈ કર્મ કરેછે, તેમ તે વિદ્વાન્ પૂજ્ય બ્રાહ્મણો લોકસંગ્રહના ચિકીર્ષુ થઇ કર્મ અસક્ત કરતાં. અજ્ઞ કર્મસંગીઓનો બુદ્ધિભેદ ન કરતાં, પણ યુક્ત થઇ સમાચરણે, સર્વ કર્મ પ્રવર્તાવતા. તે પૂજનીય બ્રાહ્મણોની અગાધતા ન જાણી, ઉદરંભરાદિના અપવાદો આપવા, એ પોતાની ટુંકબુદ્ધિના નમુના છે, એટલુંજ નહિ પણ ગજભુક્તકપિત્થવત્ થાયછે. જેમ મત્ત હસ્તિ સૂર્ય સામું ધુલ ઉડાડેછે, પણ તેથી સૂર્ય મલિન થતો નથી; પણ હસ્તિજ થાયછે. તેમ અર્થની પરીક્ષા ન કરતાં આવડે, તેમાં તે અર્થની હાનિ નથી. માટે મરકટમણિવત્ કરવું ઉચિત નથી એક અરણ્યમાં એક વાનર ક્ષુધાતુર ફરતો હતો. એક વૃક્ષના મૂળ આગળ ચાકચક્ય જોઇ, ત્યાં ગયો અને તે વસ્તુ લીધી, હાથથી મોડામાં નાખી અને દાંતે ખુબ ખખડાવી, પણ કંઈ રસ ન મળવાથી ક્રોધથી દૂર તડકામાં ફેંકી દીધી. ઉપર દૃષ્ટિ કરતાં બદરવૃક્ષ દીઠું. કટ વૃક્ષારોહણ કરી વખાણી વખાણી તે ખાધાં. તે સમયમાં દૈવવશાત્ એક વણજારો જતો હતો. તેને ઉંચા આસન ઉપરથી સર્વતઃ થી ચકચકાયમાન થતી વસ્તુ જોઈ. ત્યાંથી ઉતરી, જઈ, હાથમાં લીધી, તો તે વસ્તુ એક અમુલ્ય મણિ જણાયો. શ્રી ઇશ્વરને ધન્યવાદ આપી, પોતે કૃતાર્થ થયલો સમજી, ખીસામાંથી તપખીરની સુવર્ણપેટી કહાડી તે નાખી દીધી, અને સુવસ્ત્રમાં લપેટી તેમાં તે મુકી છાતી ગજવામાં મુકી ચાલતો થયો. તેમ પરીક્ષા ન થવાથી અર્થને હાની નથી, પણ પરીક્ષકને છે. જેમ કરકટ બોરમાં મગ્ન થયો અને વણજારો જોઇતી પણ હલકી એવી તપખીર નાખી

તત્સ્થાને રજળતાં મણિનો ઉદ્ધાર કરી તેમાં મુકી છાતી સરસો રાખ્યો, તેમ વેદ તથા બ્રા-
હ્મણ માટે છે. પરીક્ષક અવિદ્યાવશાત્ ભ્રમસંશયાદિએ મોહિત હોય, તો તેમાં તે અર્થની
ક્ષતિ થતી નથી. માટે જેમ કમલો થયેલાની પીળી દ્રષ્ટિને નિવર્તક તેની પિત્તદોષની શુદ્ધિ
છે, તેમ પરીક્ષકની અવિદ્યા, તેજ વેદ બ્રાહ્મણાદિ સદર્થની ખરી ખુબી નીરખાવતાં અંતરાય
આદરે છે. તેની નિવૃત્તિ થયે હાથના કંકણને દર્પણની અપેક્ષા રેહેશે નહિ. એ ભુદેવોનો
ઉપકાર પ્રાણિમાત્ર પર છે, કેમકે શ્રુતિ સ્મૃતિના દર્શક તથા સ્મારક છે, માટે વિશ્વવ્યવસ્થા
કરનાર તેઓ છે. કેમકે શ્રુતિ સદાચાર એ ધર્મ મૂલછે, અને ધર્મપ્રતિષ્ઠિત આ વિશ્વ છે.
તેઓએ વિશ્વપ્રમાણની રક્ષા થવા જે ઉપાયો યોજ્યાં છે, અને રજસ્તમોગુણના ઉદ્રેકમાં સ-
ત્વશાલિ થઇ સત્વોત્કર્ષ કરવા સતત મંડયા રહ્યાછે, તેવાઓને મિથ્યાપવાદો આરોપી હલકા
પાડવા, એ તો કૃતઘ્નતા છે. બીજી વર્ણોનો અપકર્ષ નથી થયો શું ! જો છે, તો આદ્યવર્ણ
ઉપરજ શામાટે સઘલો દોષભાર આરોપવો ! એ તો સદોષસંદવત પરસ્પર વ્યાઘાત છે. એ
કુસંપે આ પૂજ્ય આર્યાવર્તને ડુબાડી, હિંદુસ્થાન બનાવી લાંબો સુવાડી દીધો છે. પ્રાજ્ઞને તે
અત્યંત દુ:સહ છે. તેથી અન્યોન્યાશ્રયથી પરસ્પરની પ્રતિષ્ઠા કરવી એ પ્રત્યેકનું પ્રાથનિક ક-
ર્તવ્ય છે. માટે બીજી વર્ણો પોતપોતાના ધર્મમાં નિરત રહેશે તો બ્રાહ્મણને સ્વસ્થિતિ સુધા-
રતાં વિશેષ અંતરાયો નથી. તેઓ અધ્યાત્મપ્રસાદના રક્ષક છે, તેથી સત્વના પ્રાચુર્યથી જાગ-
રૂક થવા વિલંબ થશે નહિ. કેમકે વિપ્લવમાંથી વિશ્વનો પુન: પુન: ઉદ્ધાર તેઓજ કરેછે.
માટે પોતાની કુપમંડુકવત્ ટુંકબુદ્ધિ જેમ દોરવે તેમ ચેષ્ટા કરવી યુક્ત નથી, પણ હાનિ-
કારક છે. બ્રાહ્મણ ભુદેવ તે ભુદેવજ છે. તેઓ અધ્યાત્મપ્રકર્ષની પરાકાષ્ઠાએ પોંચ્યા હતા.
તેને વ્યાપક તેઓનો વિદ્યારત્નાકર છે. આધ્યાત્મિકપ્રસાદે વિશ્વવિદ્યાનો ઉપદેશ સ્વતંત્ર કીધો
છે. ઇતર પ્રજાની માફક નકલ કીધી નથી, માટે ઋતંભરાશાલિ તેઓ ખરા હતા, જેની
સોલમી કલાને હજીસુધી ઇતરપ્રજા પોંચી શકી નથી. તેણે જાણનારો તેવો અધિકારિ જો-
ઇએ. એવા ભુદેવોને ન પારખી વગોવવા એ રોમહર્ષક કથા છે.

જમનાદાસ પુન્નમગળ ગુપ્ત કૃત શ્રીમદ્યોગાર્દ્ધ શાસન.

Registered No. B 301

# गुर्जर ब्राह्मण.

सगच्छध्वं संवदध्वं सवो मनांसिजानताम् । समानो मंत्रस्समितिः समानी समानं मनः सहचित्तमेषाम् ॥ समानं मन्त्रमभिमंत्रयेव । समानीव आकूतिः समाना हृदयानिवः ॥ समानमस्तु वो मनोयथावस्सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થઃ—મનુષ્યો! એકત્ર થાઓ, વાણીના, વિચારમાં અને કર્મમાં એકતા રાખો તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો, તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારા હ્રદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.

વર્ષ ૩, અંક ૧૦ [ માસિક ] ચૈત્ર સંવત્ ૧૯૬૮

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.



વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાત રૂ ૧ અગાઉથી.

પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ઑફિસ હનુમાનની ખડકી—અમદાવાદ.

અમદાવાદ—ધી ન૦ યુનિયન પ્રિન્ટિંગ વેંસ કંપની લિમિટેડમા છેપી.

તત્સ્થાને રજળતાં મણિનો ઉદ્ધાર કરી તેમાં મુકી છાંતી સરસો રાખ્યો, તેમ વેદ તથા બ્રા-
હ્મણ માટે છે. પરીક્ષક અવિદ્યાવશાત્ ભ્રમસંશયાદિએ મોહિત હોય, તો તેમાં તે અર્થની
ક્ષતિ થતી નથી. માટે જેમ કમળો થયેલાની પીળી દ્રષ્ટિને નિવર્તક તેની પિત્તદોષની શુદ્ધિ
છે, તેમ પરીક્ષકની અવિદ્યા, તેજ વેદ બ્રાહ્મણાદિ સદર્થની ખરી ખુબી નીરખાવતાં અંતરાય
આદરે છે. તેની નિવૃત્તિ થયે હાથના કંકણને દર્પણની અપેક્ષા રેહેશે નહિ... એ ભુદેવોનો
ઉપકાર પ્રાણિમાત્ર પર છે, કેમકે શ્રુતિ સ્મૃતિના દર્શક તથા સ્મારક છે, માટે વિશ્વવ્યવસ્થા
કરનાર તેઓ છે. કેમકે શ્રુતિ સદાચાર એ ધર્મ મૂલછે, અને ધર્મપ્રતિષ્ઠિત આ વિશ્વ છે.
તેઓએ વિશ્વપ્રમાણની રક્ષા થવા જે ઉપાયો યોજ્યાં છે, અને રજસ્તમોગુણના ઉદ્રેકમાં સ-
ત્ત્વશલિ થઇ સત્ત્વોત્કર્ષ કરવા સતત મંડ્યા રહ્યાછે, તેવાઓને મિથ્યાપવાદો આરોપી હલકા
પાડવા, એ તો કૃતઘ્નતા છે. બીજી વર્ણોનો અપકર્ષ નથી થયો શું ? જો છે, તો આદ્યવર્ણ
ઉપરજ શામાટે સઘળો દોષભાર આરોપવો ! એ તો સદોષસંદર્ભ પરસ્પર વ્યાઘાત છે. એ
કુસંપે આં પૂજ્ય આર્યાવર્તને દુંખાડી, હિંદુસ્થાન બનાવી લાંબો સુવાડી દીધો છે. પ્રાજ્ઞને તે
અત્યંત દુઃસહ છે. તેથી અન્યોન્યાશ્રયથી પરસ્પરની પ્રતિષ્ઠા કરવી એ પ્રત્યેકનું પ્રાથમિક ક-
ર્તવ્ય છે. માટે બીજી વર્ણો પોતપોતાના ધર્મમાં નિરત રહેશે તો બ્રાહ્મણને સ્વસ્થિતિ સુધા-
રતાં વિશેષ અંતરાયો નથી. તેઓ અધ્યાત્મપ્રસાદના રક્ષક છે, તેથી સત્ત્વના પ્રાચુર્યથી જાગ-
રૂક થવા વિલંબ થશે નહિ. કેમકે વિપ્લવમાંથી વિશ્વનો પુનઃ પુનઃ ઉદ્ધાર તેઓજ કરેછે.
માટે પોતાની કુપમંડુકવત્ ટુંકબુદ્ધિ જેમ દોરવે તેમ ચેષ્ટા કરવી યુક્ત નથી, પણ હાનિ-
કારક છે. બ્રાહ્મણ ભુદેવ તે ભુદેવજ છે. તેઓ અધ્યાત્મપ્રકર્ષની પરાકાષ્ઠાએ પોંચ્યા હતા.
તેને જ્ઞાપક તેઓનો વિદ્યારત્નાકર છે. આધ્યાત્મિકપ્રસાદે વિશ્વવિદ્યાનો ઉપદેશ સ્વતંત્ર કીધો
છે. ઇતર પ્રજાની માફક નકલ કીધી નથી, માટે ઋતંભરાશાલિ તેઓ ખરાં હતાં, જેની
સોલમી કલાને હજીસુધી ઇતરપ્રજા પોંચી શકી નથી. તેણે જાણનારો તેવો અધિકારિ જો-
ઇએ. એવા ભુદેવોને ન પારખી વગોવવા એ રોમહર્ષક કથા છે.

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभिमन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારાં સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો, તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.


વર્ષ ૩, અંક ૧૦ [ માસિક ] ચૈત્ર સંવત્ ૧૯૬૮

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પ્રકાશક અને વ્યવસ્થાપક રામશંકર હરજીવન ત્રિપાઠી—અમદાવાદ.





વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ઑફિસ હનુમાનની ખડકી—અમદાવાદ.

અમદાવાદ—ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કં૦ની લિમિટેડમાં મોતીલાલ સાંકળદાસે છાપ્યું

## શ્રી ભારતવર્ષીયઔદિચ્ય બ્રહ્મ સમાજ.

શ્રી ભારત વર્ષીય ઔદિચ્ય બ્રહ્મ સમાજનું નવમું સંમેલન કાઠીઆવાડમાં આવેલા શ્રી ભીલખા મુકામે આ બ્રહ્મ સમાજના પ્રમુખ મહાત્મા શ્રી નથુરામ શર્માના "આનંદા શ્રમ" માં ચાલતી સાલના જ્યેષ્ઠ સુદી ૨-૩-૪ (સન ૧૯૧૨ ના મે માસની તા. ૧૮-૧૯-૨૦) ને વાર શનિ, રવિ, સોમ એ ત્રણ દિવસ થવાનું છે. તેમાં સમસ્ત ભારત વર્ષના ઔદિચ્ય બ્રાહ્મણો પધારી સમાજને ઉન્નત બનાવવા પ્રયત્ન આરંભશે એવી આશા રાખવામાં આવે છે. દરેક સાધન સંપન્ન ઔદિચ્ય બ્રાહ્મણ બંધુએ આ સંમેલનમાં પધારી યથાશક્તિ મન, તન, ધનથી ભાગ લેવો એ પોતાનો ખાસ ધર્મજ છે એમ સમજવું જોઈએ.

---

## અભિનંદન.

અમારા માસિકના એક જાણીતા લેખક અને બ્રાહ્મણ કોમનું અંતઃકરણ પૂર્વક હિત ઇચ્છનારા રા. રા. મહાનંદના પુત્ર રા. રા. પૂર્ણાનંદ મહાનંદ ભટ્ટ બી. એ. એલ. બી. સોલીસીટરની પરિક્ષામાં પાસ થયા છે, તે જાણી સર્વે બ્રાહ્મણ બંધુઓને આનંદ થશે. તે ભાઈ તેમની વકીલાતમાં પુર્ણ સ્નેહભદ્ર નીવડે એવું અમે ઇચ્છી તેમને અભિનંદન આપીએ છીએ.

---

## વિનંતિ.

માસિકનો આવતો અંક વૈશાક-જ્યેષ્ઠનો સાથે કાઢવામાં આવશે, અને તે અંક જ્યેષ્ઠ વદમાં પોસ્ટ કરવામાં આવશે.

ગુર્જર બ્રાહ્મણ ઑફિસ રાયપુર પખાલીની પોળમાંથી હનુમાનની ખડકીમાં આવી છે, માટે તે પ્રમાણે સરનામું ફેરવવું.

ત્રીજા વર્ષના અંક ૬ થી પ્રષ્ટમાં ભુલ થયેલી અંક ૯ સુધી ચાલુ રહેલી; તે ભુલ આ અંકમાં સુધારવામાં આવી છે. ખુટતા અંક પત્ર લખી ટપાલ ખર્ચની ટીકીટ બીડી અમદાવાદ ઓફીસમાંથી મંગાવી લેવા. જે અંક સિલકમાં નહિ હોય તે મળશે નહિ.

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः। स्थिरैरङ्गै-
स्तुष्टुवा ँ सस्तनूभिः। व्यशेम देवहितं यदायुः॥ तदात्मनि निरते
य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु॥ उपनिषत्.

શબ્દાર્થઃ—હે દેવો! અમો કાનોવડે કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે કલ્યાણને જોઇએ, દઢ અંગોવડે સ્તવન કરતા દેવે નિર્માણ કરેલું આયુષ્ય પામીએ. તે આત્મામાં પ્રીતિ-મા મારામાં ઉપનિષદ્‌માં કહેલા ધર્મો હો, તે મારામાં હો.

વર્ષ ૩, અંક ૧૦. [ માસિક. ] ચૈત્ર. સંવત્ ૧૯૬૮.


## ન્યાય.

### છંદ મનહર.

હૃદયમાં રાગ દ્વેષ પ્રવેશ ન કરે લેશ,
પામે અપરાધી કલેશ ન્યાય નિશ્ચે જાણીએ;
કરે નિરમળ ન્યાય ન્યાયાધિશ તે ગણાય,
વિશ્વ વિષે વખાણાય ધન્ય ધન્ય વાણીએ;
દુષ્ટપર કરે દયા દૂષણ દે એવી દયા,
ન્યાય વિરોધી તે થયા અન્યાયી પ્રમાણીએ;
સત્યાસત્ય વિચારાય સત્યનું ગ્રહણ થાય,
અસત્ય અળગું જાય ન્યાય એ વખાણીએ. ૧

સજ્જનને થાય સુખ દુષ્ટજન પામે દુઃખ,
રંક દે આશિષ મુખ નિર્મળ એ ન્યાય છે;
દયા મિશ્ર ન્યાય થાય સજ્જનનાં દુઃખ જાય,
એજ કરવો ઉપાય ન્યાય તે મનાય છે;
નરનારી નીતિ પાળે ઉરથી અનીતિ ટાળે,
મન ઈશ પ્રત્યે વાળે ન્યાય તે સહાય છે;
દુરાચાર કરાર તજે સજ્જનાઇ ઉર સજે,
નરનારી ધર્મ ભજે તેજ ન્યાય ન્યાય છે.

# કપિલવસ્તુ.*

કપિલવસ્તુનું રાજ્ય ૪ હજાર લીના ક્ષેત્રફળનું છે. આખો દેશ ઉજડ અને વસ્તી રહિત હોવા ઉપરાંત દશ શહેર ખંડિએર થઇ ગયેલાં છે રાજનગર પણ એજ સ્થિતિએ પહોંચી ગયેલું છે. રાજનગરનું ક્ષેત્રફળ અપાય તેમ નથી. ઘણા કાળથી ઉજડ થઇ જવાને લીધે લાંબે સુધી તેના પાયા નીકળે છે, તથાપિ કેટલીક પોળો આછી વસ્તીવાળી છે. જૂનાં ખંડેર અને તેનાં બાંધકામ પાકી મજબુત ઈંટોનાં બાંધેલાં હજી પણ જોવામાં આવે છે. કિલ્લાનો કોટ ઉંચો અને મજબુત છે. આ રાજ્યમાં સર્વોપરિ રાજા નથી. દરેક ગામના લોક પોતપોતાનો મુખી ચૂંટી કાઢે છે, અને તેનાથી બધો વ્યવહાર ચલાવવામાં આવે છે. જમીન રસાળ છે એટલે જે થોડા ઘણા લોકો છે, તે ઋતુને અનુસાર વાવેતર કરે છે. હવાપાણી તથા લોકની રીતભાત મારી મળતાવડી અને ઉપકારક છે. આશરે હજારેક સંઘારામ ઉજડ થઇ ગયેલા છે અને રાજવાડાની આગળના એકમાં સંમતીય શાખાનો અભ્યાસ કરનારા ૩૦ ને આશરે સાધુઓ રહે છે. બે દેવમંદિર છે તેમાં પરધર્મીઓ રહે છે.

રાજવાડાના કિલ્લામાં શુદ્ધોદન રાજાના મહેલમાં ખંડેર છે. ઉપરનો ભાગ વિહાર તરીકે વપરાય છે. એમાં રાજાનું પૂતળું છે. ત્યાંથી સહેજ દૂર મહામાયા રાણીનુ અંતઃપુર છે. એના ઉપર પણ વિહાર બનાવી રાણીનુ પૂતળું મુકેલું છે. પાસે એક જગ્યા છે તે બતાવી એમ કહેવામાં આવે છે કે આ ઠેકાણે બોધિસત્વે મહામાયાના ઉદરમાં પ્રવેશ કર્યો હતો. આ પ્રસંગનો આબેહુબ ચિતાર બતાવનારૂં ચિત્ર તેમાં ચિતરેલું છે. મહાસ્થવીર શાખાના સાધુઓ કહે છે કે, ઉત્તરાભાદ્રપદની ૩૦ ની રાતે બોધિસત્વે ગર્ભવાસ કર્યો હતો. બીજાઓ સાત દિવસ વહેલા જણાવે છે. બોધિસત્વનો જન્મ થયો તે દિવસે શુદ્ધોદન રાજાએ સઘળા જોશીઓને બોલાવી તેની જન્મપત્રિકા બનાવવાની વિનતિ કરી હતી. એનું જે આવે તે ખરૂં અને ખોટું સઘળું મને કહેજો, એમ કહેવાથી જોશીઓએ જણાવ્યું કે, જો આ બાળક સંસારમાં રહેશે તો ચક્રવર્તી રાજા થશે અને ત્યાગ કરશે તો સર્વ જ્ઞાનમય થશે. આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં અસિત નામના મુનિ રાજાને મળવા આવ્યા. રાજા મોટા આનંદથી તેમને લેવા બારણે ગયો અને મોટા માનથી સભામાં લાવી બેસારી તેમને પુછ્યું કે–મહારાજ! કેમ આપનું પધારવું થયું ? ઋષિએ ઉત્તર આપ્યુ કે–દેવલોકને આનંદ

---

* ગોમા અને ગંડકીની વચ્ચે આવેલો આ પ્રદેશ બુદ્ધદેવની જન્મ ભૂમિ છે. રાજનગરનુ જે નામ તેજ આખા રાજ્યનું નામ છે. હજી એવો સંપ્રદાય છે. કાઠીઆવાડનાં રાજ્યો રાજનગરને નામેજ ઓળખાય છે. ફૈજાબાદની ઇશાન કોણમાં ૨૫ મૈલ ઉપર બાસ્તી તાલુકામાં ભુઇલા ગામની પાસે તેનાં પ્રાચીન ખંડેર મી. કારલેએ શોધી કાઢ્યાં છે. મહા કવિ અશ્વઘોષે બુદ્ધચરિત્ર નામના કાવ્યમાં કપિલવસ્તુનું બહુ મનોહર વર્ણન કર્યું છે. બાળક બુદ્ધદેવના અંગ ઉપરના મહા ચિન્હનું વર્ણન તેના ૪૫–૪૬ મા શ્લોકમાં આપેલું છે. બીજા યુરોપિઅન શોધકોએ પણ કપિલવસ્તુ માટે ઘણું લખેલું છે. બુદ્ધધર્મ સંબંધી શોધખોળમાં યુરોપના વિદ્વાનોએ અથાગ શ્રમ કરેલો છે અને હજી પણ તે ચાલુજ છે. કર્તા.

ઉત્સવ કરી નાચતા જોઈ મેં પુછયું કે, શા માટે તમે આ પ્રમાણે કરો છો? તેઓએ જણાવ્યું કે—જંબુદ્રીપમાં શુદ્ધોદન રાજાને ઘેર માયા રાણીને પેટે બોધિસત્વનો જન્મ થયો છે તમારૂં બાળક જોવાની હોંશ થઇ તેથી હું અહિંયાં આવ્યો છું; પરંતુ દિલગીર છું કે વૃદ્ધાવસ્થાને લીધે એના સુભાગ્યનાં ફળ મારાથી ચખાવાનાં નથી. અસિતે પછી બુદ્ધની જન્મપત્રિકા લખી અને પાછળથી તે ઠેકાણે એક સ્તુપ બાંધવામાં આવ્યો જે હાલ જીર્ણ થઇ ગયેલો માયા રાણીના અંતઃપુરની ઉત્તર પૂર્વ તરફ આવેલો છે.

બુદ્ધદેવ બહુ બળવાન હતા. એકવાર એમ બન્યું કે રાજાનો મહાવત એક મોટા હાથીને શણગારી દરવાજા બહાર રાજકુમારની સામે લેઈ જતો હતો. દરવાજામાંથી નીકળતાં દેવદત્ત નામનો એક જુવાન રાજપુત્ર મળ્યો જેણે મહાવતને સવાલ પુછયા ને પુછડું ખેંચી હાથીને નીચે નાંખી દીધો અને એક લાત મારી તેને ગતપ્રાણ કર્યો. દરવાજા વચ્ચે હાથી મરણ પામવાથી લોકની અવરજવર અટકી પડી અને ઘણાઓ ભેગા થયા એટલામાં નંદ નામનો બીજો રાજપુત્ર આવ્યો તેણે લોકની અડચણ દૂર કરવા હાથીને રસ્તાની એક બાજુએ ખસેડી નાખ્યો. છેલ્લે યુવરાજની સવારી આવી. દેવદત્તે તેને મારી નાખ્યો અને નંદે દૂર ખસેડ્યાની હકીકત જાણ્યા પછી તેણે એ હાથીના મડદાને ઉપાડી કોટની બહાર નાંખી દીધું. જે ઠેકાણે હાથી પડ્યો તે ઠેકાણે નાનું તળાવ થયું અને લોકો તેને હાથીખાણુ કહેવા લાગ્યા. એ ઠેકાણે એક સ્તુપ બાંધેલો છે. આ બનાવ કપિલ વસ્તુના દક્ષિણ દરવાજા આગળ બન્યો હતો. [ભુઇલાની ખાઈની પાસે હાલ પણ ૩૪૦ ફીટનું તળાવ છે અને લોકો તેને હાથીખાણુના નામે ઓળખે છે.]

રાજવાડામાં બુધદેવની મૂર્તિવાળો એક વિહાર છે અને તેની પાડોશમાં રાહુલને સોડમાં લઇ સુતેલી રાણી યશોધરાના ચિત્રવાળો તેને સુવાનો ઓરડો છે તથા તેનીજ પાડોશમાં રાજકુમારનું શિક્ષાગૃહ અથવા પાઠશાળા છે. આ સઘળાં મકાનો પહેલાં વિહાર તરીકે વપરાતાં હતાં. હાલ ખંડેર માત્ર રહેલાં છે. પુરાણા નગરની દક્ષિણ પૂર્વ દિશાએ ત્યાગ કરી ચાલી જતા અને છલંગો મારતા ઘોડા ઉપર બેઠેલી રાજકુમારની મૂર્તિવાળો એક વિહાર છે. શહેરના ચારે દરવાજા આગળ અનુક્રમે વૃદ્ધ માણસ. રોગી માણસ, મૃત માણસ અને સાધુનાં પુતળાં કાઢેલાં છે.* આ ચારવાનાં જોવાથી રાજકુમારના ત્યાગને ઉત્તેજન મળ્યું અને સંસાર ઉપર અપાર અપ્રીતિ થઈ દરવાજા બહાર કેટલેક દૂર ગયા પછી રાવતને તેણે પાછો સોંપી દીધો અને પોતે પગપાળો થઇ ચાલ્યો ગયો ત્યાં આગળ એક વિહાર બાંધેલો છે.

કપિલવસ્તુની દક્ષિણે ૫૦ લી ઉપર એક જૂના નગરનું ખંડેર છે એ શહેરમાં ભદ્ર કલ્પમાં કુકુચ્છંદ બુદ્ધ જન્મ્યા હતા." ભદ્ર કલ્પમાં માણસોનો આવરદા ૬૦ હજાર વરસનો હતો.+

---

* શુદ્ધોદન રાજા પોતાના કુંવરનું ભવિષ્ય સાંભળ્યા પછી તેને વિરાગ આવે એવી વસ્તુઓના દર્શનથી દૂર રાખતા હતા છતાં એકવાર કુંવર ફરવા ગયો અને તેણે વૃદ્ધ માણસ, રોગી માણસ તથા શબ જોયાં ત્યારથી એને વધારે વિરાગ આવ્યો. બુદ્ધદેવના ચરિત્રમાં આ વાત છે તે જોવી.

+ ભદ્રકલ્પમાં પાંચ બુદ્ધ થયા હતા તેમાં કુકુચ્છંદ બુદ્ધ પહેલા હતા.

શહેર બહાર, જે ઠેકાણે, જ્ઞાન થયા પછી બુદ્ધદેવ તેમના પિતાને મળ્યા હતા તે ઠેકાણે એક સ્તુપ બાંધેલો છે. એ સ્તુપની દક્ષિણ પૂર્વ દિશાએ નિર્વાણની વિગત જેમાં કોતરેલી છે એવો ૩૦ ફીટ ઉંચો અશોક રાજાએ બંધાવેલો પથ્થરનો સ્તુપ છે. આગળ જતાં એક મોટા શહેરનું ખંડેર આવે છે જ્યાં ભદ્રકલ્પમાં કનક મુનિ નામના બુદ્ધદેવ જન્મયા હતા. શહેરની ઉત્તર પૂર્વ દિશાએ ૪૦ લી ઉપર એક સ્તુપ છે કે જ્યાં રાજપુત્ર હળોતરાં જોવા માટે બેઠા હતા અને ઉંડી સમાધીમાં લીન થઇ ગયા હતા. જાંબુના ઝાડ તળે રાજકુમાર આ પ્રમાણે સમાધિમાં લીન થઇ ગયા અને ઝાડનાં ડાળાં પાંખડા તેમના ઉપર આચ્છાદન કરી રહ્યાં હોય એમ નમી પડયાં તથા સૂર્યનારાયણ ખસવા છતાં પણ તેમના દેહ ઉપરથી છાંયો ખસ્યો નહિ ત્યારે શુદ્ધોદન રાજા બહુજ આનંદ સાથે શોક પામ્યો હતો.×

કપિલ વસ્તુની ઉત્તર પશ્ચિમે હજારો સ્તુપ છે. વિરૂધક રાજાએ શાક્ય પ્રજા ઉપર જય મેળવી લાખો માણસને પકડી લઇ આ ઠેકાણે મારી નંખાવ્યાં હતાં. શાક્યોના રુધિરનું તેણે તળાવ ભરાવ્યું હતું અને મડદાંને ઘાસના પુળાની માફક એક એક ઉપર ખડકાવી દીધાં હતાં. આ દુષ્ટ કર્મ કરી વિરૂધક ગયો ત્યાર પછી બીજા લોકોએ સઘળાં શબને ઉત્તર સંસ્કાર કરી ઠેકાણે પાડયાં હતાં. + આ કતલનું કારણ એમ છે કે જ્યારે પ્રસેનજીત રાજાએ શાક્ય કુળની સાથે સંબંધ કરવાની ઇચ્છા બતાવી ત્યારે પ્રસેનજીતના બલથી દબાઇ ગયેલા શાક્યોએ એક દાસી પુત્રી શાક્ય કુંવરી કહીને તેને પરણાવી પ્રસેનજીતે તેને મહા રાણીના પદ ઉપર સ્થાપી અને તેને પેટે વિરૂધક ઉત્પન્ન થયો. શાક્ય લોકની વિદ્યા ભણવા માટે જ્યારે તે કપિલ વસ્તુમાં આવ્યો અને પાઠશાળામાં દાખલ થવા ગયો ત્યારે ત્યાંના કુળવાન શાક્ય શિક્ષકોએ તેને દાસી પુત્ર નીચ યોનિમાં જન્મેલા વગરે કહીને કાઢી મુકયો. પ્રસેનજીતના પછી જ્યારે તે ગાદીએ આવ્યો ત્યારે પોતાને દાસી પુત્ર કહેવાને માટે અને પોતાને નીચકુળોત્પન્ન કહેવા વાસ્તે શાક્યો ઉપર વેર લેવાની ઇચ્છા થઈ. મોટું લશ્કર લઇ તે કપિલવસ્તુ ઉપર સ્વારી લઈ આવ્યો. ચાર ખેડુતોએ તેના લશ્કર સામે થઈ સૈનિકોને છુટા પાડી નાંખ્યા પછી કપિલવસ્તુમાં આવી વિરૂધકની સ્વારીના લોકને સમાચાર આપ્યા. એ ચાર જણા પછી રાજાના ભયથી નાશી ગયા. બમ્પાન, ઉધાન, હિમતલ અને કોશામ્બીમાં જઈ તેમણે જુદાં રાજ્ય સ્થાપ્યાં જ્યારે વિરૂધકની સામે થયેલા શાક્યો કતલ થઈ ગયા.

શહેરની દક્ષિણ દિશામાં ન્યગ્રોધનું વન છે. આ વનમાં શુદ્ધોદન રાજે પોતાના જ્ઞાની

---

× હળોતરાં—વરસાદ થયા પછી ખેડુતો શુભ દિવસ જોઇ સાથે હળ ખેડવા જાય છે. કપિલ વસ્તુનો રાજા તે દિવસે મોટો ઉત્સવ કરતો અને પોતે હળોતરાં જોવા સીમમાં જતો. હળોતરાં કરવાની રીત કેટલી જુની છે તે આ ઉપરથી જણાય છે. રાજકુમાર સર્વાર્થસિદ્ધ હળોતરના ઉત્સવમાં ગયો હતો અને જાંબુના વૃક્ષ તળે સમાધિમાં નિમગ્ન થયો હતો વગેરે હેવાલ બુદ્ધદેવના ચરિત્રમાં જોઇ લેવો. કર્તા.

+ વિરૂધકના પિતાને શાક્યોએ અપમાન આપ્યું હતું તેથી તેણે શાક્ય લોકનો આ રીતે વેર લઇ નાશ કર્યો હતો. મી. કારલે આ સ્થાનને બુધલાપી આઠ માઇલ ઉપર કલ્પે છે, કે જે જગ્યા હાથ બહાને નામે ઓળખાય છે.

પુત્રને ઉતારી આપ્યો હતો. બુદ્ધ સંસારનો ત્યાગ કરી વનમાં ચાલ્યો ગયો અને અપાર તપ કરી સિદ્ધિ જ્ઞાનને પ્રાપ્ત થયો. તેણે લોકમાં પોતાનો ધર્મબોધ કરવા માંડયો ત્યારે શુદ્ધોદન રાજાને મળવાની ઇચ્છા થઇ. રાજાએ એક સંદેસ વા હલક મોકલી તેને, કહાવી મોકલ્યું કે–' જ્ઞાન સિદ્ધ થયા પછી હું તમને મળવા આવીશ એવું વચન આપી તમે તપ કરવા ગયા છો પણ હજીએ વચન પાળ્યું નથી માટે અત્રે પધારો તો સારૂં.' બુદ્ધદેવે એજ માણસની સાથે ઉત્તર વાળ્યું કે–' સાત દિવસ પછી અમે તમારા દેશમાં આવીશું.' રાજાએ સમાચાર સાંભળી આનંદ પામ્યો એટલું જ નહિ પરંતુ તેણે ઢંઢેરો પિટાવી લોકને જણાવ્યું કે, ' મહારાજ બુદ્ધદેવ પધારે છે તેના માનમાં તમારે મોટી ધામધુમ કરવી લોકોએ માર્ગને વાળી ઝુડી, સાફ કર્યાં પાણી છાંટયાં અને સર્વત્ર પુષ્પ પાથરી દીધાં. પછી રાજા પોતાના મંત્રીઓ અને દરબારીઓની સાથે શહેરથી ૪૦ લી સુધી તેને લેવા માટે સામો ગયો. રથમાંથી ઉતરી રાજા તેમની વાટ જોતો હતો એટલામા દૂરથી આઠ વજ્રપાણી * ભિક્ષુકો અને રૂપલોક, દેવલોક, કામલોક તથા શક્ર અને બ્રહ્મા સાથે બુદ્ધ દેવ આવતા તેના જોવામાં આવ્યા. રાજાએ તેમને ઘટે તેથી વધારે માન આપી સત્કાર કર્યો અને ધામધુમથી શહેરમાં તેડી લાવી દક્ષિણ દરવાજે ન્યગ્રોધવનમા ઉતારો આપ્યો.

ત્યાંથી આગળ ચાલતા જે ઠેકાણે તથાગતે રાજાના આઠ પુત્રો અને ૫૦૦ શાક્ય લોકને બુદ્ધ ધર્મની દીક્ષા આપી હતી તે આવે છે અને તેની પાસે મહાપ્રજા પતિનીનો સ્તુપ છે જે બાઇએ તથાગતને કષાય વસ્ત્ર આપ્યા હતાં. પૂર્વ તરફના દરવાજા પાસે ડાબી તરફ જ્યાં કુમાર સિદ્ધાર્થે ચમત્કાર બતાવ્યો હતો તેની યાદગીરીનો સ્તુપ છે. એ જ દરવાજા બહાર ઇશ્વર દેવનું મંદિર છે અને તેમાં અર્ધ ઉભેલી મૂર્તિ છે. કુમાર સિદ્ધાર્થને લઇ નગરમાં જતાં રાજાની આજ્ઞાથી એક દાસી બાળક લઇ મંદિરમાં દર્શન કરાવા ગઇ. બાળક બુદ્ધને જોઇ ઇશ્વર દેવની મૂર્તિ એકદમ નમસ્કાર કરતી ઉભી થઇ અને પાછળથી તે તેમની તેમ રહી.

દક્ષિણ પૂર્વ તરફના દરવાજાની બહાર ૩૦ લીઉપર શરકૂપ નામનું સ્થાન છે. જે ઠેકાણે નિશાન માર્યાપછી કુમાર સિદ્ધાર્થનો શર પડયો, હતો તે આ સ્થાન છે. આ કુવાનું જળ બુદ્ધ ધર્મના લોકો રોગ હરનારૂ માને છે અને ઘણા દૂરના દેશો સુધી તેનો કચરો લઇ જવામાં

---

* આ આઠ જણ રાજકુમારની સાથે તપ કરવા ગયા હતા. તેઓ બ્રાહ્મણ હતા. એક વાર તેઓ તેને તજી ચાલ્યાં ગયા હતા ને પુનઃ બુદ્ધ થયા પછી તેના સાથમાં ભળ્યા હતા. તેઓ એવા વિદ્વાન હતા કે ગમે તેવાના વાદને હઠાવી બુદ્ધના સિદ્ધાંતનું પ્રતિપાદન કરી આપતા હતા. એમના અસાધારણ વિદ્વત્તા ઉપરથી જ તેમને વજ્રપાણિ એટલે વજ્રના જેવા હાથ વાળા એવુ નામ મળ્યું હતું. વિદ્વાન્ બ્રાહ્મણોના આશ્રય વગર બુદ્ધનો ધર્મ પણ ચાલ્યો નહોતો. બ્રાહ્મણો જગતગુરૂ છે અને વિદ્યા તેમની થઇને રહે છે. પાછલા કાળમાં થયેલા મતો અને પંથના પ્રવર્તકોની પાસે પણ એવા બુદ્ધિશાળી બ્રાહ્મણો હતા એમ ઇતિહાસ પરથી જણાય છે. બુદ્ધ જાતે ક્ષત્રિય હોવાથી લોકો એ બ્રાહ્મણોના આશ્રય વગર એમના સન્માર્ગને સ્વીકાર્યો ન હોત પણ એ વજ્ર પાણી આઠ જણે બીજાઓને જેર કરી બુદ્ધના સિદ્ધાંત પ્રતિ પાદન કર્યા એટલે કાશી વગેરેમાં તેનો વિજય થયો અને ધર્મ ચાલ્યો. કર્તા.

આવે છે. શરકૂપની ઉત્તર પૂર્વ દિશાએ ૮૦-૯૦ લી જતાં લવણી વન આવે છે; અને તેમાં વૃદ્ધ તથા જીર્ણ-થઇ ગયેલું પવિત્ર અશોકનું વૃક્ષ છે. જે વૃક્ષની તળે કુમાર સિદ્ધાર્થનો જન્મ થયો હતો. વૈશાખના બીજા પક્ષની આઠમને દિવસે જગત ગુરૂ ભગવાન બુદ્ધ દેવ જન્મ્યા હતા. તેમનો જન્મ થયો તેવા જ તે પાંચ ડગલાં ચાલ્યા હતા અને બોલ્યા હતા કે-' દુનિયાં ઉપર આ મારો છેલ્લો અવતાર થયો છે.' કુમારને બે દેવતાઈ શક્તિઓએ ઉના અને ટાઢા પાણીના પ્રવાહથી નવરાવ્યા હતા, અને તેવે કારણે તેના સ્મરણાર્થે અશોક રાજાએ મોટા સ્તુપ બંધાવેલો છે. સ્તુપની પાસે ઉના અને ટાઢા પાણીના કુંડ છે, અને જ્યારે મહારાણીએ બુદ્ધ દેવને જન્મ આપ્યો અને સેવકો પાણીની શોધ માટે આમ તેમ દોડયા ત્યારે જમીનમાંથી તે બે કુંડ એકદમ ઉત્પન્ન થયા હતા એમ લોકનો મત છે. આ કુંડથી સહેજ દૂરથી દેવલોકે મહારાણીને જનન સ્નાનથી શુદ્ધ કરવા માટે ઉત્પન્ન કરેલી 'તૈલનદી' નામની નદી છે. અહીં જ આસપાસના ભાગોમાં અશોક રાજાએ બંધાવેલા સ્તુપો છે અને જે જે ઠેકાણે દેવલોકે બુદ્ધદેવને પોતાના અંકમાં લીધેલા તે તે સ્થાનના સ્મરણાર્થે એ સ્તુપો બંધાવેલા કહેવાય છે. અહીંથી એટલે આ લવણી વનથી પૂર્વ દિશા તરફ ૩૦૦ લીનો માર્ગ ઘાડા જંગલમાંથી પસાર કર્યા પછી રામગ્રામ અવાય છે.

મણીલાલ છબારામ ભટ્ટ.

---

# તડ, એકડા અને બ્રાહ્મણ.

(અનુસન્ધાન અંક ૯ પ્રષ્ટ ૧૫૪ થી.)

દાન પ્રકરણ દાનમાં અન્નદાને પણ મ્હોટી જગ્યા રોકેલી છે અને તે સર્વત્ર સનાતનીય સ્થાનાપન્ન છે. બ્રાહ્મણોના ષટ્કર્મ પૈકી આતિથ્યને નામે એક કર્મ કહેવાય છે તેમાં અન્નદાનનું જ પ્રાયશઃ પ્રાધાન્ય છે. મરણ પાછળ અને બીજાં અનેક સત્કર્માંગ ભૂત અન્નદાનને જ અગ્ર ગણ્ય માનવામાં આવે છે. શાસ્ત્રમાં પ્રત્યેક કર્મને અંગે ભૂરી ભોજન કરાવવા આજ્ઞાઓ છે. એ દાન અધિક મહત્વનું મનાયું હશે તેનું કારણ જોતાં એથી તાત્કાલિક તૃપ્તિ પ્રાપ્ત થાય છે તે છે. શ્રુતિ-યુક્તિ અને અનુભવથી અન્નદાન માટે કોઇ બે મત નથી. અધુના લોકોએ તેનો એટલો બધો પીછો પકડયો છે કે, એને જ દેશની પાયમાલીનું કારણ ભૂત માને છે, એના જ ભક્તોને લાડુબટ વગેરે ઉપનામો આપી તિરસ્કૃત કરવામાં આવે છે, જ્ઞાન વૈરાગ્ય વગેરેની એમાંથી જ સિદ્ધિ મળે છે, છતાં સંપૂર્ણ એને વગોવીએ છીએ. મરણ પાછળ મિષ્ટાન્નની ફજેતી ગાઇએ છીએ અને પાશ્ચાત્ય જનોનાં દષ્ટાંતને આગળ મુકી અનુભવથી સિદ્ધ કરીએ છીએ કે દેશની પડતીમાં અન્નદાનજ પ્રથમ પંક્તિ ધરાવે છે. મુસલમાનોમાં અન્નદાનની છુટ રહેવાથી તે કોમ ગરીબી ભોગવે છે એમ જણાવી અન્વય અને વ્યતિરેકથી પણ અન્નદાનને દાનપ્રકરણમાંથી ફેંકી દેવા બદ્ધપરિકર તત્પર થયા છીએ. 'વાત ખોટી નથી વિલાયતમાં ભીખારીઓને સજા કરવાનો કાયદો સરૂ થયો ત્યારથી એ દેશની વેળા વળી છે. મુસલમાનોનું ઔદાર્ય જગ વિખ્યાત છે. તે બિચારા અત્યાર સુધી પણ પોતાની સ્થિતિ સુધારી શકયા નથી, વિલાયતમાં મેહેમાનને પણ ખર્ચનું બીલ અપાય છે એમ કહેવાય છે

અર્થાત્ એક છેડે ગરીબી અને એક છેડે શ્રીમંતાઇને મુકીએ તો તેનું કારણ અન્ન દાનની ઉદારતા અને તેનો સંકોચ એના ઉપર અવલંબિત ભાસે છે. અંગ્રેજોમાં મરણ પાછળ ખર્ચ હોતું નથી અને મુસલમાનોમાં મરણ પછી જારત ચેલમ વગેરે એટલાં બધાં ઉદાર જમણ કરવામાં આવે છે કે આર્ય શાસ્ત્રમાં જેને ભૂરી ભોજન કહ્યું છે તેને મલતું હોય છે. ગ્રીસ અનથેન્સોમાં પણ હિંદુની માફક જ સારે નરસે પ્રસંગે જમણ ચાલે છે, અને તે બધી પ્રજા ગરીબીને આધિન છે, જેથી એકંદર એટલુંજ નિષ્પન્ન થાય છે કે ન્યાતો જમાડવાની રસમ ભલે ગમે તો શાસ્ત્ર વિહિત હો તો પણ તે નુકસાન કર્તા છે. શાસ્ત્રકારને દૂષિત કરવા જઇએ છીએ તો ત્યાં પણ કેટલીક મુંજવણો ખડી થાય છે. શાસ્ત્રવચન છે તે આપ્ત વચન છે. શાસ્ત્રકાર પોતાની પ્રજાને પાયમાલીમાં લેઇ જવા કદી પણ ખુશી હોય જ નહિ સમજી પુનઃ તેનું અવલોકન કરવા જઇએ છીએ, તો કેટલાક શાસ્ત્રકારો ઉક્ત વિચારોને ટેકો આપતા જણાય છે. મહર્ષિ મનુ મહારાજ તો એટલે સુધી કહે છે, કે પ્રતિગ્રહ માટે માણસ સમર્થ હોય તો પણ દાન કદાપિ લેવું નહીં. દાન લેનારનું બ્રહ્મતેજ અગ્નિ ઉપર પાણી પડવાથી તે જેમ કાળો કોયલો બની જાય છે તેની પેડે બની જાય છે. વળી બીજા શાસ્ત્રકાર કહે છે કે **परान्नं सुकृतंहन्ति.** વળી અન્ય ઋષિ અમુક અમુક ભોજનનો તદ્દન નિષેધ કરે છે. જેવું કે પ્રેતાન્ન વગેરે ઉક્ત સ્થિતિમાં હરકોઇ સારાસાર વિચાર કરનારને કયો માર્ગ સ્વીકારવો તેના વિચાર વમળમાં ઉતરવું જ પડે. વગર વિચારે એક બાજુએ ઝંપલાવનારને આપણે યથેચ્છાચારી ગણીશું; એટલે તેને આ લેખ સાથે કિંવા એવા વિચારો સાથે કંઇ સબંધ જ નથી. જેઓ શાંત, દાંત, શાસ્ત્રને રાજઆજ્ઞા તુલ્ય માનનારા, વેદશાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળા, ઋષિ મુનિને પરમ પૂજ્ય ગણનારા અને કાર્ય કારણનું સ્વરૂપ સંપૂર્ણ જોઇ તે ઉપરથી સત્ય શોધી કાઢવા સમર્થ છે તેમને જ માટે આ લેખનો શ્રમ છે પૂર્વ મીમાંસાના અભ્યાસી જનોને હું આમંત્રણ કરૂં છું, કે આ લેખની સમીક્ષા કરી શ્રીમત્ પરમહંસ૦ શ્રી આદ્ય શંકરાચાર્ય મહારાજે ભિન્ન ભિન્ન શ્રુતિઓનો સમન્વય કરી જેવી રીતે એક વાક્યતા સિદ્ધ કરી છે તદ્દવત્ આમાં પણ શ્રમ પૂર્વક કરવું ઉચિત છે. આ વિષય એકલી આર્ય પ્રજાને જ ઉપયુક્ત છે એમ નથી, પરંતુ સમગ્ર પ્રજાને ઉપયોગી છે. કોઈ પણ પ્રજા ભલે ગમે તો તે મરણ વગેરે અમુક પ્રસંગે જમણ નહીં કરતી હોય તો પણ મીજબાની વગેરે રૂપાંતરથી એ જ ખાતે ખર્ચ તો કરે જ છે. દાન, મન વચન અને કર્મથી એક સરખું હોય તોજ તે દાન કહેવાય. દાન આપતી વખતે દાનનો બદલો ચાર ૭ પટ જ્યારે લેઇ લીધો છે અને છોકરી રાંડશે એટલે જમાઇનું દ્રવ્ય આપણા ઘરમાંજ આવશે એવી અથવા એવીજ જાતની અનેક અધમ આશાઓ મનમાં હોય, તો તે દાન નથી. કર્મથી અગ્નિદેવ બ્રાહ્મણની સાક્ષીપૂર્વક વચનો ઉચ્ચારીએ, કે આ કન્યા ધર્માર્થ કામ મોક્ષાર્થે હું તને તત્સત્ બ્રહ્માર્પણ દાન કરૂં છું, અને ઉપર મુજબ કન્યાદાન કરી કન્યાદાનનું ફ્લ માગીએ તો તે શી રીતે મળે ? ક્ષેત્રમાં બીજ શેકીને વાવ્યું હોય અને તે જેવું ફ્લ-આપતું નથી તદ્દત્ મન વચન કર્મની એકતાના અભાવે દાનનું ફ્લ મળવું ઇજોએ તેવું મળતું નથી, એટલુંજ નહીં પણ માનસિક પાતકના પ્રમાણમાં અનિષ્ટ ફ્લ આપે છે, બ્રાહ્મણ જાતિરૂપી વિશાલ ક્ષેત્રના ભાગલા કરવાથી અને તેમાં પાછા વિભાગો પાડવાથી આવું કન્યાવિક્રય રૂપિ માઠું પરિણામ આવે છે. કન્યાની અછતવાળી જ્ઞાતિએ

ઉપર મુજબ પાતક કરે છે ત્યારે છત હોય છે તેવી જ્ઞાતિઓ જુદાજ પ્રકારનું પાપ કરે છે. પૈસા માટે વર પક્ષ ઘણી સ્ત્રીઓ સાથે પરણે છે અને ગુજરાન નભાવવા અશક્ત બને ત્યારે તેમને તજી દેઈ દેવ અગ્નિ આદિ સમક્ષ આપેલાં વચનોનો ભંગ કરે છે. જો બ્રાહ્મણ સમાજ વિશાલ હોય તો કન્યાની છત અથવા અછત હાનિ કરે નહીં.

અહિં સુધી લેખ ચાલા આવ્યો છે એટલામાં એક સુધારક કૂદી આવી પૂર્વાપર લેખ જોઈ સકલ વર્ણ એક કરવાની પોતાની દલીલમાં ફાવી શું સમજી લેખની સ્તુતિપૂર્વક પૂછે છે કે "બ્રાહ્મણ જાતિમાં પડેલા ભાગલા રદ કરવાની તમે જે જે કારણોથી અગત્ય જૂઓ છો તેજ કારણોથી અમે ક્ષત્રી વૈસ્ય અને શુદ્ર પર્યંત સઘળા એક થવા ઈચ્છીએ છીએ. બ્રાહ્મણો એકલાજ પોતાના પડદાઓ ખસેડી ક્ષેત્ર વિશાલ કરી શકે તે કરતાં પણ સકલવર્ણ વચ્ચેની દિવાલો ખસેડી નાંખવામાં આવે તો એથી પણ વધારે વિશાલ ક્ષેત્ર બની તેનું સુખ સકલ પ્રજા ભોગવે. ક્ષેત્રની વિશાલતામાંજ સુખ રહેલું છે તો પછી પૃથ્વી ઉપર એવી કોઈ પણ જાતિ શેષ રહેલી નહિ જોઇએ કે તેને જોઇ ભેદ દૃષ્ટિ કરવામાં આવે." સુધારકે એવી તર્કે આ સવાલ ખડો કર્યો છે કે કાંતો નિરુત્તર થવું અથવા વેદની આજ્ઞા ઉપરાંતનો સવાલ છે તેથી પ્રમાણાભાવ કહી ફેંકી દેવો; એ સિવાય તુર્ત માટે બીજો ઉપાય ન જણાયાથી આનો ઉહાપોહ હવે પછીના અંકમાં કરવાનું મુલતવી રાખી પ્રસ્તુતનેજ આગળ ચલાવું છુ.

પૂર્વે કહેવામાં આવ્યું છે કે દંભ–અભિમાન–ક્રોધ વગેરે આસુરી કારણોને લીધે બ્રાહ્મણોમાં ભાગલા પડયા અને પડતા જાય છે. આપણે જોઇશું તો વિભાગોમાં પણ ન સમજાય તેવા પેટા વિભાગ જણાઈ રહે છે; જેમ કે ખેડાવાળમાં **અયાચક, યાચક** અને **પાચક** એવા પેટા વિભાગ છે તેમાં યાચક અને અયાચક વચ્ચે રોટી બેટી ઉભય વ્યવહાર ચાલે છે અને યાચક સાથે ફક્ત રોટી વ્યવહારજ છે. નાગરમાં યાચક અને અયાચક એવા બેજ વિભાગ છે તે બન્ને વચ્ચે માત્ર રોટી વ્યવહારજ હોય છે. આ વિભાગ આટલેથી જ બંધ પડતા નથી. કાશીનો નાગર કે ખેડાવાળ કાઠિયાવાડમાં રહેતી સ્વજ્ઞાતિ સાથે બનતાં સુધી અલગજ રહેતો નજરે આવે છે. તે પછી કુલને લીધે જુદા તડા પડેલા જણાય છે. લવાન ગણાતા બ્રાહ્મણો પોતે જેને ઉતરતા માને છે તેને કન્યા આપતા નથી એટલે ઉતરતા ક્રોધે ભરાઈ પોતે વળી જુદું મંડળ સ્થાપે છે. બ્રાહ્મણોમાં જ્યારે જ્યારે વિભાગ પડયા છે તેનું કારણ તપાસતાં ઉપર કહી ગયા મુજબ કામ ક્રોધ લોભ અભિમાન ઈત્યાદિ આસુરી સંપતજ જોવામાં આવે છે. એવી આસુરી સંપતે વચમાં પડવાનું કારણ શોધીએ તો ઇષ્ટ ( ધારેલુ સુખ ) ની પ્રાપ્તિના વિઘાતથી ક્રોધ, હું સૌથી શ્રેષ્ઠ છું અને બીજો અમુક વર્ગ આચારાદિના અભાવે હલકો છે એવો દર્પ, અમુક વર્ગ અમુક ધંધો કરે છે તે હલકો છે એવો અભિમાન અને એજ પ્રમાણે આસુરી સંપત પ્રસાર પામેલી જણાય છે. કુદરતી નિયમ મુજબ એક વસ્તુ ઘટે એટલે બીજી વસ્તુ તુરત તેની જગ્યા પકડી લે છે. અગ્નિથી વાયુ પાતળો થાય કે વાતાવરણમાંથી સ્થૂલ વાયુ તુરતજ તેનું સ્થાન લેઇ પાડે છે. અપૂર્ણ.

રુક્મિણી નારણજી.

# સંસાર ચિત્રનું અવલોકન.

( અનુસન્ધાન ગતાંક પૃ. ૧૫૨ થી. )

૪—દક્ષિણ તરફથી આવતાં ગુજરાતનું પ્રથમ શહેર દમણ આવ્યું. દમણ બે છે. મોટી દમણ અને નાની દમણ મેં મારો મુકામ મોટી દમણમાં એક વાણિયાને ત્યાં રાખ્યો. એ વાણીઓ ત્રીસ વર્ષની ઉમરે રૂપીઆ બે હજાર ખરચી ગામડાની કન્યા લાવ્યો હતો. મેં એને ત્યાં મુકામ કર્યો ત્યારે એનાં લગ્ન થયાને દશ વર્ષ થયાં હતાં. એને એક આઠ વર્ષની દીકરી અને બે વર્ષનો દીકરો હતો. મારી આગતા સ્વાગતા એણે સારી કરી. એનું દુઃખ જોઇને મારા મનને ક્લેશ થયો. રૂપીઆ ખરચીને આ ભલી સ્ત્રી એનું કહ્યું માનતી નહી. ઘરનું અડધું કામ એ બિચારાને પોતાને હાથે કરવું પડતું હતું. બૈરીને બેઠી હોય ત્યાંથી ઉઠવાનું મન થતું નહિ, તો પણ જ્યારે શેઠ કામ ઉપર જાય ત્યારે એ દશ બાર ઘેર ફરી આવતી અને એકાદ ની સાથે પણ લઢીને આવતી. શેઠ આવે ત્યારે એની હમેશાં ફરીઆદ હોય કે ફલાણીએ મને આમ કહ્યું અને ઢીકડીએ તેમ કહ્યું, છોકરી મને સતાવે છે અને છોકરો રડતો રહેતો નથી. એક ઘડી પણ શેઠ નિરાંતે બેશી શકતો નહિ. એ બિચારો કેળવણી પામેલો માણસ હતો અને કારકુનનું કામ કરતો. સાંજે વાળુ કરી રહ્યા પછી મારી પાસે આવી બેઠા ત્યારે મેં પુછ્યું કે શેઠ, તમને શું સુજ્યું કે બે હજાર રૂપીઆ ખરચીને આ પીડા હોરી લાવ્યા. પંદરવીસ રૂપીઆની નોકરીમાં તમે બે હજાર ક્યારે પેદા કરશો ! આ છોકરીને પરણાવશો શામાંથી અને છોકરાને ભણાવશો શી રીતે ! એ બોલ્યો—મહારાજ પરણવામાં આટલું દુઃખ સમાયલું છે તે હું જાણતો નહોતો ઘણા સંસારીઓને મેં સુખી જોયા તેથી મેં પણ એ સુખની આશા રાખી હતી કહેવાય છેની કે "કુંવારો કોડે મરે અને પરણ્યો પીડાએ મરે." મને આવી કુભાર્યા મળશે એમ હું જાણતો નહોતો. બૈરી અક્ષર ભણી નથી. એનો બાપ તો પૈસાનો સગો છે. અમારી નાતમાં મારૂં કુળ લગાર નીચું ગણાય એટલે પૈસા ખરચ્યા વગર કન્યા મળે નહિ. મારા બાપના પંદરસો રૂપીયા હતા અને પાંચસો મારી કમાઈના હતા; તે બધા આપી દઈ હું આ બૈરી લાવ્યો છું. ખીજું છું તો પીયર નાસી જવાની બીક બતાવે છે અને ચડાવું છું તો માથે ચઢી વાગે છે. આથી હું નિરૂપાય બન્યો છું. કુળના બંધારણ ની પીડાનો હું ભોગ થઈ પડયો છું. તમે એ રાંડને કંઈ ઉપદેશ આપો ને સુધરે તો. મહાત્માનાં પગલાં હમેશાં સુખ કર્તા હોય છે તેથી આપના જેવા વૃદ્ધ મહાત્મા મળી આવે છે તો હું એમનો સત્કાર કરૂં છું. હું જાણું છું કે કુંવારો રહ્યો હોત તો હું સુખી થાત, પણ હવે નિરૂપાય છું. હું જાણતો હતો કે એની મા ઘરમાં ઠીને બેઠી નથી અને પોતાના પતિને નિરાંતે રાંધીને જમાડયો નથી. પણ હું કેળવીશ અને સુખ આપીશ તો છોકરી સુધરશે. એવા વિચારથી બે હજાર રૂપીઆ ખરચીને પરણ્યો, પણ કડવી તુંબડીનાં ફળ મીઠાં કેમ કરીને થાય ? હું ગુજરાતી છઠ્ઠા ધોરણમાં પાસ થએલો છું અને અંગ્રેજી પણ થોડું ઘણું જાણું છું, પણ મારૂં જ્ઞાન મને ખપ લાગતું નથી.

વાણીઆની વિનંતિથી મે રાત્રે કથા કરવાનું કામ આરંભ્યું. પડોશીઓ પણ રાત્રે સાંભળવાને આવી બેસવા લાગ્યાં. આથી મારૂં ખરચ શેઠને ભારે પડયું નહિ, ઓના ધર્મ મેં યથાસ્થિત સમજાવ્યા. બીજાં સાંભળતાં હતાં ત્યારે એ બરી ઉંઘતી હતી. આ જોઇ મેં કથા વેહેલી પુરી કરવાનું રાખ્યું. મારી કથાના થોડા શબ્દોએ એના શ્રોત્રમાં પ્રવેશ કર્યો છે એમ મને દશે દિવસે જણાયું ત્યારે ત્યાં મેં મારો મુકામ બીજો દશ દિવસ લંબાવ્યો. એની રીતભાત કંઇ સુધરેલી દીઠી એટલે હું પગરસ્તે વલસાડ તરફ આવવા નીકળ્યો. અનાવલા ખેડુતને ત્યાં મેં રસ્તામાં પારડી ગામે સાંજ પડવાથી મુકામ કર્યો. એક અનાવલો ખેડુત મને પોતાને ઘેર તેડી ગયો. એના ઘરમાં સર્વ માણસને મેં એક સરખી રીતે સંસાર ભાર વહન કરતાં જોયાં. નાનાં છોકરાંથી માંડીને તે વૃદ્ધ પર્યંત સર્વે પોતપોતના ભાગનું કામ બજાવતાં હતાં. જુવારના પોંકનો વખત હોવાથી એ ખેડુત મારે વાસ્તે પોંકના લાડુ લાવ્યો. જન્મારામાં એવા લાડુ દીઠા નહોતા તેથી મેં પુછ્યું કે ભાઈ શું આ મગજના લાડુ છે? એણે કહ્યું ના મહારાજ એ જુવારના પોંકના લાડુ છે. લાડુ જમી રહ્યો એટલે એણે તો મારા મોં આગળ પાંચસાત કેળાં, શેલડીની ગંડેરી વિગેરે ઘણી ખાવાની ચીજો લાવીને મૂકી. મારા ના કહેવા છતાં એણે મને બે દિવસ રહેવાનો આગ્રહ કર્યો. એનો વૃદ્ધ પિતા તો મારી પાસે ને પાસે બેસી રહેતો હતો. બ્રાહ્મણના આચાર વિચારમાં તો સર્વે પુરૂષ વર્ગની કોટે જનોઇ હતી. પણ ગૃહવ્યવહારની રીતે જોતાં એ સુખી હતો. રાત્રે વાતચિત કરતાં જણાયું કે, એના સુખમાં પણ દુઃખ સમાયલું હતું. એમને છોકરાઓને વાસ્તે કન્યાની મુશ્કેલી ઘણી હતી અને પોતાની કન્યા પરણાવવામાં દ્રવ્યથી ખાલી થઇ જતા હતા. ઊંચા કુળના અનાવલા એમને નીચોવી લેતા હતા. મારા મનને લાગ્યું કે આ બિચારા તપસ્વીઓ છે. કન્યાના સુખને વાસ્તે એ પોતાની જાત વેચે છે તો પણ કુળવાનને એમની દયા નથી આવતી. કુળવાન તે અનાવલા દેસાઇ? દીકરીઓને વાસ્તે ખરચ કરતાં છતાં પણ એમના મનને નિરાંત નહોતી. એ હમેશાં બીકમાં જ રહેતા કે રખે ને જમાઈ બીજી કન્યા લાવે ને મારી દીકરી ઘેર રડતી આવે. મેં એમને ઘણો ઉપદેશ કર્યો કે તમે સરખા સરખામાં કન્યા આપો અને કુળવાન દેસાઇઓ ખોળવા જાઓ નહિ, પણ એ ઉપદેશ એમને લાગ્યો નહિ અને કહેવા લાગ્યા કે અમારે ઘેર શું બારેલો જમાઈ થઇને આવે?

બે દિવસ પારડી રહી હું વલસાડ આવ્યો અને તળાવ ઉપર મહાદેવમાં મુકામ કર્યો. હવા ખાવાને મહાદેવનાં દર્શન કરવા આવનાર જુવાન છોકરા મારી પાસે આવતા અને બેસતા. આર્ય જનોના ગૃહવ્યવહારમાં સુખ દુઃખનું પ્રમાણ જોવાને હું તેમાંના કેકલાએકને પ્રશ્ન કરતો અને ખરી હકીકત મેળવતો. કોઇને ઘેર અતિથિ તરીકે હું એકાદ દિવસ રહેતો, તો મારા આર્યબંધુ સુખી છે કે દુઃખી છે, વ્યવહાર બંધન કષ્ટદાયી છે કે સુખદાયી એ જાણવાની હું ઇચ્છા રાખતો. મુંબાઇની પાઠશાળામાં ઉંચા પ્રકારની કેળવણી લીધેલી, પશ્ચિમ બાજુના દેશોના રીત રીવાજ અને સુધારાથી સારી રીતે વાકેફગાર એક ગૃહસ્થ વિશેની મને અહિં હકીકત મળી તે ઉપરથી મને સમજાયું કે બાપદાદાથી ઉતરી આવેલા દુઃષ્ટ ટેવાઓનો માણસના મન ઉપર જે સંસ્કાર થાય છે તે કેળવણી રૂપી સાબુથી પણ પ્રક્ષાલિત થઇ શકતો નથી. જે કુટુંબમાં સાત પેઢીથી પ્રેમ શબ્દ સમજાયો નથી તે કુટુંબનું બાળક પ્રેમ શબ્દનું લક્ષણ સમજી શકતું નથી. એના બાલમાં ગૃહસ્થાશ્રમનું ઉંચા પ્રકારનું સુખ લ-

બેલ્લુ નથી ગાયોના ટોળામા વૃષભ પેઠે એ પોતાનું જીવતર ગાળે છે અને મરણ સમયે એ મની સ્થિતિ પણ એ પ્રાણી કરતા ઉચ્ચતરપ્રકારની નથી થતી. એક ગૃહસ્થની પેહેલી બૈરીએ તો સુપડામા વાધો પડવાથી પતિનું ઘર જોયુ જ નહોતું. બીજી પતિ સાથે બેવર્ષ રહી શકી હતી અને ત્રીજી આવતા પીએર આવી હતી. એક ગૃહસ્થના ઘરમા બે સ્ત્રીઓ સાથે હતી પણ તેમાની પેહેલી પતિ ઘરમા આવતો ત્યારે અજાબ્યાધ્રતાહથી ધ્રૂજે તેમ ધ્રૂજતી હતી, અને સુલતાનની ગુલામડીઓ પાદશાહથી બીહે એમ બ્હીતી હતી એ એટલી જ આશાએ સાસરે પડી રહી હતી, કે નવી કોઈ દહાડો પણ પીયર જાય અને મારો પતિ મારા ઉપર દૃષ્ટિ નાખે ને જો ઈશ્વર કૃપાથી એક પુત્ર થાય તો હું ભાગ્યશાળી થાઉં. પુત્ર થવાથી માતા સુખી થતી હશે એની તજવીજ કરી ત્યારે મને એક દૃષ્ટાંત એવુ મળી આવ્યુ કે એક પંદર વર્ષના છોકરાની માતાને દશ વર્ષથી પતિના દર્શન કરવાને પ્રસંગ આવ્યો નહોતો.

થોડા દહાડા વલસાડમા રહી હું ફરતો ફરતો ચીખલી તાલુકામા આવ્યો આ બાજુના દેસાઇઓ ઘણા ઉંચા જણાય છે. એમના મિજાજની આધુનિક કાળના પાદશાહોના મિજાજ સાથે તુલના કરવી કે સોળમી અને સતરમી સદીના પાદશાહોના મિજાજની સાથે તુલના કરવી એનો નિશ્ચય કરવો મુશ્કેલ થઇ પડે તેમ હતું પરગામી લોકો સાથે એ પૂર્ણ વિવેકી હતા, પોતાનાથી ચઢીઆતા દેસાઈઓની પળશી કરતા, અમલદારો એમનાથી ખુશ હતા તેમ બ્હીતા પણ હતા એમનો ખરો મિજાજ એ સ્ત્રી અને સ્ત્રીના સગા પર બતાવતા આ ભાગમા ભણેલી વિદ્વાન કન્યાઓ દેસાઇઓના અભણ દીકરાઓ વેરે પરણેલી મારા જોવામા આવી. શ્યામરંગી કૃષ્ણ દેસાઇઓ વેરે પરણેલી ગૌર વર્ણની બાળાઓને જોઈ મને વૃંદાવન સાંભરી આવ્યુ લાડકોડમા ઉછેરેલી કન્યાઓને એમના માતા પિતા વૃંદાવન જેવા આ તાલુકામાં નાખતા. આ ઉપરથી મને લાગ્યુ કે આ તરફનો દેસાઈ વર્ગનો શ્રીકૃષ્ણના જેવો સુખી હશે. એમને પીડા શાની હોય. પ્રજોત્પત્તિ સિવાય બીજી ચિંતા એમને શામાટે નાખવી પડે. જમીન ઉપર દેખરેખ રાખ્યા કરે ને મોજ કરે પણ પરિણામે મને જણાયુ કે મોટાને મોટી પીડા. એમની કન્યાઓને વાસ્તે વર ખોળવાનુ ક્ષેત્ર ઘણુ જ નાનું કન્યા અવતરી કે એના મા બાપ ચિંતાગૃહમા પ્રવેશ કરતા એમને કૃષ્ણનુ સ્વરૂપ બદલીને કેટલી એક વખત તો સુદામાનુ સ્વરૂપ ધારણ કરવુ પડતું. છોકરી સાસરે જતી આવતી થતી ત્યારે એ પોતાના અસલ સ્વરૂપમા આવતા. કેટલાએક દિવસ આ લીલાપણ જોઇ અને માલુમ પડયુ કે સુખનું લક્ષણ નક્કી કરવુ મુશ્કેલ છે.

થોડા દિવસ પછી હુ જલાલપુર આવ્યો જલાલપુર ગામ મોટુ પણ જોરના કાલી આવાડીથી ઝાંખુ પડી જતું. કાલીઆવાડીના દેસાઇઓ એને દબાવલું જ રાખતા જુદા જુદા પ્રકારના ગૃહરાજ્યતંત્ર મેં જોએલા એટલે એ જ્ઞાતિનો ગૃહસ્થાશ્રમ નિહાળવ ની મને ઝાઝી ઇચ્છા થઇ નહી ફરતા ફરતા રસ્તામા ગણદેવી જોયુ એનું ચિત્ર તો હું તમને નથી આપતો. ઉત્તર તરફ જતા પ્રથમ સુરત શેહેર આવ્યુ અહીં મને જુદા જુદા ગૃહસંસાર ચિત્રના દર્શન કરવાનો પ્રસંગ સારો મળ્યો.

પ્રથમ તો મારો મુકામ એક નાગર ગૃહસ્થને ત્યા થયો એનો ગૃહવ્યવહાર રાજદરબાર જેવો હતો સ્ત્રીઓ સુઘડ અને ભણેલી હતી. ઘણી નાજુક હોવાથી ઘરમા સારસૂદ

રાખવાનું કામ ચાકર કરતા. શાકભાજી, દાણાદુણી લાવવાનું કામ ચાકર મારફતે થતું એટલે વણિક બ્યાપારીઓને નાગર ગૃહસ્થો ઘણા પ્રિય હતા. ઘરમાં રસોઇ સુંદર થતી પણ ચાકરો ને હાથ કામ હોવાથી ઘરની સ્વચ્છતામાં ખામી રહી જતી. છોકરાઓ બુદ્ધિશાળી હતા તેથી માંબાપનાં કરેલાં દેવાં વિંઢારતા પણ અકળાતા નહિ અને જાણતા જ હતા કે આપણાં દેવાં આપણા પુત્ર વિંઢારશે. એમને હાથે દષ્ટિગેચર થાય એવું પુણ્યનું કામ નહોતું થતું પણ અતિથિ સત્કાર થતો. સ્ત્રીઓ પોતાને હાથે ખરીદી કરી લાવે તેનો એમના પતિઓને હિસાબ કરવો પડતો ત્યારે એ લગાર અકળાતા પણ અકળામણ બહાર દર્શાવતા નહિ. એમના ગૃહવ્યવહારમાં પણ સુખ દુઃખનું મિશ્રણ હતું કેમકે એમણે પોતાની જરૂરીઆતોની સંખ્યા ઘણી વધારી દીધી હતી. એ વધારવામાં સ્ત્રીઓ એમને સહાય્ય આપતી. સ્વતંત્રતા હતી પણ કાળ પરત્વે શોભતી નહિ અને ઘણી વખતે કષ્ટદાયી નીવડતી. નાગર બ્રાહ્મણમાં રસની વિષમતાથી દુઃખ ભોગવતાં કેટલાંએ કજોડાં મારી દૃષ્ટિએ પડયાં.

નાગર ગૃહસ્થો કરતાં કાયસ્થ ગૃહસ્થો કોઈ પણ રીતે ઉતરતા નહોતો. બંનેની રીત ભાત મને સરખી જણાઈ. એનું કારણ ખોળતાં મને જણાયું કે અસલના નવાબોનો કારભાર એ બે જ્ઞાતિના હાથમાં જ હતો તેથી એમનામાં નવાબી ઠાઠમાઠ ઉતરતો આવેલો છે. રાજા તેવી પ્રજાએ કહેવત એમની બાબતમાં પૂર્ણપણે ખરી પડી હતી.

આટલું કહિને મહારાજે પોતાના અનુભવની કથા બીજા દિવસને વાસ્તે મુલતવી રાખી. રાત્રે વિષ્ણુદાસ રામ કથા કરતો હતો પણ એને જણાયું કે મહારાજ હિંદુસ્તાની ભાષા ઘણી સારી રીતે જાણે છે અને તુલસીદાસની કૃતિનો મર્મ બરોબર સમજાવી શકે તેમ છે તેથી એ કામ પણ એણે મહારાજને સોંપ્યું. બીજે દિવસે બપોરે મહારાજના અનુભવની વાર્તા શરૂ થઈ. એ બોલ્યા કે,

શેહેરમાં કેટલાએક દિવસ ગાળ્યા પછી હું પરા તરફ ગયો અને મારો મુકામ એક બ્રાહ્મણને ત્યાં રાખ્યો. બ્રાહ્મણ વિદ્વાન સુશિલ સ્વભાવનો હતો અને પોતાના નિત્ય કર્મ સારી રીતે કરતો. એની સ્ત્રી પણ પવિત્ર બાઇ હતી. ઘર લીંપીધુંપીને સ્વચ્છ રાખ્યું હતું અને બ્રાહ્મણના ધર્મ પ્રમાણે ઘેર એક ગાયની સેવા પણ થતી હતી. એના ઘરની રીતભાતથી હું ઘણો પ્રસન્ન થયો. એક દિવસ જમી રહ્યા પછી એ બ્રાહ્મણની મારી પાસે યોગવાસિષ્ઠ સમજવાની ઇચ્છા થઇ. સાથે બેસી યોગવાસિષ્ઠનો ગ્રંથ વાંચવાથી અમારી બંનેની વચમાં પ્રીતિની ગાંઠ બંધાઇ. મેં એને કહ્યું કે ભાઇ ગિરજાશંકર સુરતમાં આવ્યા પછી મેં કોઇ પણ ઘરનો સુખમય સંસાર જોયો હોય તો તે તારા ઘરનો છે. પતિવ્રતા બાઇ મળવાથી તું કૃતાર્થ થયો છે, આ સાંભળતામાં તો તે બ્રાહ્મણનાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યો. એ બોલ્યો કે મહારાજ હું મારા દુખનું વિસ્મરણ કરવાને આપની પાસે યોગવાસિષ્ઠનો ધર્મ સમજું છું. અમારી જ્ઞાતિના વ્યવહારથી હું ઘણો દુઃખી છું. મને પ્રભુએ આ બે નાના દીકરા અને એક દીકરી આપ્યાં છે. દીકરીને મેં એક પ્રતિષ્ઠિત ઘેર પરણાવી છે. અમારામાં શુકલ વૃત્તિ કરનાર કુળવાન ગણાય છે, પણ આપ જો એ કુળવાનનાં લક્ષણ જુઓ તો આપને માલુમ પડશે કે એમનામાં નિર્દયતા ગુણ ઘણો આગળ પડતો છે. મેં તો કુળવાન જાણી કન્યા આપી પણ હવે ઘણો પસ્તાઉં છું. જમાઇને ભાંગ અને ગાંજાનું વ્યસન છે. આ વ્યસને અમારા કુળવાનોને બગાડી મુકયા છે. એમનો મિજાજ એમના હાથમાં રહેતો નથી અને જ્યારે ભાન

ભુલે છે ત્યારે એ તમોગુણને વશ થઇ જાય છે. છોકરીની સાસુએ એક વખત પોતાના દિકરા આગળ રાવ ખાધી કે એ કશું કામ કરતી નથી. વ્યસન વશ એ મૂર્ખ માણસે વિચાર કર્યા વગર એક લાકડી પડી હતી તે લઇ મારી કોમળ દીકરીના વાંસા ઉપર બેચાર સપાટા જડાવી દીધી છોકરી દોડતાં બેભાન થઇ બારણા આગળ પડી કે એના ઉપર પાટુનો માર પડયો. ફરીઆદ કરનાર સાસુ વચમાં પડી તો એ મરતાં બચી. મને જ્યારે ખબર પડી ત્યારે મારા બે ચાર પડોશીઓને સાથે લઈ ત્યાં ગયો. આડી કરી મારી દીકરીને હું ઘેર લઇ આવ્યો. વરસ દહાડો એ મારે ઘેર રહી બ્હી ગએલી તેથી એને એ દુષ્ટને ઘેર જવું ગમતું નહોતું તો પણ પંદર દિવસ ઉપર એની માએ એને સમજાવીને સાસરે મોકલી છે. મારી દીકરી કેળવણી પામેલી છે, કોમલ છે, સદ્દગુણી છે પણ એ ગાય જેવી ને મેં વ્યાઘ્રને આશ્રમે મુકી છે. અમારી સુરતની જ્ઞાતિના ઘરને રાંદેર અંકલેશ્વર વગેરે મોટાં ગામોમાથી કન્યા મળતો અને તેથી અમારા દીકરાને વાસ્તે અમને ચિંતા રહેતી નહી; પણ કુળવાનોના જુલમની વાત સઘળે જાણીતી થઇ ગઇ તેથી એ ગામોએ હવે સુરતમાં કન્યા ન નાંખવાનો બંદોબસ્ત કર્યો છે. અમારૂં ક્ષેત્ર હતું તેથી પણ ટુંકુ થઇ ગયું છે. મારા દીકરાઓને વાસ્તે કન્યા મેળવવી મને ઘણી મુશ્કેલ થઇ પડશે. આ રીતે મારો બે તરફથી મરો છે. હું શી રીતે સુખી હોઇ શકું ? મારી દીકરીનું દુઃખ સંભારતાં મારૂં હૃદય ફાટી જાય છે. વર્ષે દહાડે જમાઇને ઘેર મારા ઘરના ઓછામાં ઓછા પચીસત્રીસ રૂપીઆ જાય છે તો પણ એ તો અસંતોષીનો અસંતોષી રહેછે અને મારી દીકરી એના ઘરમાં ગુલામની પેઠે વૈતરૂં કરે છે.

આ સાંભળી મારા જીવને પણ કલેશ થયો. જ્ઞાતિબંધનનાં દુઃખ ગુજરાતમાં જેટલાં પીડાકારી છે તેટલાં દેશના બીજા કોઇ ભાગમાં નથી. વિદ્વાનોએ તે તોડવાને પ્રયત્ન કરવું જોઇએ. મેં એને ઉપદેશ કર્યો કે ભાઇ તારા દિકરાઓને તું ઉંચા પ્રકારની કેળવણી આપીશ તો એમને પરણાવવાની ચિંતામાંથી તું મુકત થઇશ અને ઇશ્વર હવે જો દીકરા આપે તો તું એને કહેવાતા કુળવાનને ઘેર ન આપતો. દીકરીનો શાપ માબાપને તેમજ શ્વસુર પક્ષને બાળી નાખે છે. કોમળ બાળાનો કલેશ શું ન કરે ? જો તેં દીકરીને અભણ રાખી હોત તો એ સામી વાત પણ તારૂં આપેલું જ્ઞાન એને ઉલટું વધારે દુઃખ દેનાર થઇ પડયું છે. છોકરીને કેળવણી આપવી હતી તો એને કેળવણી પામેલા પુરૂષ વેરે પરણાવવી હતી. હવે પશ્ચાત્તાપ કરવો નિરર્થક છે.

પડોશમાં એની જ જ્ઞાતિનો પણ અમદાવાદી તરફનો બ્રાહ્મણ રહેતો હતો. એના સંબંધી વાત નીકળતાં મારા જાણવામાં આવ્યું કે એના જુલમથી એની પહેલી વારની બૈરીએ દેહ ત્યાગ કર્યો હતો, તે છતાં એને બીજી આપનાર બ્રાહ્મણ નીકળી આવ્યો હતો. ભાઇ જાતે કશું કમાતા નોહ. વીસ પચીસ યજમાનનાં ઘર સાચવતા હતા અને બ્રહ્મઅક્ષર ભણ્યા નહોતા. નિત્ય કર્મની તો વાત જ શી કરવી ? પડોશમાં એક કણબી હતો અભણ હોવા છતાં વ્યાપારમાં એણે દ્રવ્ય સારૂ પેદા કર્યું હતું અને તેનો ઉપયોગ એ બૈરી લાવવામાં અને કાઢી મૂકવામાં કરતો. ચાળીસ વર્ષની ઉમરમાં એણે પાંચ બૈરીઓને કાઢી મૂકી હતી અને છઠ્ઠીની શોધમાં હતો મારા ઉપદેશથી એણે વચન આપ્યું છે કે હવે હું જે નવી લાવીશ તેને મરતાં લગી પાળીશ અને સાતમી નહી કરૂં.

એક વાણીયાના આગ્રહથી મેં મારો મુકામ ફેરવ્યો. શેઠની ઉમ્મર પંચાવન વર્ષની હતી અને શેઠાણીની ઉમ્મર સોળ વર્ષની હતી. ઘરમાં એક પચ્ચીસ ત્રીસ વર્ષનો યુવક કારભારી હતો. એની સત્તા બંને સ્ત્રી પુરૂષ ઉપર ચાલતી જોઈ મેં તુરત એ જગા છોડી અને શેહેરના દક્ષિણ ભાગે આવેલા સંઘરામપુરામાં એક બ્રાહ્મણને ત્યાં મુકામ કર્યો. આ બ્રાહ્મણની જ્ઞાતિ ઘણી ટુંકી હતી અને એમને શાસ્ત્ર વિરૂદ્ધ ગોત્રગમન કરવું પડતું હતું. શું કરે? એમ ન કરે તો દીકરા દીકરીઓ કુંવારાં રહે અને જ્ઞાતિનો અંત આવે. અહીં મને એક ભાર્ગવ બ્રાહ્મણ મળ્યો એણે કહ્યું કે અમારી જ્ઞાતિમાં બે ત્રણ તડ છે; તેમાં અમારો વિભાગ એટલો નાનો છે કે એક બેહેનનાં છોકરાંનો સંબંધ બીજી બેહેનનાં છોકરાં સાથે કરવો પડે છે. સગાં સગાંમાં સંબંધ કરવા છતાં પણ સુખ નથી મળતું. સમવય સમરસવાળાં જોડાં મળવાં મુસ્કેલ થઇ પડે છે. ઉતરતી જ્ઞાતિના મનુષ્યો અમારી મશ્કરી કરે છે અને કહે છે કે તમારાંમાં ને મુસલમાનમાં ફેર શો? તમે કહો છો તેવું તો અમે માથું ગયે ન કરીએ. મહારાજ રળીએ છીએ ખપીએ છીએ પણ જીવને ચેન પડતું નથી. થોડા વર્ષમાં અમારી જ્ઞાતિનો અંત આવશે.

સુરત શહેરમાં ચાતુર્માસ ગાળવાથી મને જણાયું કે ત્યાંના મારા આયબંધુના ઘરમાં સુખનો આભાસ માત્ર છે, ખરૂં સુખ નથી. થોડાંએક કટુંબો ખરૂં સુખ ભોગવતા હશે પણ મોટે ભાગે તો ત્યાંના લોકોનો ગૃહસ્થાશ્રમ શોચનીય સ્થિતિમાં છે. દીવાપર પતંગીયાં આવી પડે તે નાશ પામે તેમ શ્રાવણ માસના મેળાપર લોકો તુટી પડે છે અને આશ્વિન માસમાં એ નિરાધાર બને છે. સ્ત્રીઓનાં ઘરેણાં ગાંઠાં પણ પારકે ઘેર મૂકી શ્રાવણ માસને વાસ્તે એ ગાડી બળદ રાખે છે, અને બૈરીના સીમંતની નાત જમાડવામાં પાછી પાની નથી કરતા. આ આ શેહેરમાં ઘાંચી લોકો અને મારવાડીઓનો વેપાર ઠીક ચાલે છે. પરદેશ ગએલો વણિક વર્ગ કમાઇ કરી દ્રવ્ય લાવે છે પણ ત્યાંનો સ્થાયી વણિક વર્ગ તો કમાય તેટલું ઉડાવે છે. સંગ્રહને નામે તો મીંડું છે. જેવાં એમનાં ઘર એવો એમનો ગૃહસ્થાશ્રમ. ઘરનો અંદરનો ભાગ કામડાનો અને મોખરો સુશોભિત રંગિત બનાવેલો હોય છે, તેમ ઘરમાંના પેટીપટારા ખાલી અને કપડાં કંપનીમાં ધોવરાવેલાં હોય છે.

બીજે ઠેકાણે કાર્તીક માસમાં લગન નથી હોતાં પણ સુરતમાં દેવદીવાળીથી લગનસરા શરૂ થાય છે તેથી મારા જોવામાં કેટલાએક લગ્ન પ્રસંગ આવ્યા. તેર વર્ષની એક બ્રાહ્મણબાળાને એનો કાકો એની મરજી વિરૂદ્ધ એક હબસી જેવા શ્યામ રંગવાળા અને બ્રહ્મ-અક્ષરને કુટી મારનાર વેરે પરણાવવા નીકળ્યો હતો લગ્નને દીવસે જ છોકરી ક્યાંક સંતાઇ ગએલી ત્યાંથી ગાયને જેમ કસાઇઓ બાંધીને લાવે, તેમ એને એના એચારેક સગા પકડી લાવતા હતા. ખબર કાઢતાં જણાયું કે એ છોકરીને એ વર પસંદ નહોતો. વર પ્રસિદ્ધ રીતે ગાંજા ખોરીઓ હતો અને તોફાની છોકરાઓનો સરદાર હતો. કન્યાનાં માબાપ મરી ગયાં હતાં તેથી પૈસાના લાલચુ બ્રાહ્મણો, એને વાસ્તે યજ્ઞ માગાનો તિરસ્કાર કરતા નહિ. કાકા પણ નિરૂપાય હતા. નાત ટુંકી અને કન્યા તેર વર્ષની થએલી એટલે, એને ઉતાવળ થઇ ગઇ હતી, મહા મુસ્કેલીએ લગ્ન વિધિ સમાપ્ત થયો થોડા દહાડા પછી મારા સાંભળવામાં આવ્યું કે કોઇક ગુનાહમાં સપડાવાથી એ છોકરો નાસી ગયો અને પર ગામમાં એના દેહનો અંત આવ્યો. છોકરી બિચારી બાળરાંડ બની દુઃખ ભોગવે છે. જ્ઞાતિબંધન અને મિથ્યા

કુલાભિમાનનો એ માબાપ વગરની ગરીબ છોકરી ભોગ થઇ પડી. અયોગ્રજાને એનો શાપ લાગે એમાં શી નવાઈ? આપણે સ્વતંત્રતાની વાત કરીએ છીએ પણ લગ્ન જેવું મહત્વનું કાર્ય જેના ઉપર વરકન્યાના ભવિષ્યના સુખનો આધાર છે અને આર્યબંધુના ગૃહવ્યવહારનો પાયો રચાય છે તેમાં જ આપણે સ્વતંત્રતાને બાજુએ મુકીએ છીએ. બીજી પ્રજાઓમાં તો લગ્નનો કરાર તોડી શકાય છે અને આપણામાં તો એ જીંદગીની સાથે જોડાયલો રહે છે. એમના કરતાં આપણે લગ્નની બાબતમાં વધારે સંભાળ રાખવાની છે. પણ જ્ઞાતિબંધનની જબરી બેડી આપણે તોડી શકતા નથી એટલી આપણી નબળાઇ છે. એ નબળાઇ દૂર થશે ત્યારે જ આપણો ગૃહસંસાર સુધરશે અને આપણે સુખી થઇશું.

સુરતમા પંચાવન છપન વર્ષની ઉમરે પેન્શન લઇ ઘેર બેઠેલા, અધુરી કેળવણી પામેલા વૃદ્ધ પુરૂષો બાર વર્ષની બાળાઓ સાથે લગ્નની ગાંઠથી જોડાયલા અને તેથી નોકરીની ચિંતામાંથી મુક્ત થએલા પરંતુ બીજી હલકા પ્રકારની ચિંતામાં ગ્રસ્ત થએલાનાં દૃષ્ટાંત મારા જોવામાં આવ્યાં. આ લોકો જ્ઞાનની શોધ કરતા, વેદાંતનાં પુસ્તકો વાંચતા અને નીતિની વાતો કરતા ત્યારે મને તેમના ઉપર તિરસ્કાર આવતો. હાલ એ જ્ઞાનની શોધ કરે છે અને, નીતિની વાતો કરે છે ત્યારે બાર વર્ષની કોમળ બાળાનો ભવ બગાડતા એમને કેમ વિચાર નહિ આવ્યો હોય એનો વિચાર જ્યારે મે કર્યો ત્યારે મને તુરત સમજાયું કે એ સઘળા ઢોંગી પુરૂષો છે. પોતાની યુવાવસ્થા એમાંના ઘણા ખરાએ નીતિના માર્ગમા ગાળેલી અને મોહને વશ થએલા એમનાથી વૃદ્ધાવસ્થામાં નીતિને રસ્તે ચલાશે કે નહિ એનો દૃઢ વિશ્વાસ નહિ તેથી જ એમણે વૃદ્ધાવસ્થામા ફરીથી લગ્ન કરેલું હોવું જોઇએ. એવા મનોબળ વગરના જનોનો અતિથિ સત્કાર પણ હું સ્વિકારતો નહિ

અહિ વળી મારા સાભળવામા આવ્યું કે પચાસ વર્ષના એક બ્રાહ્મણે પોતાની પંદર વર્ષની સ્ત્રીને કોઠીમાં પૂરી મારી નાખી અને કચેરીમા કામ ચાલતા ગુનોહ સાબિત થવાથી એ બ્રાહ્મણને ફાસીની સજા થઇ હતી. જ્ઞાતિબંધન અને મિથ્યા કુલાભિમાનનું જ આ પરિણામ હતું

હવે ઉત્તર તરફના મારા પ્રવાસમા થએલો અનુભવ હું કાલે રહી સંભળાવિશ. વિષ્ણુદાસ, કુસુમાયુધ અને સુમતિ તથા સુમુખી આ સાભળીને ઘણાં દિલગીર થયાં. કુસુમાયુધ બોલ્યો " પ્રિય વિષ્ણુદાસ મને આજે એમ થઇ આવે છે કે મારી સઘળી દોલત ખરચી નાખતાં કે મારી સઘળી શક્તિ વાપરતા પણ જો આપણા આર્યબંધુના વિચાર ફેરવી શકાતા હોય તો હું તેમ કરવાને તૈયાર છું. મારૂં હૃદય આજ ભેદાઇ ગયું છે જ્ઞાતિબંધન અને કુલાભિમાનની બેડી ગમે તે પ્રકારે તુટવી જોઇએ. "

વિષ્ણુદાસ—પ્રિય મિત્ર, તમારા હૃદય ઉપર થઈ છે તેટલી જ અસર મારા હૃદય ઉપર થઇ છે. જુઓ, સુમતિ અને તમારી ભાભીના અંતઃકરણ ઉપર થએલી અસર, અશ્રુ પ્રવાહ ચાલ્યો જાય છે. હવે એમનાથી વિશેષ સાંભળી શકાય એમ નથી. એમનાં કોમળ હૃદયને વાસ્તે આ 'કથા ઘણી આકરી' થઇ પડી છે.

વિશ્વસ્વરૂપદાસ—ચરોતરમાં થએલો મારો અનુભવ મને લાગે છે કે કોમળ સ્ત્રીઓથી નહિ સાંભળી શકાય. એ વાર્તાઓ ઘણી હૃદયભેદક છે. બીજાં પ્રાણી ઉપર દયાવાળો, ધર્મ ઉપર આસ્થાવાળો અને પોતાના પુત્ર ઉપર પ્રીતિવાળો ગુજરાત પ્રાંત સ્ત્રીજાતિ ઉપર કેટલી કઠોરતા વાપરે છે એનું ખરૂં સ્વરૂપ, તે વખતે સમજાશે, ઘરેણું ઘેર રહેવાની લાલચથી કે વધારે પેહેરામણી મળવાની લાલચ અથવા તો કુલાભિ-

માનના તોરથી કેટલી બાળાઓનાં જીવીત વ્યર્થ ગયાં છે અને જાય છે એનાં દૃષ્ટાંત ચરોતરમાં ઘણાં મળી આવે છે. વળી ઉચ્ચ જ્ઞાતિમાં કન્યા વિક્રય તો ગાય, બળદ કે મહિષીના વિક્રયની પેઠે થાય છે. ગાય, બળદ કે મહિષીને તો વિક્રય કષ્ટદાયી નથી નીવડતો પણ કન્યાને તો એ અતિ કષ્ટદાયી થઇ પડે છે. કેટલીએક જ્ઞાતિ તો કન્યાવિક્રયથી નાશ પામતી જાય છે. ગુજરાતની ધરા ઉપર એવી જ્ઞાતિનો આવરદા ઘણો ટુંકો સમજજો. પચીસ વર્ષે અડધી થતી જાય તો સો વર્ષે એની દશા કેવી થશે તેનો વિચાર કરો. સાઠોદરા જ્ઞાતિની સંખ્યા નડીઆદ શેહેરમાં આ પ્રમાણે ઓછી થઇ ગઇ છે.

બીજે દિવસે બપોરે મહારાજે કહ્યું કે લાંબો વિચાર કરતાં મને એમ સમજાય છે કે મારો બીજો અનુભવ બહાર પાડવો ઠીક નથી. એ મારો અનુભવ મેં મારા એક મિત્રને જણાવેલો અને તે ઉપરથી સાર ખેંચી બ્રાહ્મણ વર્ગના સંબંધમાં એણે ઉપદેશ રૂપે એક કાવ્ય રચ્યુ છે* તે બોલી હું એ વિષય સમાપ્ત કરવા ધારૂં છું. એ બ્રાહ્મણ તેમજ વણિક વર્ગ બંનેને લાગુ પડે તેમ છે.

વિષ્ણુદાસ—પ્રિયભાઇ કુસુમાયુધ, જે પ્રકારની બ્રાહ્મણ વર્ગને અડચણો નડે છે તેજ પ્રકારની વણિક વર્ગને પણ નડે છે, માટે આપણે અમુક એક દિવસ નક્કી કરી આપણા વૈશ્ય વર્ગની સભા બોલાવીએ અને સર્વ ભાઇઓને વિનતિ કરીએ કે તેઓ એક બીજા વચ્ચેનો કુસંપ છોડી દઇ એક જ્ઞાતિ બનવા પ્રયત્ન કરે.

કુસુમાયુધ—વિષ્ણુભાઇ, તમારૂં કહેવું સત્ય છે. આપણને એ પ્રમાણે કરવાને અડચણ નથી. હું તમોને એક મારો અનુભવ કહી બતાવું. સુરત શેહેરમાં મોઢ વાણીઆના બે ત્રણ વિભાગ છે. એક વિભાગવાળાએ સુધારા પક્ષના વિચારને અનુસરી પોતાની કન્યા બીજા વિભાગના એક સંભાવિત ગૃહસ્થના દિકરા વેરે પરણાવી. પરિણામ સારૂં આવ્યું તો પણ અજ્ઞાની જ્ઞાતિજનો એમને હેરાન કર્યા વગર ન રહ્યા. આપણો વર્ગ બીજી જ્ઞાતિ કરતાં ડાહ્યો ગણાય છે તો પણ શુભ પગલું ભરનારને દુઃખ દીધા વગર રહેતો નથી. ભારે દંડ લેવામાં એ જ્ઞાતિ મોટાઇ માને છે. આ પ્રકારના એમના વિચારો બદલાય અને શરૂઆતમાં ભાણે ખપતાની કન્યાનો સ્વિકાર થાય તો આગળ જતાં સર્વ વણિક વિભાગો એક થઇ જવાનો સંભવ રહે છે. સર્વનો સ્વાર્થ એક થાય તો ભેદનું કારણ રહે નહિ. આપણ બંને મિત્રને પણ કોઇક વખત સગા બનવાનો પ્રસંગ આવે. વરકન્યા ખોળવાનું ક્ષેત્ર મોટું થાય તો એ લાભ જેવો તેવો ન ગણાય. એ કામના ઉત્તેજનને અર્થે હું મારા પંદરથી પચીસ હજાર રૂપીઆ આપવા તૈયાર છું.

વિષ્ણુદાસ—હું પણ એટલી જ મદદ કરીશ. અમદાવાદથી શરૂઆત કરી સભાની શાખાઓ આપણે જુદે જુદે સ્થળે જમાવીશું તો મને આશા છે કે ધારેલું પરિણામ લાવી શકીશું. શ્રાવકની કન્યા મેશ્રી શ્રીમાળી અને પોરવાડમાં આવે છે તેમાં બાધ નથી નડતો, તો આતો સઘળો મેશ્રી વર્ગ એક કરવો છે તેમાં શો બાધ નડે તેમ છે?

(અપૂર્ણ.)

---

* આ કાવ્ય આ માસિકના વર્ષ ૧ ના અંક ૮, ૯ માં આવેલી છે, જેથી અત્રે ફરીથી આપી નથી. તંત્રી.

# મીસ માર્ગ્રેટ ઈ. નોબલ.

૨૬

## નિવેદીતા મૈયા.

આ સાધ્વી યુરોપીય બાઇએ પોતાનું જીવન ભરતભૂમિનેજ અર્પણ કર્યું તેથી તેને 'નિવેદીતા' કહેવામાં આવી. નિવેદીતા મૈયાનું જીવન કાંઈ પ્રસંગવશાત્ ઘડાયું નહોતું. જન્મથીજ એમના મગજપર ઉચ્ચ જીવનની છાપ પડી હતી. કુમળી વયમાંજ વક્તૃત્વ કુશલ ધર્મગુરૂ મૅંચેસ્ટરના ગરીબની સેવા માટે ભરજુવાનીમાં જીવનની અભિલાષાઓના ભોગ આપનાર વ્હાલા પિતાને તેણીએ જોયા. સમજણમાં આવતાંજ સ્વાર્થ રહિત સેવાથી તેણીના પિતાને ઉદ્‌ભવતાં આત્મ-સંતોષ ને આનંદ પ્રત્યક્ષ નિહાળ્યાં. આથી એના મગજપર એવી ઉંડી અસર થઈ કે તેણીએ પણ યુવાવસ્થાએ પહોચતાંજ એવુંજ પરમાર્થી જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. હીન્દુસ્થાનમા ધર્મોપદેશક તરીકે કામ કરનાર તેણીના પિતાના મિત્ર તેના બાપને મળવા આવ્યા ત્યારે નિવેદીતાના કુમળા ચ્હેરાપરની સ્પષ્ટ જિજ્ઞાસાથી તેમનું ચિત્ત આકર્ષાયું; તેથી આશીર્વાદ આપતા એણે નિવેદીતાને કહ્યું કે એક દહાડો ભરતભૂમિ તરફથી તને આમંત્રણ થશે. તેના બાપે પણ તેના મૃત્યુ પહેલાં એની જુવાન માને કહ્યું હતું કે 'આપણી પુત્રીને એક દિવસ મહાન્ (આમંત્રણ) હુકમ નક્કી થશે ત્યારે તું તેને સહાય્ય કરજે' ધીમે ધીમે ત્હેણે અદ્‌ભૂત બુદ્ધિ-બળ સંપાદન કર્યું હક્સ્લી જેવો પ્રસિદ્ધ પુરૂષ પણ તેની બુદ્ધિથી અજાયબી પામ્યો હતો. થોડા વખતમાં શિક્ષણ સંબંધી હીલચાલનું તે કેન્દ્રસ્થાન થઇ પડી ને જાણીતી સીસેમક્લબ પણ ત્હેના પ્રયાસને પરિણામેજ ઉદ્‌ભવેલી. એનું મનોહર બુદ્ધિ-બળ અજમાવવાને જ્યારે લંડનમાં હજારો દિશાઓ ત્હેની રાહ જોઇ રહી હતી ત્યારે ભરતભૂમિ તરફથી ત્હેને આમંત્રણ થયું. સ્વામી 'વિવેકાનંદ આ વખતે લંડનમાં ભાષણો આપતા હતા. પૂર્વના આ સાંભળેલા સંદેશાનો જવાબ, ભરતભૂમિની સેવામાં જીવન ગાળવાની મરજી જણાવી, તેણે વાળ્યો. તુરતજ તે લંડન છોડી થોડા દિવસમાં કલકત્તે આવી પહોંચી.

તેણીએ ઘર ધર્મચુસ્ત મનુષ્યોની પડોશમાં લીધું હતું. તેથી પહેલાં હીંદુઓએ ચાકર તરીકે રહેવા ના પાડી; આ જોઈ ત્હેણે પાડોશીઓની લાગણી ન દુઃખવતાં ચાકર વગર ચલાવી લીધુ. આથી રાંધ્યા વગર આમ ઘણા દિવસ સુધી ફળફળાદીપર અને કોઇ દયાળુ પાડોશી કાંઈ મોકલી આપે તેનીપર પોતાનો નિર્વાહ ચલાવતી. કેટલાક વખત પછી તો એજ પાડોશીઓ ત્હેને પોતીકી તરીકે સમજવા લાગ્યા તે એટલે સુધી કે ધર્મે ચુસ્ત ને સાધ્વી બાઇઓ પણ ત્હેના અતિથી તરીકે તેના ઘરમાં આનંદથી દીવસો ગુજારતાં.

ધૈર્યયુક્ત પ્રેમથી ત્હેણે ધીમે ધીમે લોકોનાં હૃદય એટલાં તો વશ કરી લીધાં કે કોઇને તે સાંભળીને અચંબો લાગે. પહેલવ્હેલાં પાડોશીઓનાં છોકરાંઓ તેને ત્યાં જતાં; તેથી ત્હેણે કીન્ડર-ગાર્ટન નિશાળ કાઢી. છોકરાંની માઓ પણ ધીમે ધીમે ખેંચાઈ આવી તેથી ત્હેણે પુખ્ત વયની સ્ત્રીઓ માટે જુદો વર્ગ કહાડયો. વિધવાઓને, નબાપાં છોકરાઓને તે લાગણીથી મદદ કરતી ને તેને શિક્ષકનો ધંધો શીખવતી. આ પ્રમાણે ધર્મચુસ્ત જુના મતના માણસોની વસ્તીમાં 'વનિતા વિશ્રામ' (House of Sisters) ની સ્થાપના થઈ.

હીંદુસ્થાનની જે સેવા તે બજાવતી હતી તેની ખ્યાતિથી યુરોપ ને અમેરિકાના મોટા મોટા માણસો પણ ત્હેને મળવા આવતા ને પાછા ફરતા ત્યારે તેણીના માનીતા થઇ પડેલા ભરતખંડ તરફ પ્રેમની લાગણી પાછી લઇ જતા. પશ્ચિમમાં વસતા એક ગૃહસ્થ જે ત્હેને પોતાની પુત્રી તરીકે લેખતા તેની સહાયથી તેમજ તેના લખાણોથી પોતાના ઘર ને શાળાઓનો નિભાવ થતો. પોતાની જરૂરીઆતોને ન ગણકારતાં ત્હેની આવકનો મોટો ભાગ ભૂખ્યાં ને ખવરાવવામાં ને કંગાલોની તંગી પૂરી પાડવામાં તે ખર્ચી નાંખતી, એ વાત એની પાસે રહેનારાઓ સારી રીતે જાણે છે.

પોતે રહેતી તે ગલી ને તેને આસપાસની જગ્યાઓ સ્વચ્છ રાખવામાં ત્હેણે સંપાદન કીધેલું જ્ઞાન તેને ઉપયોગી થઈ પડયું. આ કામ સ્હેલું નહોતું પણ ગલીમાંથી પોતાને હાથે કચરો કાઢી તે બતાવતી કે સાફ કેમ થઈ શકે. લગભગ આ વખતે કલકત્તામાં પહેલવ્હેલોજ મરકીનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. આથી લોકોમાં જે ગભરાટ પ્રવર્તો તે હજી ઘણાને યાદ હશે. જ્યારે પ્લેગ બહુ જોરમાં ચાલતો હતો ત્યારે માર્ગેટ નોબલ તેણીના દયાળુ સંદેશા મોકલવામાં તત્પર હતી. જુવાન માણસોનું એક મંડળ રચી તેમની મદદથી શહેરના ઉત્તર ભાગમાં આવેલા ગંદામાં ગંદા ભાગો તે સાફ કરતી. ને પ્લેગના પંજામાં સપડાયેલા દર્દીઓની સારવાર જીવને જોખમે પણ જાતેજ કરતી.

ત્હેના જીવતનો અનુકરણ કરવા યોગ્ય ગુણ જનની પેઠે બીજાની સંભાળ લેવાનો હતો. એકવાર પોતે જ્યારે ઠંડીથી ધ્રુજતી હતી ત્યારે ત્હેણે પોતાનો ગરમ ઝભ્ભો ત્હેના ચાકરને 'ચાકરને તેની જરૂર મ્હારા કરતાં વધારે છે' ધારી આપ્યો. બીજા વાસ્તે આત્મ-ભોગ આપ્યાનો આનો ફક્ત એકજ દાખલો છે. લોકોનાં દુઃખ ને દર્દો જોઇ ત્હેને ચેન પડતું નહી.

જ્યારે તે પહેલવ્હેલી હીંદુસ્થાનમાં આવી ત્યારે સ્ટીમરમાં એક જુવાન અંગ્રેજ પણ હતો. તેના સ્વભાવપરથી લાગતું હતું કે ઘરમાં ન બનવાથી ત્હેને સ્ટીમરપર ચ્હડાવી દીધો હશે. ત્હેના અમિતાહારી સ્વભાવને લીધે સ્ટીમરપર કોઈ એને બોલાવતું નહી. આ બધું જોઇ મીસ માર્ગેટ નોબલનું હૃદય શોકાર્ત થઈ ગયું, ને ઘર તરફથી કોઇ પણ પ્રકારના ધાક વગર ભવિષ્યમાં ત્હેના હાલ બહુ બુરા થશે એમ તેને ધારતી લાગી. તેથી તે આ જુવાન માણસને મળી અને પોતાની પાસે જે એકની એક કીંમતી વસ્તુ-સોનાનું ઘડીઆળ, મા તરફથી ભેટ તરીકે મળેલું હતું તે ગૃહસ્થને આપીને કહ્યું કે 'આને કોઇ દિવસ ઘરેણે ન મુકતો પણ ત્હારામાં મહેનત કરી જીવન ગાળવાની શક્તિ છે એમ માનનારની યાદદાસ્ત તરીકે ત્હારી પાસે રાખી મુકજે.' એક વર્ષ અગાઉ આ ગૃહસ્થની માનો મીસ નોબલપર લાગણી ભર્યો પત્ર આવ્યો હતો. તેનો પુત્ર નોબલની મદદથી નવી જીંદગી પસંદ કરવાને કેવી રીતે શક્તિવાન થયો હતો ને દક્ષિણ આફ્રીકામાં મૃત્યુ-સમયે પણ કેવી લાગણીથી ત્હેણે મીસ માર્ગેટ નોબલને સંભારી હતી તેનો ચિતાર ત્હેની માએ પત્રમાં આપેલો હતો.

આ અરસામાં પૂર્વ બંગાળામાં દુકાળ પડયાના સમાચાર ત્હેને મળ્યા, તેથી ત્હેણે ત્યાં જવાનો ઠરાવ કીધો કારણ દુઃખના પોકાર આગળ ત્હેને શાંતિ ક્યાંથી રહે! ઘણા દીવસો સુધી ત્હેણે પાણી ને ખાખોખીઆંની દરકાર ન કરતાં બેરીસલના ગામડાંની મુલા-

કાત લીધી;' જે ભયંકર ચિત્રો જોયાં તેનો ચિતાર ત્હેણે ઘણા દહાડા પછી "પૂર્વ બંગાળમાં દુકાળ ને રેલ" પ્રસિદ્ધ કીધો. આ શ્રમથી ત્હેને બહુજ ભયંકર જાતનો મેલેરીઆ (તાવ) થયો, જેમાંથી ત્હેને સાજા થઇ પાછાં કામ કરવાને શક્તિવાન થતાં ઘણા દિવસ લાગ્યા. તેના ડાક્તરો ને પશ્ચિમમાં વસતા મિત્રોએ ત્હેને શહેરના વધારે તંદુરસ્ત ભાગમાં જઇ રહેવાની બહુજ જરૂર છે એમ કહ્યું પણ તે એકની બે ના થઇ અને બોલી 'જે ગલીએ મ્હને સંઘરી ત્યાંજ હું તો રહીશ."

આ અરસામાં લંડન ને ન્યુયોર્કના તંત્રીઓએ જે મ્હાન્ કામ સોંપેલું હતું તે કરવામાં તે રોકાયલી હતી. આની સાથે ત્હેની શાળાનું શ્રમસાધ્ય કાર્ય પણ કરવું પડતું. આ બધાથી એ'ની તબીયત બગડી ગઇ તેથી હવા ફેર માટે દાર્જીલીંગ ગઇ, જ્યાં ત્હેણે ૧૩ મી એક્ટોબરને દીવસે દેહનો ત્યાગ કીધો.

---

# દાહોદમાં વસ્તા મોઢ બ્રાહ્મણો વિષે કેટલીક જાણવા જોગ હકીકત.

અત્રે મોઢ બ્રાહ્મણનાં આશરે પચાસ સાઠ ઘર છે ભાટના વહીવંચાના ચોપડાઓ તપાસતાં આ લોકોના વડવાઓ સન્ખેજ, કપડવણુજ, દાસરા, મહિજા ડાકોર વાડાસીનોર વિગેરેના હોવાનું માલુમ પડી આવે છે. કેટલાક વેપારને અર્થે કેટલાક યજમાન વૃતિ ને લીધે એને કેટલાક બીજા ધંધાને અર્થે અત્રે આવી વસેલા તે ઘણા વર્ષના વસવાટને અંતે અંતરેના રહેવાસી થઈ ગયા છે. કેટલાક લોકો જેવા કે યજ્ઞ વિગેરે કર્મકાંડ કરાવનારા તે દીક્ષિતના નામે ઓળખાય છે. રજા અને ઠાકોરો ચાગળ જ્યોતિષનું કામ કરનાર જોષીને નામે ઓળખાય છે, કેટલાક ભટ કહેવાય છે અને કોઈ કોઇની અટક ત્રવાડીની પણ છે કથા કહેવાને માટે નીકળી પડેલા તે વ્યાસને નામે ઓળખાય છે, જો કે હવે જેના તે અટકવાળા બધા તે ધંધો કરતા નથી પણ તેમના વડવાઓ તે ધંધો કરતા હોવાને લીધે તે અટકો ,પડી ગએલી છે.

આ બ્રાહ્મણો પૈકી કેટલાક યજુર્વેદી છે અને કેટલાક શામવેદી છે પણ ઘણો ભાગ શામવેદી છે. બ્રાહ્મણના નિત્યકર્મ કરનારા ઘણા છે. અહિના લોકોને ધર્મ ઉપર કાંઇક શ્રદ્ધા છે. બહુધા શિવ ધર્મી છે તો પણ કેટલાક રામચંદ્રજી અને લક્ષ્મી નારાયણના ઉપાસકો પણ છે. એકંદર રીતે આ ન્યાતમાં ધર્મ પાળવામાં કોઈ જાતનો પ્રતિબંધ કે મતામત નથી. જે જેને રૂચે તે ધર્મ પાળે છે તો પણ અધર્મને માર્ગે જનારા પારકી સ્ત્રીઓને મોઢે બેન કહીને અંદર ખાનેથી શ્વાન વૃતિવાળા. પારકાનો માલ કાવા દાવા કરીને પચાવી પડનારા, કલાલની સાથે લેવડ દેવડનો ધંધો કરનારા, રાંડી રંડો ને રડાવનારા પારકી થાપણો ઓળવનારા અને પારકી સ્ત્રીઓનાં પતિવ્રત ભંગ કરવામાં ગૌરવ માનનાર માણસોની અહિં છત નથી. ગામ ત્યાં ઢેઢવાડો હોય તે કહેવતને અનુસરીને તપાસતાં કોઇક તેવું હશે પણ એકંદર રીતે ન્યાત ધર્મની બાબતમાં સાધારણ રીતે ઠીક છે.

સાઠ ઘરની ન્યાત પૈકી એક રામલાલ મોતીરામ કરીને રાણુપુરમાં તહેસીલદાર છે. રા. ઝવેરીશંકર મયાંશંકર કરીને સેંટ્રલ ઇંડીઆ એજન્સીના સેલાણા સ્ટેટમાં ચીફ મેડીકલ ઓફીસર છે. મી. રેવાશંકર શિવલાલ દાહોદમાં અવલ કારકુન છે. મયાંશંકર ઉમેદરામ નામે ગૃહસ્થ કતવારા સ્ટેટના કારભારી છે, આ શિવાય ઘણાં માણસો જાબુઆ, અલીરાજપુર રતલામ તથા બ્રીટીશ રાજ્યમાં નોકરીઓ કરે છે. કેટલાંક વેપાર કરે છે. યજમાન વૃત્તિનો ધંધો કરનારાં બે ત્રણ ઘર હસ્તી ધરાવે છે. એકંદર રીતે જોતાં ન્યાતની આર્થીક સ્થીતિ સારી છે.

અહિના લોકોમાં ન્યાત વરા વધારે કરવાનો રિવાજ છે. જનોઇ પ્રસંગે બે ન્યાતો લગ્ન પ્રસંગે વરવાળાને ત્રણ અને કન્યા વાળાને ત્રણ જ્ઞાતિ ભોજન કરવાં પડે છે. તેમાં જો કોઇ સારી સ્થિતીનો માણસ હોય તો તેને એક એક ન્યાત વધારે કરવી પડે છે. મરણમાં સુવાન મરી ગયું હોય તો પણ ઉપર ઘી પીરસવાનો કઢંગો રિવાજ છે. આ રિવાજ પુરાતન કાળથી ચાલતો આવેલો હોય એમ જણાય છે. અને સુધારા તથા કેળવણીની ખામીને લીધે તે રિવાજ પ્રચલિત છે. શ્રીમંત પ્રસંગે એક જ્ઞાતિ ભોજન કરવું પડે છે. એક જ્ઞાતિ ભોજનમાં આશરે પચાસથી પોણોસો સુધી ખર્ચ થાય છે.

ન્યાતનો ધારો રૂ. ૩૫૧-૦-૦ ત્રણસો એકાવન રૂપીઆનું પલ્લું લેવાનો છે. કોઈ શ્રીમંત તેથી વિશેષ આપે તો હરકત નથી પણ વધારે માંગવામાં આવતું નથી. પલ્લામાં રોકડા રૂપીઆ આપવાનો રીવાજ નથી. દાગીના આપવામાં આવે છે. પલ્લાને માટે ભાંજગડો થતી નથી. પલ્લું લગ્નને બીજે દિવસે ચડાવવામાં આવે છે લગ્ન થઇ રહ્યા બાદ પલ્લું વરવાળાને ત્યાં રાખવાનો રીવાજ છે.

કેળવણીમાં ન્યાત પછાત છે. ગામમાં ઇંગ્રેજી નિશાળ છે. પણ લોકોને પોતાનાં છોકરાંઓને ઇંગ્રેજી ભણાવવા તરફ ઝાઝું લક્ષ નથી. રજવાડામાં નોકરી કરનારા લોકોનાં છોકરાઓ થેડું ઘણું લખતાં વાંચતાં શીખી બાપદાદાની જગોએ નોકરીઓ કરે છે. કેટલાક દુકાને બેસે છે કેટલાક સ્વતંત્ર વેપાર કરે છે. અને કેટલાક તલાટી કારકુની વીગેરે સરકારી નોકરીઓમાં દાખલ થાય છે. કન્યા કેળવણી ઘણી જ ઓછી છે. છોકરીઓને ઘર ધંધામાં વધારે વખત રોકવામાં આવે છે અને છોકરીઓને ભણાવવી એ નકામો વખત ગુમાવવા જેવું અને છોકરીઓને વિદ્યા બીન જરૂરની છે એવી જુના જમાનાના લોકોની સમજ છે. તો પણ દાહોદ મોટું વેપારનું મથક હોવાથી તથા પરદેશી લોકોના સહવાસથી નવા જમાનાના માણસો પોતાની કન્યાઓને ભણાવવા તરફ વૃતિ રાખે છે અને આગળ જતાં તેનો વધારો થશે એમ આશા રાખવામાં આવે છે. ધાર્મીક કેળવણી સંધ્યા ગાયત્રી રૂદ્રી વિગેરે બ્રાહ્મણનું નિસ કર્મ શીખવવાને માટે એક શાળા પગારદાર પંડીત રાખી ચલાવવામાં આવે છે તેમાં આશરે પંદર છોકરાઓ ભણે છે. શાળાના નિભાવ માટે માસિક ફંડ ઉઘાડવામાં આવેલું છે. તેમાં શ્રીમંત વર્ગના લોકો નાણાં ભરે છે.

અહિંની ન્યાતમાં અવિભક્ત કુટુંબ થોડાં છે તો પણ જે અવિભક્ત કુટુંબો હસ્તી ધરાવે છે તેનો કારોબાર સારો ચાલે છે. દૈવસંજોગે કુટુંબમાં કોઇ સ્ત્રી વિધવા થઈ તો તેને તેનાં શ્વસુર પક્ષનાં કુટુંબીઓ પાળે છે અને તેને ઝાઝું દુઃખ દેતાં નથી પણ તેના તરફ દીલસોજી ધરાવે છે. આ એક ઘણા પ્રશંસનીય રિવાજ છે. ગુજરાતના બ્રાહ્મણોમાં ઘણે ખરે ઠેકાણે આ ગુણની ખામી ગણાય છે.

અત્રેના લોકો બહુધા ગુજરાતી પાઘડીઓ બાંધે છે. રજવાડામાં રહેનારા ફેંટા બાંધેછે. સ્ત્રીઓનો પહેરવેશ પણ ગુજરાતી છે તો પણ કોઇ કોઇ દેશી રાજ્યમાં નોકરીને અર્થે વસતા લોકોના બૈરા માળવી પહેરવેશ પહેરે છે. બૈરાઓમા ઘુમટા તાણી વડીલ વર્ગની મર્યાદા પાળવાનો રીવાજ હજુ હસ્તી ધરાવે છે. નવી ફેશનના દાગીના અને પોશાક હજુ દાખલ થયા નથી. ૨૦ મી સદીનો વાયરો હજુ અહિંના લોકોને વાયો નથી. હાથે કાચલાની ચુડીઓ અને ચાંદીની ગુજરીઓ પહેરે છે. પગની અંદર ચરોતર દેશમાં પાટીદાર લોકોના બૈરાં જે જાતના કલ્લા પહેરે છે તેવા સાદા કલ્લા અહિંના બૈરા પહેરે છે. અને તેની સાથે અમદાવાદી જુના ઘાટના આંકડાવાળાં સાંકળા પહેરે છે. કોટમાં સોનાના દાગીના પહેરે છે તો પણ શ્રીમંતનાં બૈરાઓ હાથે સોનાના સાંકળા વિગેરે દાગીના પહેરે છે રેશમી કપડામાં બાટ પીતાંબર અને સાડીઓ વપરાય છે.

ન્યાતનો કારોબાર પાંચ પટેલીઆ ચલાવે છે જ્ઞાતિ ભોજન વખતે આ લોકોની પ્રથમ રજા માગવામાં આવે છે. મુદ્દાની તકરાર વખતે પંચ ભેગું કરી બહુ મતે ઠરાવ થાય તે અમલમા આવે છે.

દર ન્યાત દીઠ ૦-૮-૦ આઠ આના વાસણ ભાડાના લેવામા આવે છે. ન્યાતના વાસણો પંચ તરફથી બંધાવવામાં આવેલી ધર્મશાળામા રાખવામા આવે છે. ધર્મશાળાની કુંચી ન્યાતના મુખ્ય પટેલીઆને ત્યાં રહે છે. આ શિવાય દર લગ્ન દીઠ વર પક્ષવાળા પાસેથી રૂ. ૧૦-૦-૦ ન્યાતમા આપવાનો રિવાજ છે પ્રથમના કાળમા આખી ન્યાતમાં દરેક ઘેર ગોળ તથા સોપારીઓ આપવાનો રિવાજ હતો તે રિવાજ કાઢી નાખી રૂ. ૧૦-૦-૦ પંચમા આપવાનો રિવાજ દાખલ થયો છે

અહિંની ન્યાત ટુંકી હોવાના કારણને લીધે કજોડા વધારે થાય છે. કન્યાઓની છત છે તેને વર મળતા નથી અને વર છે તેમને કન્યા મળતી નથી (સગપણ અને ગોત્રને લીધે ખપે તેમ નથી.) અહિંના લોકો વર વિક્રય કે કન્યા વિક્રય કરતા નથી તેમજ સાટા ત્રેખડાં પણ કરતા નથી તેમ તેથી કોઇ કુંવારા રહી જતા નથી. જે જેની નજરમાં આવે તે ન્યાતની અંદર વિવાહ કરે છે. અહિંની ન્યાતના જથ્થામા સાત ગામ છે (૧) રતલામ મા બે ઘર છે. (૨) સારંગી એક ઘર છે (૩) ઝાબુઆ ૧૦ ઘર છે. (૪) રાજપુરમા એક ઘર છે. (૫) ગમલામાં બે ઘર છે. (૬) થાદલામા એક ઘર (૭) અને પેટલાવાદ (રતલામ પાસે) મા બે ઘર છે આ શિવાય ઉજ્જન અને માળવા તરફ મોઢ બ્રાહ્મણોની વસ્તી છે પણ તે લોકો સાથે અહિંના લોકોને વ્યવહાર નથી. માળવા તરફના લોકોના આચાર વિચાર જાડા છે. બ્રાહ્મણનો ધર્મ તે લોકો બરાબર પાળતા નથી. માળવી પહેરવેશ પહેરે છે, ચોખવટ રાખતા નથી, આપણને તે લોકો સાથે એક દિવસ પણ ફાવે નહિ.

અહિંની ન્યાતના આગેવાન ગૃહસ્થો સાથે મારે કેટલીક વાતચીત થઇ છે તે ઉપરથી એમ જણાય છે કે અહિંના લોકો વાડાસીનોર સાથે સબંધ બાંધવા ખુશી નથી. ઉજ્જન અને માળવી લોકોના આચાર વિચાર ખરાબ અને રૂઢીઓ કઢંગી હોવાના કારણે તે તરફ કન્યા વ્યવહાર કરવા ના કહે છે. કપડવણજના મોઢ બ્રાહ્મણો સાથે સંબંધ બાંધવાની ખવાએશ રાખે છે અને મારા ધારવા પ્રમાણે કપડવંજી મોઢ બ્રાહ્મણના એકડા વાળા જો અહિંના મોઢ બ્રાહ્મણ સાથે સંબંધ બાંધે તો તેથી ન્યાતનો જથ્થો વધે. કન્યાઓ આપ

લે કરવાની છુટ થાય અને આજે જ્યાં કન્યાઓ છે તેને વરઃમલતા નથી અને વર છે તેને કન્યાઓ ખપતી નથી, આવી સંકડામણમાં કપડવણજના મોઢ બ્રાહ્મણો પણ આવી પડ્યા છે અને તેના પરિણામે ઘણાં કુટુંબો કન્જોડાંથી ઉભી થતી હાડમારીઓના ભોગ થઇ પડેછે તેનું મુખ્ય કારણ એ છે. દાખલા તરીકે હરતી ધરાવતી. કન્યાઓ માટે અત્યારે જે વર છતમાં હોય તે જ છે હવે જન્મે તે વર કામમાં આવે નહિ. જે છે તેમાં કેટલાક નાના અને કેટલાકમાં અન્ય ખામીઓ છે, તેથી ભવિષ્ય પર આધાર નહિ રાખતાં તેવે સ્થળે વિવાહ કર્યા સિવાય છુટકો થતો નથી અને આવાં ઢીંગલા ઢીંગલીઓને પરણાવી હસવા લાયક જોડાં ઉભાં કરવાથી કેળવણીની ખામીને લીધે ન્યાતની સાંસારિક સ્થીતિ ઘણી જ કઢંગી હાલતમાં આવી પડી છે અને દિવસે દિવસે ઉતરતી જાય છે તેથી મારે કહેવું જોઇએ કે અહિંના લોકો સાથે કપડવણજના મોઢ બ્રાહ્મણો કન્યાઓ આપ લે કરવાનો વ્યવહાર રાખવા સંબંધ બાંધે તો તેથી ઉભયને છુટ થાય અને હાલ નડતી મુશીબતો દુર થાય. આ બાબતમાં કપડવણજના મોઢ બ્રાહ્મણોને કાંઇ હરકત હશે તો આ માસિક દ્વારા અગર ટપાલ મારફતે નીચે સહી કરનારને લખશે તો તેનો ખુલાસો કરવામાં આવશે.

ચંદુલાલ પરસોતમરાય. દાહોદ.

---

# ૐ.

શ્રી ગુર્જર બ્રાહ્મણ વ્યવસ્થાપક કમીટી તથા પ્રકાશક સેક્રેટરી સાહેબની પવીત્ર સેવામાં વી. વી. આપના માસીકના વર્ષ ૨ ના અંક ૩ માસીક ભાદ્રપદ સંવત ૧૯૬૬ પ્રષ્ટ ૭૦ માં ખેડાવાળ બ્રાહ્મણોની ઉતપત્તી લખેલ છે તથા માસીક વર્ષ ૩ ના અંક ૪–૫ ના માસીક અશ્વીન કારતીક સંવત ૧૯૬૮ ના પ્રષ્ટ ૮૪ માં ગોમતીવાળ બ્રાહ્મણોની ઉતપત્તી તથા સ્થીતી લખેલ છે. તેમાં આપને લેખ આપનારે કેટલીક ભુલ કરી છે. એવું મારા સમજવામાં નીસંદેહ આવે છે. તેની હકીકત નીચે પ્રમાણે છે તે સુધારવા તસદી લેશોજી એવી મારી વીનંતી છે.

૧ ખેડાવાલ ખેડામાં વસ્યા તેથી ખેડાના નામથી ઓલખાય છે. તે ખેડવાળ કહેવાય છે. પરંતુ મહીકાંઠામાં વસતા ખેડવા બ્રાહ્મણો છે. તેમને ખેડાવાલ લખ્યા છે તે ભુલ છે.

૨ ખેડવા બ્રાહ્મણ ઇડર સ્ટેટમાં આવેલા ખેડબ્રહ્મા નામના ગામમાં વસતા તેથી ખેડવા કહેવાય છે. તેમાં પણ ખેડવા બાહ્ય તથા ભીતરા એ બે વીભાગ છે. બ્રહ્મક્ષેત્ર માહાત્મમાં લખ્યું છે કે પુરવે હરીબ્રહ્મ રાજાએ સુવર્ણની ગાય બનાવી બ્રાહ્મણોને દાન આપવાથી તે નહી સ્વીકારી બાર ગામોમાં જઇ વસ્યા તે બાજ ખેડવા કહેવાય છે. ને દાન લઇ ખેડબ્રહ્મામાં રહ્યા તે ભીતરા ખેડવા કહેવાય છે. તે લોકોની યજમાનવતી જૈનધરમી હુમડ વાણીઆ લોકોની છે.

૩ ગોમતીવાળ બ્રાહ્મણ ગૌતમ મુનીના કુલના છે. એ હકીકત સીદ્ધાંત છે. પરંતુ કાઠીઆવાડમાં આવેલા ગોમતી ગામના નહી પણ દક્ષીણમાં આવેલી ગૌતમી ગંગા ( ગોદાવરી ) તીરે વસનારા હતા. જ્યારે ગુજરાતના માહારાજા મુળરાજે સીધપુરમાં

યજ્ઞ પ્રસંગે માનપુર્વક આમંત્રણ કરેલું તે વખતે યજ્ઞમાં ભારે વિદ્વતાથી ભાગ લીધો હતો. ત્યાંહાંથી આબુના રાજાએ અતી સતકારથી આમંત્રણ કર્યું. આબુ પરવતની તલેટીમાં ઉમરેખા ( ઉમરણી નગરી )માં વસાવ્યા હતા. ત્યાંહાં ઘણી મુદત રહ્યા પછી તેમાંથી કેટલાક ગુજરાતમાં ચાંપાનેર જઈ વસ્યા હતા. તથા ખેડબ્રહ્મા તથા આંબલીઆરા વીગેરે ગામોમાં અને મહીકાંઠામાં સુથરામપુર વીગેરેમાં વસા હતા. શીવાય ઘણાખરા મારવાડમાં ગામો સેસાણ મલવાથી રહ્યા હતા. હાલ પણ તે સગળે સ્થળે રહે છે. તેમનો ધંધો ખેતી, વ્યાપાર, નોકરી તથા કેટલાક ભીક્ષુકી પણ કરે છે. ઉપરની કલમ ૨–૩ માં લખેલી હકીકત નીરવીવાદ સીધાંત છે. તે સુધારી લેવા તસ્દી લેવાની જરૂર છે.

રેવાશંકર રામેશ્વર ઉપાધ્યા રાધેવાડકર.

---

# કાઠીયાવાડી ચાતુર્વેદીય મોઢ જ્ઞાતિ મંડળની બીજી સભા.

ગઈ તા. ૧૮–૩–૫૨ ના રોજ રાત્રે કાંદાવાડીમાં દામનગર નિવાસી રાવળ ભગવાનજી દેવજીના પ્રમુખ પણા નીચે આ મંડળની બીજી માસિક સભા મળી હતી. શરૂઆતમાં સેક્રેટરીએ સભાના સામાન્ય નિયમો આ સભાનો કાર્યક્રમ, ગેરહાજર બંધુઓના ક્ષમાપત્રો, તથા ગઈ સભામાં થયેલા કામકાજનો હેવાલ વાંચી બતાવ્યો હતો. પછી માસિક લવાજમ લેવાયા બાદ ત્રવાડી પ્રભાશંકર ત્રિભુવન તરફથી તેમના ચિ. નાં. વેવિશાળ થયા બદલ મંડળને ઉલટથી રૂ. ૨) ભેટ આપ્યા હતા. પછી જાની ભાઇશકર અંબાશંકરે પોતાની બેનનું વેવિશાળ ચાંલ્લો કર્યા બદલ, તથા ભાવનગર વાસી પાઠક ગોપાળજી કાળીદાસે પોતાની પુત્રીનુ વેવિશાળ ચાંલ્લો કર્યા બદલ મંડળ તરથી તેમને લેખી ધન્યવાદ આપવાનો તથા આ સંસ્થાને વિસ્તારી બહારગામ વસતા ઉત્સાહી જ્ઞાતિ બંધુઓને પણ આમાં જોડવાની યોજના બનતી ત્વરાથી અમલમાં મુકવાના ઠરાવો પસાર કરવાની દરખાસ્ત સેક્રેટરી મુકતાં સર્વાનુમતે તે પસાર થઇ હતી.

પછી પાઠક પ્રભાશંકર જયશંકરે "મંડળ પરત્વે આપણું કર્તવ્ય" એ વિષય ઉપર લંબાણથી રસિક અને બોધદાયક ભાષણ આપ્યું હતું. જેનો સાર એ હતો કે જે આર્યો ઘણાં વર્ષો પૂર્વે ઉચ્ચ અને અનુકરણીય જીવન ગાળતા તેનાંજ આપણે ફરજંદો છીએ. કાળે કરી આપણે આપણા કર્તવ્યથી વિમુખ થયા અને અધોગતિમાં ઘસડાયા. ઇંગ્રેજી રાજના સંપૂર્ણ સુલેહ ભર્યા અમલ નીચે પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયાસ કરવા આ મંડળની સ્થાપના થઇ છે. એ કાર્ય ઘેર બેઠે એક મનુષ્યથી બની શકે તેમ નથી. જેમ દેહ ટકાવી રાખવા પ્રત્યેક અવયવની મદદની જરૂર છે તેમ મંડળને અંગ પ્રત્યંગની જરૂર છે. સહુ સાથે મળી એક બીજાના વિચારોની આપ લે કરી ખરી વસ્તુ પ્રાપ્ત કરી શકીએ. સત્સંગ એજ ઉન્નતિનું મૂળ છે. પ્રથમ ઐક્યની જરૂર છે. પર અને અપરનો તફાવત કાઢી, પોતપોતાની હસવા લાયક માની લીધેલી લક્ષ્મી કુળ હોદ્દો અને વિદ્વતાની મોટાઇ દૂર મુકી તનમન અને ધનથી પ્રયત્ન કરીએ તો કાંઇક થઇ શકે તેમ છે. ગરીબ અને

ન્હાનાની પણ અવગણના કરવી ન જોઇએ. કારણ ઘણીવાર મોટા પથ્થર કરતાં ન્હાનો મણિ કીમતી થઈ પડે છે. સંભાનું મન રંજન કરનારી વીણાને પણ નીચે તુંબડાની જરૂર પડે છે. રાજાને પણ દાંત ખોતરવા તરખલાની જરૂર પડે છે. જેમ ચંદ્ર રાત્રિનું અને રાત્રિ ચંદ્રનું તથા તે બેઉ આકાશનું ભૂષણ છે. તેમજ સભ્ય અને સુખી મનુષ્યો જ્ઞાતિનું ભૂષણ છે. સ્વાર્થ માટે તો સર્વ કોઈ મરી પડે છે. ભલે મનુષ્યો તપ તીર્થ અને દાન-પુન્યથી ઇશ્વર રાજી કરવા ચાહે પરંતુ મારૂં એમ ધારવું છે કે જન સમૂહનું બને તેટલું ભલું કરવાથી જેટલા ઈશ્વર રીઝે છે તેટલા બીજા કશાથી રીઝતા નથી. સર્વ કોઇ મરીને જન્મે છે. પણ તેનુંજ જન્મ્યું ધન્ય છે કે જેનાથી જ્ઞાતિનો અભ્યુદય થયો છે. જે મનુષ્યે જ્ઞાતિ અભિમાનથી પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો નથી તેનું જીવન-વૃથા છે. દરેક કાર્યમાં વિઘ્ન તો આવેજ તેમજ આમાં પણ શરૂઆતમાં લોકોપવાદ વીગેરે નડે તો હારી જવાનું નથી. ધીર મનુષ્યો લોકોના અનેક રંગી અપવાદોથી એક પણ ડગ પાછું ભરતા નથી. સર્વ મનુષ્યો સરખા નથી. કેટલાક પરમાર્થમાંજ પોતાનું સર્વસ્વ માને છે, કેટલાક સ્વાર્થથી પરમાર્થ કરે છે, કેટલાક સ્વાર્થની ખાતર પરહિતમાં વિઘ્ન નાખે છે અને કેટલાક તો કાંઇ કારણ સિવાય બીજાનું ભુંડું કરવામાંજ મોટાઈ માને છે. ઇશ્વર સર્વને શુભાશુભ કર્મનું ફળ આપી રહે છે. એકાદ બે આવી સંસ્થા આપણી જ્ઞાતિમાં ઉદ્ભવી તુટી જવાના આવાંજ કારણો છે. અહમહેમિકા, કાંઇક સ્વાર્થબુદ્ધિ અને સમજફેર એ મુખ્ય છે. સંસ્થાના નેતાને પણ એવે પ્રસંગે એવું તો દૃષ્ટાંતજનક જીવન ગાળવું જોઇએ કે બીજા આપોઆપ તેમાં પ્રેરાય. મોટાઇ એજ પડતીનું મુળ છે. એતો માગી નહી પણ આપોઆપ આવી મળે છે. તેજ મનુષ્યો વંદ્ય છે કે જેનું મન પરહિતમાં રમી રહ્યું છે, હૃદય દયાળુ છે, વાણીમાં મિઠાશ છે, જે કર્તવ્ય પરોપકાર છે. માનગુણને ઘટે છે નહી કે લક્ષ્મી ઉમર. અને ઉચ્ચ કુળને શુદ્ધ સંસ્કાર અને ઉત્તમ વિચારો એજ ખરી મોટાઇ મેળવવાનાં સાધન છે.

બાદ ત્રવાડી ભગવાનજી ઉમીયાશંકરે થોડું વિવેચન કર્યા પછી શાસ્ત્રી જીવરામ જય-શંકરે જણાવ્યું કે પ્રાણીમાત્ર દુનિયામાં સુખની શોધમાં છે. પરંતુ તે મેળવવાનો રસ્તો સર્વને માલુમ નહી હોવાથી મનુષ્ય આડો અવળો ચડી પોતાનું અમુલ્ય જીવન એળે ગુમાવી દે છે. સુખનું સાધન જ્ઞાન છે. અને તે સ્વધર્મ પરાયણતા, શાસ્ત્રાવલોકન, અને આત્મ સ્વરૂપ બુદ્ધિથી પ્રાપ્ત થાય છે. આ રસ્તેજ ધીમે ધીમે જ્ઞાતિ બંધુઓને દોરવા આ મંડળ પ્રયાસ કરેછે. મંડળની સ્થાપના કાંઇ નવીન નથી. હજારો વર્ષ અગાઉથી જ્ઞાતિ મંડળો સ્થપાઇ ચુક્યાં છે. તેમાં પેઠેલો સડો દૂર કરી તેને સંગીન પાયાપર લાવવું એજ અમારો ઉદ્દેશ છે. દેહ નાશવંત છે માટે તેની અવગણના કરી હાથે હાથે દુઃખમાં આવી પડયું જેટલું દુઃખમી ભરેલું છે. તેટલુંજ મોદ બાઇનું મળવાનું નથી માની હાથ પગ જોડી બેશી રહી પોતાના મનની નિર્બળતા દર્શાવવી એ સખેદ હસનીય છે. ઘરનાં બૈરાં છોકરાં પણ જ્ઞાતિલા અને પરજ્ઞાતિલાનો ભેદ સમજે છે, પરંતુ ખેદ જનક છે કે કેટલાક અતિ શાણા બંધુઓ સમજી શકતા નથી. પછી તેમણે બીમડીવાળા ત્રવાડી ઓધવજી ખાસ ત્યાંથી આહીં સુધી સભાનો લાભ લેવા આવ્યા તેથી તેમને ધન્યવાદ આપ્યો હતો.

બાદ રાવળ ભગવાનજી દેવજીએ આ શુભ શરૂઆત બદલ પોતાનો આનંદ પ્રદર્શિત કરતાં જણાવ્યું કે સતત પ્રયાસથી મચ્યા રહેવાથી છેવટ જય મળશેજ. બાદ પાનસોપારી

કનોજથી આવીને વસ્યા તે કનોજીઆ, ગયાજીથી આવી વસ્યા ગયાવાળ, (ભરૂચ) ભૃગુપુરીના ભાર્ગવ, મોતાવાસી મોતાળા, દક્ષિણમાંથી આવનારા, દેશસ્થ, કોકણ મધેના કોકણસ્થ, અને સેણવી, એ વિગેરે રૂષિ મુની પૈકીના બ્રાહ્મણ ગણો જ્યાં વસ્યા તે સ્થાનના કહેવાય છે. અને પાછળથી ઉદ્યમ અર્થે બીજા સ્થાનોએથી આવીને ગુજરાતમાં વસ્યા તે, તે સ્થાનના કહેવાયા.

જો કે દરેક સંજ્ઞાવાળી જ્ઞાતિમાં સમર્થ વિદ્વાન થએલાને પોતાને જૂના ગણાવાની અપેક્ષા થતાં પોતાની જ્ઞાતિનું પુરાણ કેટલાકે રચીને ઘણી મુદતે બહાર પાડ્યું જણાશે.

પરંતુ હાલના શોધ ખોળના સંશોધકોને તેવાં પુરાણોમાં આદ્ય અંતનો સંબંધ, ભાષા સંબંધ, રાજ્યકર્તાનો કાળમાન, જનસમૂહના આચાર વર્તનની તેમાં આવી ગએલી સ્વાભાવિક શૈલિ વીગેરેને લીધે બારીક દ્રષ્ટીના આધુનિક તપાસ કરતાર વિદ્વાનોને—એ ગ્રંથ કયા સૈકામાં, કયા રાજ્યઅમલમાં અને તે વખતની ભાષા પ્રચાર અને જનસમૂહના આચાર વિચારાદિથી દિગ્દર્શન થશે.

બ્રાહ્મણો—રાજા—પ્રજામાં પ્રશંસન્ય હતા. સર્વ પ્રજામાં શ્રેષ્ઠ અને પૂજ્યનિક મનાતા તેઓ નિઃસ્પૃહ રહેતા છતાં તેમનું પોષણ થતું, અને તેમનાથી સદા સર્વથા ધર્મ ધ્યાન સચવાતું, આમન્યા રાજા પ્રજા કોઈ લોપતું નહિ, તે નીચેની હકીકતથી જણાશે.

धर्मस्य ब्राह्मणोमूल मग्रं राजन्य उच्यते

બ્રાહ્મણ તે ધર્મનું મૂળ છે અને ક્ષત્રી તે શિખર તુલ્ય છે.

क्षत्रियो बाहुवीर्येण तरेदापद मात्मनः ॥
धनेन वैश्यशूद्रौ तु जपहोम द्विजोत्तमः ॥

ક્ષત્રી પોતાના બાહુબળથી આવેલી આપદાને દૂર કરી શકે છે, અને વૈશ્યો તથા શુદ્રો ધન વડે પોતાની આપદા મટાડી શકે છે; પણ બ્રાહ્મણો તો પોતાના ધર્મબળ જપ તપ, હોમથી અનેક પીડાને હઠાવી શકે છે. તેથી—

स्ववीर्या राजवीर्याश्च, स्ववीर्यं बलवत्तरम् ॥
तस्मात् स्वेनैव वीर्येण निगृण्हीयादरीन् द्विजः ॥

રાજાને તો બીજાની શક્તિ ઉપર આધાર રહેલો છે પણ બ્રાહ્મણને તો પોતાની જ શક્તિ ઉપર આધાર છે માટે રાજાથી પણ વધારે શક્તિવાન બ્રાહ્મણ છે.

न ब्राह्मणो वेदयत किंचि द्राजनि धर्मवित् ॥
स्ववीर्य्येणैव तान् शिष्यान्मानवा नृपकोरिणः ॥

ધર્મશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણને પોતાનુ ભારે નુકશાન કરનારને માટે રાજાને પણ ફરિયાદ કરવી પડતી નથી કેમકે તે પોતાની શક્તિ વડે નુકશાન કરનારને બ્રાહ્મણ પોતે શાસન કરવાને (શાપથી.) સમર્થ શક્તિવાન છે.

છે પણ જ્યાં ગોર અને યજમાન બંનેજ એવા બને છે ત્યાં ગમે તેમ ઠોકાય છે. એવાઓ વિવાહ સંબંધ પણ સ્વગોત્રમાં કરી બેસે છે. તેથી વંશ વૃદ્ધિ થતી નથી અને સુખી થતા નથી એ ગોત્ર ગમનના દોષનો પ્રભાવ છે. ભૂલ કરેલા બ્રાહ્મણો ધાર્મિક અને ખરા હોય છે તે પાછળથી થએલી ભૂલ જાણતાં ભાઈ બેનના સંબંધથી સંસાર નભાવીને આયુષ્ય પુરૂ કરે લાના દાખલા છે. તેવાને પ્રસિદ્ધિમાં લાવવા ઉચિત નથી.

## ગોત્રાવલી નીચે પ્રમાણે—

सप्ताब्धि, पञ्चाक्ष, दिगब्धि वेद, दशेति संख्या प्रमितानि भूप
श्री जामदग्न्यादि मुनीश्वराणा न्युनैक पञ्चाशदति स्फूटानि ॥

એ રીતે જમદગ્નિ ઋષિનાં ૭ વંશો, વસિષ્ટના ૪ વંશો, અત્રિના ૫ વંશો, વિશ્વામિત્રના ૫ વંશો, ગૌતમના ૧૦ વંશો ભારદ્વાજના ૪ વંશો, કશ્યપના ૪ વંશ અને અગસ્ત્યના ૧૦ વંશ ગોત્રો મળીને કુલ ૪૯ વંશ ગોત્રો થયાની વીગત નીચે પ્રમાણે—

### (१) जमदग्नि के भृगुनां ७ वंश.

(१) वत्स, (५) यास्क
(२) विद (६) वैन्य
(३) आर्ष्टिषेण (७) शुनक
(४) मित्रयुव

તે સાતેના દરેક વંશનાં પ્રવર નીચે મુજબ—

(૧) वत्स=૧ ભાર્ગવ, ૨ ચ્યવન, ૩ આપ્નવાન, ૪ ઔર્વ, ૫ જામદગ્ન્ય, પાંચ પ્રવર એ છે.

(૨) विद के वेद=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, એ ત્રિપ્રવર. અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય છે.

(૩) आर्ष्टिषेण=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, ઔર્વ, અને વૈદ એ પાંચ પ્રવર છે.

વળી કેટલાક ભાર્ગવ, ચ્યવન, અને જમદગ્ન્ય એમ ત્રિપ્રવર અથવા ભાર્ગવ, ચ્યવન, અને આપ્નવાન એમ ત્રિપ્રવર કહે છે.

(૪) मित्रयुव=ભાર્ગત, ચ્યવન, દ્વિવોદાસ એ ત્રણ અને કેટલાક વાધ્નશ્વ, એ એક જ પ્રવર માને છે.

(૫) यास्क=ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન, અથવા ભાર્ગવ, વૈતહવ્ય, સાવેતમ એ ત્રણ પ્રવર કહે છે.

(૬) वैन्य=ભાર્ગવ, વૈન્ય, પર્થ, એ ત્રણ.

(૭) शुनक=શૌનકજ, અથવા ગાર્ત્સમદ, અથવા ભાર્ગવ અને ગર્ત્સમદ એમ બે પ્રવર કહ્યાં છે.

થયા ત્યારે ઘણો આગ્રહ, સમજાવી અને સત્કારથી તેમની યોગ્યતા મુજબ ગામ, ગરાસ આપીને વસાવ્યા. તેઓ ઉત્તરમાંથી આવેલા માટે ઔદિચ્યો નામ પડ્યું.

શિષ્ય ગણો આવેલા તે પણ છુટાછવાયા વસી રહેલા જણાય છે અને રસ્તે આવતાં રહી પડેલા શિષ્યો પોતાના ગુરૂને આવવાની આશા રહીત થવાથી તેઓ પણ જ્યાં ત્યાં રહી પડ્યા.

આથી ગુજરાતમાં વૈદીક સદ્ધર્મના પ્રભાવને અંગે સુનિતિ અને સદાચાર રાજા અને પ્રજામાં વધ્યો.

તેમાંની કેટલીક જ્ઞાતિવાળા તો પોતે સ્વાશ્રિત જ રહ્યા. પોતાના ઉત્તમ બ્રાહ્મણ ધર્મ કર્મથી પરાશ્રિત થઇને નષ્ટ થવું યોગ્ય નથી એમ ધારી અદ્યાપિ પર્યંત સ્વાશ્રિત જ રહેલા છે.

પણ કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓ પોતાના સ્થાનના કે બીજા વણિકો આદિ શૂદ્રોની સુશ્રુતા કરવા લાગ્યા જેથી તેમણે પોતાના ગોર સ્થાપ્યા છે. તેમાંની કેટલીક ઉંચ ધંધાવાળી નાતોના ગોર બીજાની સાથે સંપક્ત રહી શક્યા છે પણ અધમ ધંધાધારીના ગોરો પંક્તિ બહીષ્કાર થયાથી તેઓને પોતાનો નાનો એક વાડો કરી બેસવાની ફરજ પડેલી જણાય છે–જેમકે નાગર વાણીયાના નાગર બ્રાહ્મણ ગોર છે, મોઢ વાણીયાના મોઢ બ્રાહ્મણ ગોર છે. શ્રીમાળી વાણીયાના શ્રીમાળી બ્રાહ્મણ ગોર છે, તેમ ઝારોલાના ઝારોળા, વાયડાના વાયડા, હરસોલાના હરસોલા, દાયમા રજપૂતના દાયમા બ્રાહ્મણ ગોર છે. એ વિગેરે ઉત્તમ વર્ણોના ગોરો ઉપરાંત ઘાંચીના ઘાંચી ગોર, લુહારના લુહાર ગોર, ખમારના ખમાર ગોર, દરજીના સઇગોર, રાવતના રાવત ગોર, ભાવસારના ભાવસાર ગોર, ખાત્રીના ખાત્રી ગોર, સુતારના સુતાર ગોર વીગેરે ધંધાની નાત નામધારીના ગોર છપાયા છે તે બ્રાહ્મણોમાં બહીષ્કાર થયાથી એવી અનેક નાતો પણ થઇ છે તે સર્વ મૂળે ઉદિચ્યો અને સાથે આવેલા શિષ્ય ગણો પૈકીના છે. લુવાણાના ગોર સારસ્વત લુવાણા સાથે અને રાજ્યના થએલા ગોર રાજગર બ્રાહ્મણો યજમાનો સાથે ભોજન લેતા કહેવાય છે. તેમનાં પણ સતર્ષિ અને ગોત્ર શાખા પ્રવરાદિ સરખાં, ઘણે ભાગે મળતાં જ જણાશે.

મહાત્મા ઋષિ મુનિઓએ અગમ ચેતી એવી વાપરી છે કે પોતાના કુટંબી કોને ઓળખી રાખવા માટે પોતાનું ગોત્ર–પ્રવર–અટક–શાખાદિ હરહમેશ યાદ રાખવાને દરરોજના નિત્ય અને નૈમિતિક ધર્મ કાર્યમાં યાદ કરીને આગળ કામ લેવા માંડવામાં આવે છે. એથી પ્રોતીકા સંબંધીઓ જે દુર દુર દેશ જઈ ને વસેલા હોય, અને એક બીજાની ઓળખાણ ભૂલ્યા હોય, તોપણ ગોત્રોચ્ચાર કરતાં જ પોતાના સંબંધકોને જાણી શકે છે. અને વિવાહાદિક સંબંધમાં ભૂલ થતાં અટકાવે છે. ખરા બ્રાહ્મણો અદ્યાપિ એ પ્રસંસા પાત્ર પ્રથા ચાલુ રાખીને રહેલા છે.

કેટલાંકની અટકો પોતાના ઉદ્યોગ કર્મકાર્યના અંગે બદલાઈ છે, જેમકે પ્રથમની અટક જૂદી છતાં જ્યોતિષનું કાર્ય બે ત્રણ પેઢીથી ચાલતું આવ્યાને લીધે જોષી જ કહેવાય છે. લાંબી મુદત ગોરપદાને લીધે ગોરજ છપાયા છે. યજ્ઞોહોત્ર રાખનાર અગ્નિહોત્રી કહેવામાછે, વીગેરે વિગેરે પણ ધર્મ કાર્યમાં તો તેમનાં ગોત્રોચ્ચાર અસલ પ્રમાણે જ થાય છે. કેટલાક બ્રાહ્મણો પોતાનાં ગોત્રોચ્ચાર ભૂલ્યા હોય છે તો તેમના પુરોહિતો તે યાદ રાખીને બોલી દેખાડે